# કુલ-ભૂષણ મહિલા.

પ્રયોજકઃ-

**વ્રજલાલ જાદવજી ઠક્કર,**

માંડવીની પોળ-અમદાવાદ.

" The woman's cause is man's; they rise or sink,
Together, dwarfed or god like, bond or free;
If she be small, slight natured, miserable,
How shall men grow ? "

—*Tennyson.*

પ્રકાશકઃ-

**મોહનલાલ મનસુખરામ શાહ,**

પબ્લીશર અને બુકસેલર, લેહેરીપુરા-વડોદરા.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૭. વિક્રમાબ્દ ૧૯૭૩.

મૂલ્ય એક રૂપિયો.

# TWENTY VIEWS OF WOMAN.

Woman ! blest partner our joys and woes ;—*Sand.*
Blessing and blest wherever she goes.—*Cowper.*
Eager to hope, but not less firm to bear.—*Byron.*
O born to smooth distress, and lighten care;-*Mrs. Barbauld.*
Meekly to bear with wrong and cheer decay,-*Mrs. Hemans*
O Woman ¡ woman ! thou art formed to bless;— *J. Bird.*
For woman is all truth and steadfastness-*Chaucer.*
Holy, divine, good, amiable, or sweet,-*iMlton.*
Each softest, truest virtue there should meet.-*Johnson.*
Women Were made to give our eyes delight,-Y*oung.*
So fond and true, so beautiful and bright.-*Patterson.*
And you of man was made, man but of earth,-*Randotph.*
Gay smiles to comfort, April showers to move;-*Parnell.*
The important business of your life is love:-*Lyttleton.*
Here woman reigns: the mother,daughter, wife-*Montgomery.*
The loved and cherished idol of my life.-*Prentice.*
A rosebud set with a little wilful thorn;-*Tennyeon.*
Sacred by birth and built by hands divine;-*Dryden.*
Her worth, her warmth of heart let friendship say-*Scott.*
All my fortunes at thy foot I'll lay.—*Shukespere.*

# પ્રસ્તાવના.

પ્રસ્તુત પુસ્તક સ્ત્રીઉપયોગી હોવાથી તેમજ એમાં કેટલાક બોધક અને માર્ગદર્શક નિબંધો હોવાથી આ પુસ્તકનું નામ કુલ-ભૂષણ મહિલા રાખવામાં આવ્યું છે. અધુના આપણા ગુજરાતી સાહિત્યમાં સ્ત્રીઉપયોગી પુસ્તકોની ઘણી ખોટ છે; તેથી ભારતીય સન્નારીઓનું ચારિત્ર સુધરે, તેઓ પોતાના સાંસારિક કર્તવ્યો સમજી તેનું પ્રતિપાલન કરે, વિધવાઓ પોતાનાં જીવનને સ્ત્રીજાતિનો આદર્શ બનાવી શકે, માતાઓ પોતાનાં સંતાનોને સુયોગ્ય કેળવણી આપી તેમના તેમજ સ્વદેશના ભવિષ્યને ઉજવળ કરે, આર્યસંસારોમાં સ્ત્રીજાતિની અજ્ઞાનતાથી થતો ક્લેશકંકાસ દૂર થાય એવા અનેકવિધ ઉદ્દેશોને લક્ષ્યમાં રાખી આ સ્ત્રીઉપયોગી પુસ્તકની યોજના કરવામાં આવી છે.

સમસ્ત દેશની ઉન્નતિનો આધાર સ્ત્રીજાતિ ઉપર છે, તેવીજ રીતે દેશની અવનતિના કારણરૂપ પણ સ્ત્રીજાતિ છે, આ વાત સર્વમાન્ય છે. જો સ્ત્રીઓ શિક્ષિતા હોય, સંતાનોને સુયોગ્ય શિક્ષણ આપવાને લાયક હોય, દુઃખી તેમજ રોગથી પીડાતાં માણસોની સેવાસુશ્રુષા કરવામાં તત્પર હોય તથા પતિના વિશ્રામ સ્વરૂપ હોય તો તેઓ માત્ર પોતાના ગૃહ-રાજ્યની તો શું પરંતુ સમસ્ત દેશની ઉન્નતિ કરી શકે એ નિસ્સંદેહ છે. સ્ત્રીઓ શિક્ષિતા હશે તોજ ભાવી પ્રજા પણ શિક્ષિત થઈ સ્વદેશને ઉન્નત કરી શકશે; તાત્પર્ય એજ છે કે જે સ્ત્રીજાતિના ઉપર આવા ગંભીર કાર્યનો આધાર છે તે સ્ત્રીજાતિને અજ્ઞાનતામાં રાખવા જેવું મહાપાપ બીજું એક પણ નથી. અસ્તુ.

આપણા ભારતવર્ષમાં ઘણેખરે સ્થળે સ્ત્રીજાતિની અજ્ઞાનતાથી કુટુંબકલેશ ઉત્પન્ન થાય છે. સાસુ વહુને બનતું નથી, દેરાણી જેઠાણીને બનતું નથી, તેમજ પતિ પણ પત્નીના વર્તન માટે કેટલીક વખતે નારાજ થાય છે; માટે આવા પ્રસંગે એક કુલ–લક્ષ્મી–આર્યવધૂનું શું કર્તવ્ય છે તેનું પણ આ પુસ્તકમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે, અને એ વર્ણન કિંવા ઉપદેશ જો આર્ય બ્હેનોના સહજ પણ ઉપયોગમાં આવશે તો લેખક પોતાના શ્રમની સફળતા થઇ સમજશે.

આ પુસ્તકમાં આવેલો લેખ ‘સ્ત્રીઓને આવશ્યક જ્ઞાન આપવાના વ્યાવહારિક માર્ગો’ મ્હારા પરમ સ્નેહી શ્રીયુત્ ધનશંકર હિરાશંકર ત્રિપાઠીના શ્રમનું પરિણામ છે, તથા ‘ઉપદેશ–માળા’ નામનો એક ન્હાનો લેખ સુપ્રસિદ્ધ સ્ત્રી-ઉપયોગી માસિક પત્ર ‘સુંદરી સુબોધ’ માંથી ઉપયોગી જણાયાથી ઉધ્ધૃત કરવામાં આવ્યો છે તેથી એ લેખની લેખિકા ભગિનીનો પણ અત્રે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. એ બન્ને લેખોમાં યોગ્ય લાગ્યું છે ત્યાં આવશ્યક ફેરફારો કર્યા છે. આ સિવાય બાકીના કેટલાક લેખોનો બંગાળી સાહિત્યમાંથી યથાયોગ્ય ફેરફાર કરી ગુજરાતીમાં અનુવાદ કરવામાં આવ્યો છે.

જો પ્રસ્તુત પુસ્તકનો સ્ત્રીસમાજમાં સારો સત્કાર થશે તો આ પ્રદેશમાં યથાશક્તિ વિશેષ કાર્ય કરવાની આ લેખકની મહત્વાકાંક્ષા છે. અસ્તુ.

લી. સાહિત્યસેવક

**વૃજલાલ જાદવજી ઠક્કર.**

# અનુક્રમણિકા.


| | પાન. |
|---|---|
| સ્ત્રીશિક્ષણની જરૂરિયાત. | ૧ |
| સ્ત્રીજાતિના ગુણ. | ૯ |
| ૧ સૌન્દર્ય-સૃષ્ટિ. | ૯ |
| ૨ લજ્જા. | ૧૪ |
| ૩ વિનય. | ૧૭ |
| ૪ ગંભીરતા. | ૧૯ |
| ૫ સરળતા. | ૨૦ |
| ૬ આત્મસંતોષ. | ૨૪ |
| ૭ મહેનત. | ૨૯ |
| ૮ સ્નેહ-મમતા. | ૩૦ |
| ૯ અતિથિ-સેવા. | ૩૧ |
| ૧૦ સેવા-ચાકરી. | ૩૨ |
| ૧૧ સૌજન્ય. | ૩૪ |
| ૧૨ દેશસેવા. | ૩૫ |
| ૧૩ સતીત્વ. | ૩૬ |
| સ્ત્રી જાતિના દોષ. | ૪૭ |
| ૧ આળસ. | ૪૮ |
| ૨ વિલાસિતા. | ૫૦ |
| ૩ સ્વચ્છંદતા. | ૫૩ |
| ૪ ઉચ્છૃંખલતા. | ૫૬ |
| ૫ કલહ. | ૫૮ |
| ૬ પરનિન્દા, હિંસા, દ્વેષ. | ૬૦ |
| ૭ અભિમાન અને અહંકાર. | ૬૨ |
| ૮ શારીરિક ઉન્નતિ પ્રત્યે દુર્લક્ષ્ય | ૬૪ |
| ૯ રસિકતા અને વાચાલતા. | ૬૬ |
| ૧૦ સહનશીલતા. | ૬૮ |
| ૧૧ ખોટું ખર્ચ અગર તો વિશેષ ખર્ચ. | ૭૧ |
| સગાં વ્હાલાં પ્રત્યેનાં કર્તવ્ય. | |
| ૧ પતિ પ્રત્યેનું કર્તવ્ય. | ૭૨ |
| ૨ સાસુ સસરા પ્રત્યેનું કર્તવ્ય. | ૮૮ |
| ૩ કુટુંબના બીજા માણસો પ્રત્યેનું કર્તવ્ય. | ૯૩ |
| ૪ જેઠ પ્રત્યેનું કર્તવ્ય. | ૯૪ |
| ૫ દિયર પ્રત્યેનું કર્તવ્ય. | ૯૫ |
| ૬ દેરાણી, જેઠાણી, તેમજ નણંદ પ્રત્યેનું કર્તવ્ય. | ૯૫ |
| ૭ દાસ, દાસી વગેરે પ્રત્યેનું કર્તવ્ય. | ૯૬ |
| દૈનિક ગૃહકાર્ય. | |
| ૧ સ્ત્રીઓની જવાબદારી. | ૯૮ |
| ૨ પ્રાતઃકૃત્ય. | ૯૮ |

| | પાન. |
|---|---|
| ૩ રસોઈ. | ૯૯ |
| ૪ પાન બનાવવું. | ૧૦૦ |
| ૫ સ્વચ્છતા અને સુવ્યવસ્થા. | ૧૦૦ |
| ૬ લેખન, વાંચન અને ભરત ગુંથણ. | ૧૦૧ |
| ૭ દરરોજનો હિસાબ. | ૧૦૨ |
| ૮ કુટુંબની સેવા ચાકરી. | ૧૦૩ |
| ૯ વ્રત ઉપવાસાદિ. | ૧૦૩ |
| ૧૦ પુસ્તક વાંચવા સંબંધી. | ૧૦૩ |
| ૧૧ હસ્તાક્ષર. | ૧૦૪ |
| ૧૨ મિતવ્યય. | ૧૦૪ |
| **પૌરાણિક નીતિ કથાઓ.** | |
| ૧ લક્ષ્મી—રૂક્મિણી સંવાદ. | ૧૦૪ |
| ૨ સુમના શાણ્ડિલીનો સંવાદ. | ૧૦૬ |
| ૩ પાર્વતીએ કરેલું સ્ત્રી ધર્મનું વર્ણન. | ૧૦૮ |
| ૪ દ્રૌપદી—સત્યભામાનો સંવાદ. | ૧૧૦ |

## ખંડ ૨ જો.

| | પાન. |
|---|---|
| **ઉપયોગી નિબંધ સંગ્રહ.** | ૧૧૬ |
| સ્ત્રીજાતિનું શિક્ષણ. | ૧૧૬ |
| ૧ શારીરિક શિક્ષણ. | ૧૨૨ |
| ૨ બાળલગ્ન. | ૧૨૨ |
| માનસિક અને નૈતિક શિક્ષણ. | ૧૨૪ |
| **સામાજીક શિક્ષણ.** | ૧૨૯ |
| ૧ સહજ વિજ્ઞાન. | ૧૩૧ |
| ૨ શિલ્પ. | ૧૩૧ |
| ૩ ગીત—વાદ્ય. | ૧૩૧ |
| ૪ રસોઇ, ઘરનું કામકાજ અને સેવાચાકરી. | ૧૩૨ |
| વિધવાઓની કમાઈ. | ૧૩૪ |
| સ્ત્રીશિક્ષણ સંબંધી બે બોલ. | ૧૩૭ |
| સ્ત્રીજાતિનું કર્તવ્ય.(બંગનારીના એક લેખ ઉપરથી) | ૧૪૦ |
| સ્ત્રીશિક્ષણ. | ૧૪૫ |
| માતૃ—સ્નેહ. | ૧૫૧ |
| સ્વદેશસેવામાં સ્ત્રીજાતિ. | ૧૫૮ |
| ભારતવર્ષની ઉન્નતિ સાધવામાં સ્ત્રી જાતિનો અંશ. ( **મિસિસ એનીબીસેન્ટના** એક લેખ ઉપરથી. ) | ૧૫૪ |
| શિશુ—પાલન (બાળ—ઉછેર) | ૧૬૭ |
| સ્ત્રીઓની પરાધીનતા. ( **જોન સ્ટુઅર્ટ મીલના** તત્સબંધી વિચાર.) | ૧૬૯ |

પાન.

સ્ત્રીઓને આવશ્યક જ્ઞાન આપવાના વ્યાવહારિક માર્ગો. ૧૮૨
- ૧ પતિ પ્રત્યે પત્નીના વર્તનને લગતું જ્ઞાન. ૧૮૬
- ૨ ગૃહતંત્ર ચલાવવાનું જ્ઞાન. ૧૯૦
- ૩ બાળકને ઉછેરવાને લગતું જ્ઞાન. ૧૯૨
- ૪ બાળકને કેળવવા સબંધીનું જ્ઞાન. ૧૯૩
- ૫ અન્ય ઉપયોગી જ્ઞાનમાળા. ૧૯૫

સ્ત્રીઓને ઉપર્યુક્ત જ્ઞાન પ્રાપ્ત કરવાના વ્યાવહારિક માર્ગો. ૨૦૧

પાન.
- ૧ માતા. ( ગૃહ ) ૨૦૨
- ૨ નિશાળ. ૨૦૫
- ૩ રૂઢિબંધનોનું નડતર દૂર કરવું. ૨૦૬
- ૪ કન્યા કેળવણી માટે કોમવાર ફંડો એકઠા કરવા ૨૦૮
- ૫ વિધવાની સ્થિતિ સુધારવી જોઇએ. ૨૦૯
- ૬ સ્ત્રી કલબોની સ્થાપના. ૨૧૦

ઉપદેશમાળા. ૨૧૪

સ્ત્રી જાતિ માટે જગપ્રસિદ્ધ વિદ્વાનોના કેટલાક અભિપ્રાય. ૨૨૩

પતિસ્તોત્રનો સાર. ૨૩૦




# જાહેર ખબરો.

## ઉત્તમ પુસ્તકો.

( ગુજરાતી સાહિત્યમાં તદ્દન નવી પ્રવૃત્તિ ).

મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી તથા વડોદરા
રાજ્યના કેળવણી ખાતા તરફથી ઇનામ લાઇબ્રેરી માટે
મંજુર થયેલાં પુસ્તકો.

---

**દેશદેશની રસમય વાતો**—સુંદર કાપડી પુઠું કિ. ૦-૬-૦

"મૂકેલી વાતોની પસંદગી સારી છે. વાતો હાસ્યના વિનોદવાળી અને મનોરંજક છે, તે સાથે બોધદાયક છે." ( **રા. બા. રમણભાઇ** )

**દેશદેશની માર્મિક વાતો**—સુંદર કાપડી પુઠું કિં ૦-૬-૦

"વાતો ટુંકી, સાદી, રમુજી, વિષયોની વિવિધતાવાળી, અને વિનોદની સાથે બોધ આપવાના દુર્ઘટ કાર્યમાં સફળ નિવડે એવી છે." **( રા. રા. પ્રો. બળવંતરાય ઠાકોર ).**

આ બન્ને પુસ્તકોના લેખક-**હરિલાલ માણેકલાલ દેસાઇ**, બી. એ. અને **કલ્યાણરાય નથુભાઇ જોશી**, બી. એ.

---

( મનન કરવા યોગ્ય ઉત્તમ નિબંધ. )

**પ્રકૃતિ-સૌન્દર્ય** ( સચિત્ર ) કિં. ૦-૩-૦

લેખક—**રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત,**
બી. એ., એમ. સી. પી.-વડોદરા.

---

**હૃદય પરીક્ષણ.**

ગુજરાતી ભાષામાં સરળ શૈલિમાં નીતિશાસ્ત્રના સિદ્ધાન્તોનું વિવરણ કરનાર પહેલું પુસ્તક. કિં. ૦–૧૨–૦

લેખક–રા. રા. **નંદનાથ કેદારનાથ દીક્ષિત,** બી. એ. એમ. સી. પી.

---

બોધક અને રસિક નવલકથા.

**ઉષ:કાલ ભાગ ૧.** સુંદર પાકું પુઠું કિ. ૧–૮–૦

**ઉષ:કાલ ભાગ ૨.** ,, ,, ,, કિ. ૧–૦–૦

મરાઠી ભાષાના ઉત્તમ નવલકથાકાર રા. રા. હરિ નારાયણ આપ્ટેની ઉત્તમ નવલકથાનું ભાષાન્તર કરનાર સૌ. **પ્રસન્નગવરી મ્હેતા.**

આ પુસ્તક મહારાષ્ટ્ર દેશનો ઇતિહાસ બહુજ રસથી સમજવાનું સાધન થઇ પડયું છે. મરાઠી ભાષાની નવલકથાની શૈલી જોવાનું પણ આ પુસ્તક વાંચવાથી બની શકે છે.

---

**ગૃહસ્થાશ્રમ.**

ગૃહસંસારને લગતા સારી ચર્ચાથી તથા વિવેચનથી ભરપૂર.

સુંદર પાકું પુઠું. નવી આવૃત્તિની કિં. ૧–૮–૦

લેખક—રા. રા. **પ્રભુશંકર નરભેરામ વ્યાસ**–સુરત.

કુટુંબજીવનમાં ઉપસ્થિત થતા ઘણાખરા પ્રશ્નોનું સમાધાન કરવાનો સારો પ્રયાસ આ પુસ્તકમાં થયો છે.

---

**મુકુલ વીણા.** (કાવ્યમાં)

સારી વાંચવાલાયક નવલકથા. પાકું પુઠું. કિં. ૧–૦–૦

લેખક–રા. રા. **પનુભાઇ જશવંતરાય દેસાઇ,** બી. એ. એલ. એલ. બી.

સુંદર ઉપોદ્ઘાત ગદ્યમાં લખાયો છે તે પણ સ્વતંત્ર નિબંધ જેવોજ છે. સરળ અને સાદી રાગણીઓ તથા વ્રતમાં આખી વાત ઉતારવામાં આવી છે. વાર્તાનું વસ્તુ પણ બહુજ બોધદાયક છે.

---

સરસ બોધદાયક વાર્તાનો ભંડાર.

**સંગીત નીતિવિનોદ.** કિં. ૦–૧૦–૦

ભાવનગર રાજ્યના **મહારાજા સાહેબ ભાવસિંહજી** તરફથી તૈયાર થયેલું છે. સુંદર ગાયનોનો સમાવેશ પણ આ પુસ્તકમાં થયો છે.

---

**સાવિત્રી ચરિત્ર નાટક.**

સ્ત્રીઓને વાંચવા લાયક ઉત્તમ પુસ્તક. તદ્દન પવિત્ર ભાવનાથી ભરપૂર, અને પતિવ્રત્તાનો ઉચ્ચ આદર્શ બતાવનારૂં ઉત્તમ નાટક.કિં.૧–૦–૦

બ્રિટિશ સરકાર તરફથી " **મહામહોપાધ્યાય** "ની ઉચ્ચ પદવી પ્રાપ્ત કરનાર શિઘ્ર કવિ **શંકરલાલ માહેશ્વર**ના સંસ્કૃત પુસ્તકપરથી ગુજરાતીમાં સરળ ભાષાંતર કરનાર " કેશવકૃતિ "ના જાણીતા લેખક સ્વર્ગસ્થ **કેશવલાલ હરિરામ ભટ.**

કુટુંબની સ્ત્રીઓના મનોભાવને ઉન્નત કરવા ઇચ્છતા દરેક મનુષ્ય તરફથી આ પુસ્તકને સારો સત્કાર મળે છે.

---

વડોદરાનિવાસી કવિ ગિરધરકૃત મોટું

**શ્રીકૃષ્ણચરિત્ર.**

શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધની લીલા કાવ્યમાં સારી રીતે ઉતારેલી છે. દરેક વૈષ્ણવજનોએ અને રસિક વાચકે આ પુસ્તક વાંચવા યોગ્ય ગણ્યું છે. ઘટાડેલી કિં. ૧–૦–૦

---

ખરૂં જ્ઞાન મેળવવું હોય, તમારા કુટુંબીઓને જાગૃત કરવા હોય, તમારા બાળકોને દુનીઆની રચનાની સાચી માહિતી આપવા ધારતા હો—તો મંગાવો સત્વર.

સુંદર પાકું પુઠું.] **વિજ્ઞાનની વાતો.** [કિં. રૂ. ૧—૦—૦

( સચિત્ર )

વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં "સાયન્સ"ના શિક્ષણના કામનો સારો અનુભવ ધરાવનારા, બાળકો માટે સાહિત્ય તૈયાર કરવાના કામમાં ફતેહ મેળવનાર રા. રા. **કલ્યાણરાય નથુભાઇ જોશી.** બી. એ. તરફથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં સાયન્સ જેવા વિષયને સરળ અને રસિક વાતોમાં ઉતારવામાં આવેલ છે. ભાષા ઘણીજ સાદી અને મીઠી છે. ઠેકાણે ઠેકાણે ચિત્રો મૂકી વાર્તાના વિષયોને વિશેષ આકર્ષક અને મનોગમ્ય બનાવ્યા છે.

---

## The Science Of Self Sacrifice

OR

## The Art of Doing Good.

મુંબઇના જાણીતા ગૃહસ્થ રા. રા. બી. એન. મોતીવાળા તરફથી ઇંગ્રેજી શિષ્ટ લેખોમાંથી પસંદ કરવામાં આવેલા ભાવનાપૂર્ણ ઉતારાનો આ સંગ્રહ છે. સવારના પ્રહરમાં મનન કરવા જેવું અને સ્વાર્થત્યાગ વૃત્તિને પોષે તેવા ઇંગ્રેજી ઉતારાનો આવો સંગ્રહ બીજો ભાગ્યેજ પ્રસિદ્ધ થયો હશે. લગભગ ૩૦૦ પાનાના દળદાર પુસ્તકની કીંમત માત્ર રૂ. ૧—૦—૦.

---

# कुल-लक्ष्मी.

## સ્ત્રીશિક્ષણની જરૂરિયાત.

વિવિધ પ્રકારનાં વાજીંત્રોના અવાજ સાથે નવવધૂ જ્યારે પ્રથમ સાસરે આવે છે ત્યારે સહુનાં ચિત્ત વહૂ તરફ પ્રેમ બતાવવાને માટે વ્યાકુળ બની જાય છે. સાસુ વહુની સાથે મળીને આનંદથી ઘરસંસાર ચલાવવાનો વિચાર કરે છે, સસરો કેટલા બધા આનંદમાં વહુની સેવા સ્વીકારવાનો વિચાર કરે છે, પતિ પત્નીના સંબંધી અનેક પ્રકારની મનોરમ કલ્પનાઓ કરે- છે. નણંદ, દિયર, દેરાણી વગેરે વહૂને જોતાંજ પ્રથમ કેટલાં બધાં હર્ષઘેલાં બની જાય છે? પરંતુ અરેરે! બે દિવસ પછી એ સુખસ્વપ્નો—એ આનંદદાયિની કલ્પનાઓ આસ્માનમાં ઉડી જાય છે! પ્રભાત-સૂર્યના ક્ષણિક રંગોની માફક, સંધ્યા સમ- યના સૂર્યભગવાનની સુવર્ણકાન્તિની માફક, મેઘ નીચેની વિજ- ળીના પ્રકાશિત ચમકારાની માફક એ આશાની મોહિની છબી ઘણુંખરે ઠેકાણે, કયા શ્રાપને લીધે તે સમજાતું નથી, જોત- જોતામાં, વિકસિત થતાં ન થતાંમાં કોઈ અજાણ્યે સ્થળે અ- દ્રશ્ય થઈ જાય છે. શા માટે આમ થાય છે તેનો કોઇ વિચાર સુદ્ધાં કરી જુએ છે કે?

અમને એમ લાગે છે કે, સ્ત્રીશિક્ષણનો અભાવજ ગુજરાતી લલનાઓના આ દુર્ભાગ્યનું ખરૂં કારણ છે. આપણા ગુજરાતની કુલ-લક્ષ્મીઓ જો પિયરમાંથી યોગ્ય પ્રકારનું શિક્ષણ મેળવીને સાસરે આવે, અગર તો સાસરે આવીને તરતજ શિક્ષણ ગ્રહણ કરે તો આવી દુર્ભાગ્યપૂર્ણ સ્થિતિ દૂર થયા સિવાય રહે નહિ; પરંતુ આ સંબંધી એક સંશય છે.

ઘણાખરાનું એમ કહેવું છે કે, આપણા દેશમાં શિક્ષિતા નારીઓ છેજ નહિ એમ તો નથી; તો પછી તેમાંની ઘણી ખરી સાસરે જઇને સાસરિયાનાં સ્નેહને કેમ સંપાદન નથી કરી શકતી ? આ સંબંધી અમારા અભિપ્રાય પ્રત્યે લક્ષ્ય આપવાની સહૃદય પાઠક પાઠિકાઓને સવિનય પ્રાર્થના છે. સ્ત્રી-શિક્ષણનો અર્થ માત્ર લખવું વાંચવું કરવાનો નથી. બે પત્રો લખતાં આવડ્યા, દશ બાર પુસ્તકો વાંચતાં આવડ્યાં–અરે ધારો કે ચાર પરીક્ષાઓ પણ પાસ કરવામાં આવી–એ કાંઈ સંપૂર્ણ સ્ત્રીશિક્ષણ નથી. સ્ત્રીશિક્ષણનો અર્થ સ્ત્રીઓનું જે કર્ત્તવ્ય છે, સ્ત્રીઓનો જે ધર્મ છે, સ્ત્રીઓનું જે સદ્‌વર્ત્તન છે, તે ધર્મ, કર્મ તેમજ વર્ત્તનનું શિક્ષણ છે ! એ શિક્ષણ મેળવ્યા સિવાય માત્ર મ્હોટા મ્હોટા ગ્રંથો વાંચતાં તથા લેખ કાવ્યો લખતાં આવડ્યાં તેથી શું ? જેઓ ગ્રંથો વાંચીને, પુસ્તકો વાંચીને અગર તો પરીક્ષાઓ પાસ કરીને સુશિક્ષિતા ગણાવા માગે છે, તેને અમે સુશિક્ષિતા ગણી શકતા નથી. તેઓ ખરી કુલ-લક્ષ્મી નિવડે એવી અમે આશા પણ રાખી શકતા નથી. ગમે તે પ્રકારનું શિક્ષણ મેળવનાર સ્ત્રીને સુશિક્ષિતા કહેવી એ મ્હોટી ભૂલ કરવા જેવું છે. માત્ર ઉપરનું શિક્ષણ મેળવનારી સ્ત્રીઓ–પરીક્ષાઓ

પાસ કરી મેમસાહેબી કરનારી સ્ત્રીઓ–કુટુંબની તેમજ સાસરિયાંઓની ચક્ષુશૂળ થઈ પડે છે! ખરા હિંદુ આદર્શનું હિંદુ વધૂત્વ શિક્ષણ નહિ મેળવતાં નિરૂપયોગી તથા ભિન્ન આદર્શપૂર્ણ શિક્ષણ ગ્રહણ કરનારી સ્ત્રી કુલ–લક્ષ્મી નિવડી શકતી નથી, અને તેથીજ તે સાસુ, સસરા, નણંદ, જેઠાણી તેમજ પતિને આનંદ આપી શકતી નથી–તેમનું મન રંજન કરી શકતી નથી. આવી સ્થિતિમાં તેઓ નામમાં સુશિક્ષિતા થઇને પણ કુટુંબની અગર તો સમાજની નિન્દનીય થયા સિવાય ભાગ્યેજ રહે છે; તો પછી જે સ્ત્રીઓ બાહ્ય શિક્ષણથી શિક્ષિતા છે તેને આપણે ખરા શિક્ષણથી શિક્ષિતા થયેલી કેવી રીતે કહી શકીએ ?

ધારો કે, તમે મેટ્રિક પાસ થયાં છો, ઈતિહાસ શિખ્યાં છો, ભૂગોળ શિખ્યાં છો, પાણીને, મીઠાને ઈંગ્રેજીમાં શું કહે છે તે જાણતાં થયાં છો, પતિની આગળ કેવી રીતે માય ડિયર ( My dear ) અમુક બોલીને, નામ લઈને, મ્હોટા લાંબા લાંબા પ્રેમ–પત્રો લખતાં શિખ્યાં છો–આવી સ્થિતિમાં તમે જો એક હિંદુ પરિવારમાં પ્રવેશ કરીને એ વિદ્યાનો ઇચ્છાનુસાર ઉપયોગ કરવા માંડો તો કયી સાસુ અને કયો સસરો સ્થિર રહી શકે ? હિંદુવધૂ પતિને કયા ભાવથી જુએ છે, સાસુ સસરાને કયા ભાવથી જુએ છે, પોતે કેવા ભાવથી વર્તે છે તેનું શિક્ષણ તમે મેળવતાં નથી. તમે જો આવતાંની સાથેજ સ્હવારે ટેબલ કુરસી પર બેસીને ચ્હા પીવા માંડો, લાજ કાઢી નાખીને સાસુ સસરા અગર તો પરપુરૂષની દરકાર કર્યા સિવાય સહુની સાથે હસવા બોલવા માંડો, મીઠાને સૉલ્ટ, પાણીને

વૉટર, મધ્યાહ્નના ભોજનને ડિનર, પ્રાતઃકાળને મોર્નિંગ, સંધ્યાને ઈવનિંગ, પતિને હસબન્ડ બોલવા માંડો, ઘર કામ તરફ દુર્લક્ષ્ય કરીને સફાઈમાં બેસીજ રહો, ન્હાની મ્હોટી ગુજરાતી ઇંગ્રેજી ચોપડીઓ વાંચ્યા કરો, અગર તો ઐતિહાસિક, ભૌગોલિક, સામાજિક, રાજનૈતિક અને અર્થનૈતિક વાતચિતમાંજ વ્યસ્ત રહો તો પછી તમારી એ ભયંકરી વિદ્યાથી કયાં સાસરિયાં અસંતુષ્ટ થયા સિવાય રહે ? તેથીજ કહીએ છીએ કે, માત્ર લખતાં વાંચતાં આવડયું એટલે વિદ્યા મળી એમ માની શકાતું નથી. માત્ર નિશાળની પરીક્ષાઓ પાસ કરીનેજ સુશિક્ષિતા થવાતું નથી. ખરૂં સ્ત્રીશિક્ષણ મેળવવું હોય–આદર્શ કુલ-લક્ષ્મી નિવડવું હોય, તથા સાસરિયાંનો સ્નેહ સંપાદન કરવો હોય તો તમારે લેખન વાંચનની સાથે સાથે, સ્ત્રીધર્મ શો છે, ગૃહસંસાર શું છે, તથા સ્ત્રીનું મન કેવું હોવું જોઈએ, તેનું શિક્ષણ મેળવવું જોઈએ. તોજ તમે ખરી કુલ-લક્ષ્મી થઈને તમારાં સાસરિયાંને આનંદ આપી શકશો. તેમનું મન રંજન કરી શકશો. નહિ તો પછી એ આશા નિરર્થક છે. આવી રીતે ખરી કેળવણી પામેલી કુલ-લક્ષ્મીઓને પણ કેટલેક ઠેકાણે વિના કારણ દુઃખ ભોગવતી જોવામાં આવે છે ખરી; પરંતુ એવાં ઉદાહરણો વિરલ હોય છે. સૃષ્ટિ સિવાય, કાયદા કાનુન સિવાય આવી વિરલ ઘટના સર્વ વિષયોમાં છે. તેથી એ માટે ચિંતિત થવું નકામું છે. જે કુલ-લક્ષ્મીનાં સાસરિયાં જુલ્મી હોય છે, પતિ મૂર્ખ હોય છે તે સ્ત્રીનું વર્ત્તન જોઈએ એવું સારૂં ભાગ્યેજ રહી શકે છે; પરંતુ ગમે તેમ હોય તો પણ સાસુ સસરો અને પતિ એ કુલ-લક્ષ્મીને

માટે તો દેવતા છે. જીવ જતાં પણ તેમનું અપમાન કરવું જોઈએ નહિ. સાસુ સસરો તમારા પર રીસે ભરાઇ જુલ્મ ગુજારે તો પણ તમારે શા માટે તેમનું અપમાન કરીને પાપમાં પડવું જોઇએ ? તમે જો બુદ્ધિમતી હો, તમે જો સુશિક્ષિતા હો તો તેઓ તમારા પર હમેશાં કાંઇ જુલ્મ ગુજારશે નહિ, અને જો કદાચ ગુજારે તો તે તમારે તમારાં પૂર્વજન્મોનાં પાપોનું ફળ સમજવું જોઇએ. એમજ સમજવું જોઈએ કે, તમારાં પાપોનું એ પ્રાયશ્ચિત્ત થાય છે. પ્રાયશ્ચિત્તદ્વારા પાપનો જેટલો વહેલો નાશ થાય તેટલો લાભ છે. તેટલું કલ્યાણ છે. ધીરજ છોડી દઇને તેમજ વડિલોનો તિરસ્કાર કરીને તમારે વધારે પાપ કરવું જોઇએ નહિ. ઇશ્વર એક દિવસ તમારી તરફ દયાદૃષ્ટિથી જોયા સિવાય રહેશે નહિ. ધૈર્ય ધારણ કરીને એવા દિવસની રાહ જોયા કરો. એ દિવસ આવતાં પાછો તમારો સંસાર સુખમય થશે.

હવે સ્ત્રીઓએ સાંસારિક શિક્ષણ કેવી રીતે મેળવવું એ સંબંધી લખવામાં આવે છે. કોઇએ એમ નથી વિચારવાનું કે, આ ન્હાના પુસ્તકમાંથીજ સ્ત્રીશિક્ષણનું સંપૂર્ણ જ્ઞાન મળી શકશે. હું એટલી બધી સ્પર્ધા રાખીને આજે તમારી સમક્ષ ઉપસ્થિત થયો નથી. સ્ત્રી શિક્ષણ પુરૂષોના શિક્ષણ કરતાં સંપૂર્ણ ભિન્ન પ્રકારનું હોવા છતાં કાંઈ સહેલું નથી. પુરૂષોનું શિક્ષાક્ષેત્ર જે પ્રમાણે અનેક રહસ્યમય વિષયોથી પરિપૂર્ણ છે, તેજ પ્રમાણે સ્ત્રીઓનું શિક્ષાક્ષેત્ર પણ અટપટું છે. બન્નેની જવાબદારી સરખી છે. પુરૂષો બ્હારની શ્રીવૃદ્ધિ સાધનપૂર્વક દ્રવ્ય ઉપાર્જન કરીને કુટુંબનું રક્ષણ કરવાને માટે જવાબદાર છે ત્યારે સ્ત્રીઓ

ઘરની શ્રીવૃદ્ધિ સાધનપૂર્વક સંસાર ચલાવીને સગાં વ્હાલાંને સુખશાન્તિમાં રાખવાને માટે જવાબદાર છે. હવે કહો કે સંસારમાં કોની જવાબદારી ઓછી છે ? કોની જરૂરિયાત ઓછી છે ? પુરૂષ જે પ્રમાણે દ્રવ્ય ઉત્પન્ન નથી કરતો અગર તો શાસનનું સંરક્ષણ નથી કરતો તો પરિવાર ટકી શકતો નથી તેજ પ્રમાણે જો સ્ત્રીઓ ગૃહસંસારની સુયોગ્ય વ્યવસ્થા નથી રાખતી, પોતાની કોમળતાથી, પોતાના પ્રેમથી તેમજ માધુર્યથી પુરૂષોની જીવનશકિતને ઉત્તેજિત અને આનંદિત નથી કરતી તો પણ પરિવારનું રક્ષણ થતું નથી. સ્ત્રીઓજ ગૃહસંસારની સમ્રાજ્ઞીઓ છે-તેમના પરજ ગૃહસંસારની ઉન્નતિ અવનતિ તેમજ સુખ શાન્તિનો સઘળો આધાર છે. એવા અનેક ગૃહસંસારો જોવામાં આવે છે કે, જે સુયોગ્ય સ્ત્રી વિના મહા શ્મશાન સમાન કલેશકર્ત્તા અને ભયંકર છે. સંસારમાં જેમની આટલી બધી જવાબદારી છે, જેમના કર્ત્તવ્યનો પાર નથી તેમના શિક્ષણને સહેલું અગર તો ઓછું જરૂરનું કેમ કહી શકાય ? સ્ત્રીઓએ આ શિક્ષણને માટે નિયમાનુસાર શાસ્ત્રજ્ઞાન મેળવવું જોઇએ. હિંદુ શાસ્ત્રોમાં સ્ત્રીઓના કર્ત્તવ્ય સંબંધી અનેક હૃદયગ્રાહી કથાઓ લખેલી છે. સતીધર્મનું ગૂઢ રહસ્ય, પાતિવ્રત્યનું અપૂર્વ માહાત્મ્ય, તથા વ્રતપૂજાદિનો ખરો મર્મ વગેરે વિવિધ પ્રકારોનું દર્શન હિંદુશાસ્ત્રોમાંથી સારી રીતે કરી શકાય છે. એ સઘળી હકીકત જો હિંદુ સ્ત્રીઓ જાણતી હોય-સમજતી હોય તો તેમનું કેટલું કલ્યાણ થાય એ કહી શકાય તેમ નથી-વિચારી શકાય તેમ નથી; પરંતુ કોમળ પ્રકૃતિની ગુર્જર લલનાઓ પાસેથી આપણે એવા ગૂઢ તત્વજ્ઞાનની આશા કેવી રીતે રાખી

શકીએ ? જે દેશના પુરૂષોજ શાસ્ત્રજ્ઞાનથી અપરિચિત રહેલા છે તે દેશની સ્ત્રીઓ એકદમ લીલાવતી, ખના, સીતા, સાવિત્રી, દમયંતી, ગાર્ગી વગેરેની માફક વિદુષી જોવાની આશા કેવી રીતે રાખી શકાય ?

ત્યારે હવે ઉપાય ? અમને એમ લાગે છે કે, ઉપાય કાંઈ દુષ્પ્રાપ્ય નથી. જો સારા માર્ગનું અવલંબન કરવામાં આવે તો તેમાં એક એવો ચમત્કારિક ગુણ છે, કે જાણે અજાણ્યે પણ જો એ માર્ગ ગ્રહણ કરવામાં આવે છે તો ધીમે ધીમે તેના તરફ આંતરિક માયા અને શ્રદ્ધા ઉપજે છે. પછીથી અનેક યત્નોને અંતે પણ કોઇ એ સન્માર્ગ પર ગયેલા માણસને પાછું ફેરવી શકતું નથી. અમને લાગે છે કે, આપણે પણ હવે એવોજ માર્ગ સ્વીકારવો પડશે. આપણાં શાસ્ત્રોની અને સમાજની નીતિ-કથાઓ જો આપણે આ પ્રમાણે ( તેનું તાત્પર્ય તથા ગૂઢ રહસ્ય પડતું મૂકીને પણ ) સરળ ભાવથી સરળ ભાષામાં ગુર્જર રમણીઓને ઉપહારમાં આપીશું તો ઘણું સારૂં કાર્ય થઇ શકશે. ગુર્જર રમણીઓ જો એ સઘળી નીતિકથાઓને શાસ્ત્ર અને સમાજની ખરી આજ્ઞાઓ તરીકે ગ્રહણ કરે, તથા કોઇ પણ પ્રકારે તેને પાળવાની શરૂઆત કરે તો પછી જુઓ કે કેટલા દિવસમાં તેનું ખરૂં તાત્પર્ય, ખરા અર્થ, ખરૂં રહસ્ય ધીમે ધીમે તેમના હૃદયમાં આપોઆપ જાગૃત થાય છે ? હમણાં અનેક યત્નોથી તેમજ ડાચાં દુઃખી જાય એટલા ઉપદેશો આપીને આપણે જે હકીકત તેમને સમજાવી શકતા નથી એ હકીકત તેઓ માત્ર થોડા દિવસમાંજ આપો આપ સમજી શકશે, એ સંબંધી સહજ પણ સંદેહ નથી. એક વખત નીતિનું અંધભાવથી

પાલન કરવામાં આવે છે તો પણ એ અંધત્વનું આવરણ ભેદી નાખીને કોઇ ઠેકાણેથી એક ઉજ્વળ જ્યોતિ આવીને ધીમે ધીમે હૃદયમાં અધિકાર કરી બેસે છે. ત્યારે વગર વિચારે જે અજ્ઞાત્ માર્ગનું અનુસરણ કર્યું હોય તેનો ક્ષોભ રહેશે નહિ. આ સઘળા શાસ્ત્રીય નીતિશિક્ષણને માટે પાઠિકાઓએ રામાયણ, મહાભારત તથા પુરાણ-વ્રત-કથાદિ લક્ષ્યપૂર્વક વાંચવું અને તેનો નિત્ય પાઠ કરવો. આપણી વર્ત્તમાન સ્થિતિમાં ગુર્જર સ્ત્રીઓને સ્ત્રીધર્મનું શિક્ષણ આપવાને માટે આ કરતાં બીજો કોઈ ઉત્તમ માર્ગ નથી.

આ તો શાસ્ત્રીય સ્ત્રીધર્મની વાત થઇ; પરંતુ માત્ર શાસ્ત્રીય સ્ત્રીધર્મનું શિક્ષણ મેળવ્યાથીજ ખરી આદર્શ કુલવધૂ-કુલ-લક્ષ્મી થવાય છે એમ નથી. સામાજિક સ્ત્રીકર્ત્તવ્યનું શિક્ષણ પણ સાથે સાથે મેળવવાનું છે. આચાર વ્યવહાર સામાજિક કાયદા કાનુન હોવા છતાં તેનાથીજ આજકાલ લોકો સારા નરસાનો ન્યાય કરી શકે છે તેથી એ શિક્ષણ મેળવવાની પણ જરૂરિયાત અવશ્ય છેજ. આ સામાજિક આચાર વ્યવહારો સંબંધી એક પણ ગ્રંથ નથી તેથી એ સંબંધીનું શિક્ષણ સ્ત્રીઓએ થોડું કષ્ટ વેઠીને કોઇ વૃદ્ધ અનુભવી સગી વ્હાલી સ્ત્રી પાસેથી મેળવવાનું છે. જેમને એવી સગી વ્હાલી સ્ત્રીની સહાયતા ન મળી શકે, અગર તો બીજા કોઇ કારણને લીધે એવી રીતે શિક્ષણ મેળવવાનું ન બની શકે તેમને માટે આ ન્હાના પુસ્તકમાં કેટલીક ઉપદેશવાણી લખેલી છે. એ ઉપદેશવાણીથી કેટલીક સ્ત્રીઓનું કલ્યાણ થશે એવી આશા રાખીએ તો તે ખોટી નહિજ ગણાય. વળી એ વાણી પ્રકટ કરવાનું બીજું એક કારણ એ છે કે,

એ સઘળી સગી વ્હાલી સ્ત્રીઓ કરતાં પણ આ પ્રસંગે લેખકનું સ્થાન કાંઇક ઉંચું છે. રમણીઓનું પંદર આની કર્ત્તવ્ય પુરૂષ પ્રત્યે છે. પુરૂષો શું કરવાથી સંતુષ્ટ થશે, તેઓ પોતાના કુટુંબની સ્ત્રીઓને કેવી જોવાની ઇચ્છા રાખે છે, તે સગી વ્હાલી સ્ત્રીઓ કરતાં પુરૂષોજ વધારે સમજે છે! સામાજિક આચાર વ્યવહાર કાળક્રમે બદલાતાજ જાય છે. આજે જે સારૂં લેખાય છે તે પચાસ વર્ષ પછી કે સો વર્ષ પછી સમાજની દૃષ્ટિએ નિન્દનીય થઈ પડે તેમ છે! તેથી સામાજિક શિક્ષણથી પણ હમેશાં આપણું કલ્યાણ થશે એમ માની શકાતું નથી. માટે આ પુસ્તકમાંનો ઉપદેશ સ્વીકારી લઇ સ્ત્રીઓને એ પ્રમાણે વર્તવાની પ્રેમપૂરઃસર પ્રાર્થના કરવામાં આવે છે.

## સ્ત્રીજાતિના ગુણ.

### સૌન્દર્ય-સૃષ્ટિ.

અમે આ ગ્રંથનું નામ "કુલ-લક્ષ્મી" આપ્યું છે. બાલિકાઓ સાસરે આવીને કેવી રીતે કુલ-લક્ષ્મી થઇ શકે, તેજ હકીકત અમારે સમજાવવાની છે.

કુલ-લક્ષ્મી થવામાં બાલિકાઓને પ્રથમ શું કરવું ઉચિત છે? હિંદુ રમણીઓ ગમે એટલી શિક્ષિતા તથા ગુણવતી હોય છે તો પણ તેઓ સાસરે જતાંની સાથેજ પોતાના શિક્ષણનો તેમજ ગુણોનો પરિચય કરાવવામાં સફળ થતી નથી. વિવાહ થઇ ગયા પછી સાસરે આવીને તેમને કેટલાક દિવસ

સુધી તો તદ્દન ચુપકીદી ધારણ કરવી પડે છે. થોડા દિવસ સુધી તેમને કોઇ કાંઇ કામ કરવા દેતું નથી. કોઇની સાથે વાતચિત કરવા દેતું નથી. તેની બુદ્ધિ અનુસાર તેને કોઇ કાંઇ કરવા દેતું નથી. આથી શરૂઆતમાં થોડા સમય સુધી તો નવવધૂના ગુણોનો કોઈ પરિચય પામી શકતું નથી. આમ છતાં નવવધૂ માટે અવનવા વિચારો તો પ્રારંભથીજ બંધાય છે, અને તે ઉપરથીજ "છોકરૂં પારણામાં અને વહુ બારણામાં" એ કહેવત પ્રચલિત થઇ છે. ગુજરાતનાં સાસરિયાં નવવધૂ ઘેર આવે છે કે બે ચાર કલાકમાંજ તેના આકાર પ્રકાર પરથી મતામત નક્કી કરી લે છે, અને પોતાનો મતનો વિના વિલંબે તેઓ પ્રચાર કરે છે, તેથી આવે સમયે નવવધૂએ બ્હારની રીતભાતથી પ્રિયપાત્ર થવાનું છે.

અનેક સાસરિયાં આ સમયે વધૂનું સૌન્દર્ય જોઇને તેના પ્રત્યે ઓછો વધતો પ્રેમ દર્શાવે છે. જો વધૂ સુન્દરી હોય છે તો તેઓ એકદમ મુગ્ધ થઈ જાય છે. વધૂ કદરૂપી હોય છે તો તેઓનો જીવ દુભાય છે, તેથી સૌન્દર્ય ન હોય તો નવવધૂને સાસરિયાંની થોડી નિન્દા સાંભળવી પડે છે. ચામડીનું તથા બાંધાનું સૌન્દર્ય કોઇ પોતાની ઇચ્છા અનુસાર મેળવી શકતું નથી; પરંતુ ચામડી તેમજ બાંધાના સૌન્દર્યમાંજ રમણીનું સકલ સૌન્દર્ય સમાઇ જતું નથી. વિનયશીલ આચાર વ્યવહાર તથા વર્તણુકથી અનેક સમયે અનેક કાળી કદરૂપી નવવધૂઓ પણ સાસરિયાંના સ્નેહને સંપાદન કરી શકે છે, ત્યારે વિનયી આચાર વ્યવહાર તથા વર્ત્તનને અભાવે અનેક સુવર્ણના જેવી કાન્તિવાળી અને નાજુક બાંધાવાળી નવવધૂઓ સા-

સરિયાંની અળખામણી થઇ પડે છે. નવવિવાહિતા નારીઓએ આ પ્રકાર તરફ લક્ષ્ય રાખવાની ઘણીજ જરૂર છે. રમણીઓ પોતાના ગુણોનો સાસરે જતાંની સાથેજ પરિચય કરાવી શકતી નથી એ સત્ય છે; પરંતુ તેમની રીતભાત તથા તેમના હાવભાવ પ્રત્યે હરેકનું પ્રત્યેક ક્ષણે લક્ષ્ય હોય છે. આવે પ્રસંગે જો રમણીના હાવભાવ સાસરિયાંનાં અંતરમાં સ્નેહ ઉપજાવે એવા હોય તો તે સાસરિયાંની પ્રિયપાત્ર ન થઇ પડે એમ કોણ કહી શકે તેમ છે ?

આ સ્થળે કોઇ પણ પ્રકારના કૃત્રિમ અંગ સંચાલનનો ઉપદેશ આપવામાં આવે છે એમ માનવાનું નથી. સાસુ સસરાને છેતરવા જેવું મહાન્ પાપ વહૂઓને માટે બીજું એક પણ નથી. સ્ત્રીજાતિએ આવા પ્રકારના નૈસર્ગિક હાવભાવ પિત્રાલયમાંથી શિખીને આવવાના છે, કે જે હાવભાવ સાસરે આવ્યા પછી સાસરિયાંને નૈસર્ગિકજ જણાય. કૃત્રિમ હાવભાવ કદાપિ સાસરિયાંનાં મનને પ્રસન્ન કરી શકતા નથી.

કોઇ કોઇ સૌન્દર્ય તથા આવા હાવભાવની વાતને હસવામાં ઉડાવી દે છે. કહે છે કે, સૌન્દર્ય શું જોઈતું આવે છે કે તેને માટે આટલું બધું કરવું ? આ મ્હોટી ભૂલ છે ! અમારૂં એમ કહેવું છે કે, સૌન્દર્ય તરફ કોણ પ્રેમ નથી દર્શાવતું ? જે સૌન્દર્યની વિરૂદ્ધ બોલે છે તે પણ કોઈનું સૌન્દર્ય જોઈને મુગ્ધ નથી થતું એમ અમે ધારી શકતા નથી. દેવતાઓ સુદ્ધાં સૌન્દર્યના શ્રેષ્ઠ આદર્શ પુષ્પોને પ્રિય માને છે, તો પછી તમે અમે કોણ માત્ર ! તો પછી સૌન્દર્યનો પ્રેમ કરવો એ દોષ છે એવી ધારણા શા માટે કરવી જોઇએ ? સૌન્દર્યનો

પ્રેમ કરવો એ દોષ નહિ પરંતુ ગુણ છે. વિધાતાનો નિયમજ એવો છે કે, પ્રત્યેક સૌન્દર્ય પ્રત્યે પ્રેમ દર્શાવશે. તમને ગુલાબનું પુષ્પ મળશે તો તમે ધંતુરો લેવા જશો નહિ. તમને રહેવાને માટે જો સુન્દર બંગલો મળે તો ઝુંપડી તમે પસંદ કરો નહિ. સુન્દર ચરિત્રને ખરાબ ચરિત્ર કરતાં તમે વધારે વ્હાલું ગણો છો. ખરાબ છોકરાંને બદલે સારાં છોકરાં મેળવવાની તમે આકાંક્ષા રાખો છો. કોણ કહેશે કે આ વચનો ખોટાં છે? મનની વાત છુપાવશો નહિ, હમણાં સઘળું સાબિત થઇ જશે; તો પછી જૂઠું બોલવાની કાંઇ જરૂર?

જે પ્રકૃત સુન્દર હોય છે તે સૌ કોઇને પ્રિય થઈ પડે છે; પરંતુ પ્રકૃત સુન્દરને પિછાની શકવા જેટલી બુદ્ધિ ઘણાં થોડાં મનુષ્યોમાં હોય છે. કાળા રંગને બદલે સફેદ રંગના મનુષ્યને સુન્દર કહેવું એ ભૂલ ભરેલું છે. હાથ પગ કોમલ અનિન્દનીય, નેત્રો વિશાળ, નાસિકા અણીદાર તથા ઓષ્ઠ પાતળા હોય એ સૌન્દર્યનાં ચિહ્નો છે એમ કોણ કહે છે? આવા પ્રકારની સઘળી શારીરિક સુન્દરતા છતાં જે રમણી સ્વકર્ત્તવ્ય જાણતી ન હોય તેને ધિક્કાર છે! જો કે તેનું શરીર સુન્દર છે ખરૂં; પરંતુ તેના અંતરની અજ્ઞાનતા તેના સૌન્દર્યને છુપાવી દે છે, અર્થાત્ તેને કોઇ પણ રીતે સુન્દરી કહી શકાય નહિ.

આ પ્રમાણે પ્રકૃત સુન્દર શું છે તેનો ચારે તરફથી વિચાર કરવો જોઈએ. અંતરનું સૌન્દર્યજ શ્રેષ્ઠ સૌન્દર્ય છે, એમ અમે માનીએ છીએ; કેમકે અંતરનું સૌન્દર્ય નિત્ય છે અને શારીરિક સૌન્દર્ય અનિત્ય છે. વિશેષે કરીને અંતરના સૌન્દર્યથીજ શારીરિક સૌન્દર્યજ્યોતિ પૂર્ણ જણાય છે; પરંતુ શારીરિક

સૌન્દર્ય અંતરના અજ્ઞાન્ અંધકારને છુપાવી શકતું નથી; તથાપિ અંતરનું સૌન્દર્ય હોય તો શારીરિક સૌન્દર્યની જરૂરિયાત નથી એમ અમારૂં કહેવું નથી. અંતરનું સૌન્દર્ય એટલે કે વિવિધ પ્રકારના સદ્ગુણો પ્રત્યેક લલનામાં હોવા જોઇએ. વળી અંતરનું સૌન્દર્ય હોય અને શારીરિક સૌન્દર્ય ન હોય તો તેને માટે દુઃખ માનવાનું કાંઇ પ્રયોજન નથી. બાકી જો બન્ને પ્રકારનું સૌન્દર્ય રમણીનામાં હોય તો તે સોનું ને સૌગંધના મિલન જેવુંજ અપૂર્વ ગણી શકાય.

હવે સૌન્દર્યની ઉપાસના અગર તો સૌન્દર્યને ચ્હાવું એ ભૂલ ભરેલું નથી એ સિદ્ધ થયું ત્યારે પછી સાસુ સસરાની પ્રીતિ પ્રાપ્ત કરવાને માટે નવવધૂઓએ સુન્દર હાવભાવનો અભ્યાસ કરી રાખવો એ પણ દોષ ભરેલું નથી એમ કોઈ પણ પ્રકારના સંકોચ સિવાય કહી શકાય છે; પરંતુ સુન્દર તેમજ આકર્ષક હાવભાવ કેવા હોવા જોઇએ તે પ્રથમથીજ પ્રત્યેકે સમજવું જોઇએ.

આજકાલ અનેક સ્રીઓ સુગંધિત તેલ નાખી, વિવિધ પ્રકારની પુષ્પ વેણિ ગુંથી, રેશમી સિલ્કની સાડી, સિલ્કનું પોલકું તથા સુન્દર સપાટ પહેરી સૌન્દર્યમાં વિશેષતા લાવવાનો યત્ન કરતી જોવામાં આવે છે ! આ સિવાય બીજા અનેક પ્રકારોથી સુન્દર થવાય છે તેનું તેમને બિલકુલ જ્ઞાન હોતું નથી. તેઓ કીંમતી કપડાં પહેરે છે, અલંકારોથી શરીર ઢાંકી દે છે, રૂમઝુમ કરીને આડોસી પાડોસીઓની નજરે પડવાની મૂર્ખતા ભરેલી ઇચ્છા રાખે છે; પરંતુ તે સહુ કોઈને પ્રિય થઈ પડતી નથી. કેમ, આનું શું કારણ છે ? કોઇની સમજમાં એ કારણ

આવે છે કે ? કારણુ એજ છે કે, વિલાસવૃત્તિ એ સૌન્દર્યનું સોપાન–પગથિઉં નથી. વિલાસિતાથી લોકોમાં જ્યારે અહંકાર ઉપજે છે, અસાધારણુ ખર્ચ થાય છે, ત્યારે પછી તેને સૌન્દર્યનું સોપાન કેવી રીતે કહી શકાય ? એ તો કદરૂપાં તથા અપ્રિય થવાનોજ માર્ગ છે ! નવવધૂઓએ અંતઃકરણુથી એ માર્ગને ત્યાગ કરી પોતાને સહુની દૃષ્ટિએ સુન્દર કરવાનો બીજો ઉત્તમ માર્ગ સ્વીકારવાની જરૂર છે. આ બીજો ઉત્તમ માર્ગ કયો છે ? અમે ધીમે ધીમે તેનો ઉલ્લેખ કરીશું.

## લજ્જા.

સ્ત્રીજાતિએ પ્રથમ લજ્જાનું રક્ષણુ કરવાની જરૂર છે. લજ્જાના જેવું સ્ત્રીજાતિને માટે બીજું એક પણુ ભૂષણુ નથી. પ્રથમ શ્વસુર પક્ષમાં આવીને જ્યારે તેઓ એક અક્ષરનો ઉચ્ચાર સુદ્ધાં કરી શકતી નથી ત્યારે તેઓ લજ્જાની સહાયતાથી સૌની પાસે પ્રિય થઇ પડે છે. શરમાળ સ્ત્રીને કોણુ નથી ચ્હાતું ? શરમાળ સ્ત્રી કોના મનને રંજન કરી શકતી નથી ? જો રૂપ ન હોય તો તે સ્રી રૂપવતીજ જણાય છે. ત્યારે લજ્જા વગરની રૂપવતી સ્ત્રીના રૂપ તરફ કોઇ દૃષ્ટિ સુદ્ધાં કરતું નથી. લજ્જાથીજ સુંદરી જ્યોતિર્મયી જણુાય છે, એકલું સૌન્દર્ય નકામું થઈ પડે છે; માટે સદ્‌ગુણી સન્નારીઓ ! જો તમે તમારાં સાસરિયાંને રાજી કરવાની ઇચ્છા રાખતી હો તો લજ્જા

મૂકી દેશો નહિ. ઘણી મૂર્ખ સ્ત્રીઓ લજ્જાનો મહિમા સમજતી નથી. કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા સિવાય સ્વતંત્રતાથી જેની તેની સાથે હસી ખેલીને પોતાના ગુણોને પ્રકાશમાં લાવવાનો યત્ન કરે છે. તેઓ એમજ ધારતી હોય એમ લાગે છે કે વિશેષ વાતચિત કર્યાથી, જલદીથી ઉત્તર પ્રત્યુત્તરો આપ્યાથી અગર તો પુરૂષોની માફક સ્વતંત્ર વર્તન ચલાવ્યાથી લોકો તેમને વિશેષ બુદ્ધિમતી અગર તો શિક્ષિતા સમજશે; પરંતુ તેમની આ ધારણા ભૂલ ભરેલી છે. લજ્જાનું આવરણ નથી હોતું તો કોઇ પણ રમણી કોઇ પણ પુરૂષના મનને આનંદ આપી શકતી નથી—કુટુંબની સ્ત્રીઓ પણ લજ્જા વગરની—બેશરમ—સ્ત્રીને અંતઃકરણથી ધિક્કારે છે.

શરમાળ સ્ત્રીઓને માટે બીજા એક સુખની વાત એ છે કે, સહુ કોઇ શરમાળ રમણીનો ભય રાખે છે, તેની ભક્તિ કરે છે તથા તેનું સન્માન સુદ્ધાં કરે છે. ચપળા રમણીનું કોઈ શરમાળ સ્ત્રીના જેવું સંમાન કરતું નથી. 'ક' સુદ્ધાં જાણતી ન હોય; પરંતુ શરમાળ હોય એવી અનેક સ્ત્રીઓને અમે ભણેલી ગણેલી; પરંતુ બેશરમ સ્ત્રીઓ કરતાં વિશેષ ભક્તિ તેમજ સંમાન પામતી જોઇ છે તેથી પ્રત્યેક રમણીએ શરમાળ રહેવાની ખાસ જરૂર છે; પરંતુ આ સ્થળે એટલું જણાવવાની ખાસ અગત્ય છે કે કેટલીક સ્ત્રીઓ હદ ઉપરાંતની શરમ રાખે છે. કોઇ કાંઇ કાર્ય કરવાનું કહે છે તો તે શરમની મારી એ કાર્ય કરતી નથી. પતિ દુઃખથી અગર રોગથી રીબાતો હોય છે તો પણ તે શરમની મારી તેની સેવા કરી શકતી નથી. અડધો હાથ ઘુમટો તાણવાનો હોય છે ત્યાં

એક હાથનો ઘુમટો તાણે છે ! આવી હદ ઉપરાંતની શરમથી અગર તો લજ્જાથી લાભ થવાને બદલે નુકસાન થાય છે તેથી સઘળું રીતસર કરવું જોઇએ. કોઈ પણ પ્રકારમાં અસંભવિતતા આવવા દેવી જોઈએ નહિ. વિશેષ લજ્જા દર્શાવવાને માટે કર્ત્તવ્ય-કર્મ તરફ કદાપિ દુર્લક્ષ્ય કરવું જોઇએ નહિ.

વળી લજ્જા દેખાડવામાં પાત્રાપાત્રનો વિચાર કરવાની જરૂર છે. જે જેટલું માનનીય અને અપરિચિત માણસ હોય છે તેની તેટલી વિશેષ શરમ રાખવી જોઇએ. કોઇ કોઈ રમણી સાસુ, સસરા, સ્વામિ તથા બીજાં સાસરિયાં તરફ શરમ દેખાડવાનુંજ બસ ધારે છે-બીજા કોઇની શરમ રાખવાની જરૂર તેને જણાતી નથી. આ એક પ્રકારની કુપ્રથા છે ! જે પોતાનાં માણસો છે, તેના તરફ સહજ થોડી શરમ દેખાડવામાં આવે તો કાંઇ હરકત જેવું નથી; પરંતુ બીજાં-અજાણ્યાં માણસો આગળ તો પૂરતી શરમ દેખાડવાની ખાસ જરૂર છે. જો આ સલાહ તરફ તમે દુર્લક્ષ્ય કરશો તો તમારી તેમજ તમારાં માબાપની પણ નિંદા થયા સિવાય રહેશે નહિ. એવી અનેક સુન્દરીઓ છે કે, જેઓ સાસુ સસરાને ગણુકાર્યા સિવાય માત્ર પતિ પાસેજ એકદમ લજ્જાવતી લતિકાઓ બની જાય છે ! તેમના જેવી મૂર્ખ રમણીઓ જગતમાં ભાગ્યેજ વિશેષ હશે. પતિની આગળ શરમ રાખવી જોઇએ એ ઠીક છે; પરંતુ સંકોચ શા માટે રાખવો જોઇએ ? પતિની ભક્તિ કરવી જોઈએ, શ્રદ્ધા કરવી જોઇએ, સંમાન કરવું જોઇએ, ચ્હાવું જોઇએ તેમજ શરમ પણ રાખવી જોઇએ; પરંતુ શરમ રાખી પતિથી કોઇ પણ વાત છુપાવવી જોઇએ નહિ. પતિ

પત્નીનું હૃદય એકજ હોવું જોઇએ. પતિ પત્ની એક બીજાનું અડધું અંગ છે. જો એવા પતિથી તમે તમારૂં હૃદય છુપાવો તો તેના હૃદય સાથે તમે તમારા હૃદયની એકત્રતા કેવી રીતે કરી શકો ? શરમાળ થઇને પતિની ભક્તિ કરજો, સંમાન કરજો; પ્રીતિ કરજો; પરંતુ કોઈ પણ ગુપ્ત વાત પતિથી છુપી રાખશો નહિ.

## વિનય.

લજ્જા પછી વિનયને સ્થાન મળે છે. જેવી રીતે લજ્જા સ્ત્રીજાતિનું ભૂષણ છે, તેવીજ રીતે વિનય પણ સ્ત્રી જાતિનો અલંકાર છે. લજ્જા તથા વિનયથી સ્ત્રીની શોભામાં જેટલો વધારો થાય છે, તેટલો વધારો અસંખ્ય રત્નાલંકારોથી પણ થતો નથી. વિધાતાએ સ્ત્રીઓને કોમળતા અર્પણ કરી છે અને પુરૂષોને કઠોરતા અર્પણ કરી છે. સ્ત્રીઓની શોભા લજ્જા, વિનય, સ્નેહ અને સ્નેહ-મમતા વગેરે છે ત્યારે પુરૂષોની શોભા વીરત્વ, તેજસ્વિતા, સાહસિકતા અને ધૈર્ય વગેરે છે. પુરૂષ જે પ્રમાણે સાહસિક, કાર્યકુશળ તથા શક્તિસંપન્ન નથી હોતો તો પુરૂષ મનાતો નથી તેજ પ્રમાણે સ્ત્રીજાતિ પણ લજ્જાવતી, વિનયી, સ્નેહમયી ન હોય તો સુન્દર દેખાતી નથી; તેથી જો સહુની પ્રીતિને પ્રાપ્ત કરવી હોય તો આ કોમળતાના સદ્‌ગુણો સંપાદન કરવા જોઇએ. કદાપિ કોઈની તરફ ભૂલે ચુકયે પણ કોઇ પણ પ્રકારની ઉગ્રતા દર્શા-

વવાની નથી. ઉગ્રતા સ્ત્રીજાતિને માટે ઘણી બેશરમ ભરેલી ગણી શકાય. કોઇ કાંઈ ખોટું કાર્ય કરે તો ગુસ્સો કરવો નહિ-એમ અમે કહેતા નથી. જીવનમાં એવા અનેક સમયો ઉપસ્થિત થાય છે કે, સ્ત્રીઓને અનેક દુષ્ટ, અત્યાચારી અને પાપિષ્ઠ વ્યક્તિઓની સાથે લડાઈ કરવી પડે છે, એવે સમયે ગુસ્સો દર્શાવીને, ભય દર્શાવીને અગર તો ગમે તે ઉપાય કરીને તમે ભલે શત્રુનું દમન કરો; પરંતુ એવી ભયંકર સંકટપૂર્ણ સ્થિતિ સિવાય કઠોરતા દર્શાવવી એ સ્ત્રીજાતિનો ધર્મ નથી. એવી અનેક સ્ત્રીઓ જોવામાં આવે છે કે, જેઓ સહુની તરફ કઠોરતા દર્શાવીને મ્હોટેથી-ઉગ્ર ભાવથી વિવાદ કરવામાં મ્હોટી બહાદુરી સમજે છે; પરંતુ એના જેવી હસવા યોગ્ય મૂર્ખાઈ બીજી એક પણ નથી. રમણીનું વીરત્વ એક વખતે ઘણું આદરણીય હતું ખરૂં, રાજપૂતાનામાં થઇ ગયેલી કર્મદેવી, પદ્મિની અને મહામાયા વગેરે પ્રાતઃસ્મરણીયા રમણીરત્નોની ભક્તિ કોણ નથી કરતું ? પરંતુ તેમણે પોતાનું વીરત્વ મૂર્ખ સ્ત્રીઓની માફક તકરારો કરવામાં નહિ દર્શાવતાં, મ્હોટામાં મ્હોટા સંકટમાં પડવાથીજ નિરૂપાયે પોતાના ધર્મનું સંરક્ષણ કરવામાં દર્શાવ્યું હતું ! તેથી એવા મહાન્ સંકટમાં ફસાઈ પડવાનો સમય આવે તો સ્ત્રીએ પોતાનું વીરત્વ અવશ્ય દર્શાવવું જોઇએ. આ સંબંધી અમે પ્રથમ પણ કહ્યું છે અને અત્રે ફરીથી પણ કહીએ છીએ કે, એવા સંકટ સમયે સ્ત્રીએ પણ સાહસિકતા, કઠોરતા તથા ઉગ્રતા દર્શાવવી જોઇએ. વિના કારણ અગર તો સામાન્ય કારણને લીધે સ્ત્રીએ કોઇના પર ઉગ્રતા કરવી જોઇએ નહિ.

બીજી એક વાત એ છે કે, રમણીએ ઉગ્રભાવ દેખાડવાનો નથી તેથી સમયાનુસાર દૃઢતા અને ગંભીરતા દર્શાવીને દાસ-દાસી વગેરે નોકરોને અદબમાં રાખવાં જોઇએ નહિ એમ નથી. રમણીઓએ વડિલ પુરૂષોના સઘળા દોષો તરફ દુર્લક્ષ્ય કરવાનું છે; પરંતુ તાબેદાર-નોકરવર્ગ-તેમજ ન્હાનાં સગાંવ્હાલાંને દૃઢતા તેમજ ગંભીરતાથી, ઉચ્છૃંખલ થતાં અટકાવવાનાં છે. બુદ્ધિ તેમજ મનનું બળ હોય તો આ કાર્ય કઠોરતાનો ઉપયોગ કર્યા સિવાય કરી શકાય એવું છે. ચપળા રમણી ઘણી તકરારો કરીને પણ જેમને સુધારી શકતી નથી તેમને બુદ્ધિમતી તથા ખરી તેજસ્વી રમણી માત્ર ગંભીર દૃષ્ટિથી, અગર તો માત્ર એક અશ્રુબિંદુથી સુધારી દાબમાં રાખી શકે છે-આવી ઘણી સ્ત્રીઓ અમારા જોવામાં આવી છે. રમણીઓનાં આ બે મહા અસ્ત્રથી કેટલા રાજા મહારાજાઓ તથા દુષ્ટ જુલ્મગારો પણ નિર્બળ બની ગયા છે-વશિભૂત થઈ ગયા છે તેની કલ્પના પણ થઈ શકે તેમ નથી !

---

## ગંભીરતા.

ગંભીરતાની શક્તિ કેટલી પ્રબળ છે તે જણાવવાની હવે જરૂર છે. ગંભીરતામાં પણ કેટલાક ગુણ સમાયલા છે. જો સ્ત્રીઓ ચપળા નહિ થતાં ગંભીર સ્વભાવની થાય તો સહુ કોઇ તેમની ભક્તિ કરે, તેમનો ભય કરે તથા તેમનું સંમાન કરે. તમે ભણેલાં ગણેલાં નહિ હો પરંતુ ગંભીર

થશો તો કોઈ તમારૂં અપમાન કરવાનું સાહસ કરી શકશે નહિ. ગંભીર સ્ત્રીઓને માટે આ સિવાય બીજી પણ કેટલીક સુગમતા છે. ગંભીર સ્ત્રીઓની બુદ્ધિ સ્થિર રહે છે, સ્થિર બુદ્ધિ હોય છે તો પ્રત્યેક કાર્ય ધૈર્યથી સુયોગ્ય રીતે કરી શકાય છે. ચપળા સ્ત્રીઓ કદાપિ પોતાનું કાર્ય સુયોગ્ય રીતે કરી શકતી નથી. તેમનું મસ્તક હમેશાં ગરમ રહે છે, તેમનું મન હમેશાં વિવિધ દિશા તરફ ભમતું રહે છે; તેથી તેઓ વિશેષ વિચારથી અગર તો ધૈર્યપૂર્વક પોતાનું કાર્ય કરી શકતી નથી. તેથી કરીને ઘરના કલ્યાણને માટે, પોતાના કલ્યાણને માટે સ્ત્રીઓએ ગંભીર થવાનો યત્ન કરવો જોઇએ. પ્રત્યેક કાર્ય, સંકલ્પ અને વિચારપૂર્વક ધૈર્યથી કરવું જોઈએ. પ્રત્યેક વાત શાન્ત તેમજ શિષ્ટભાવથી કહેવી જોઇએ. નહિ તો સ્ત્રીઓ કોઇના પણ મનને રંજન કરી શકશે નહિ એ ખાત્રીપૂર્વક માનજો.

## સરલતા.

સ્ત્રીજાતિમાં બીજો એક મહત્વનો ગુણ સરલતા હોવો જોઇએ. સરલતા ન હોય તો કોઈ કોઇનો વિશ્વાસ કરે નહિ. લોકોના અવિશ્વાસને પાત્ર થવું એ સ્ત્રીઓને માટે ઘણી લજ્જા ભરેલો અને પરિતાપનો વિષય કહી શકાય. સ્ત્રીજ ઘરની લક્ષ્મી છે—શાન્તિની સ્થાપના કરનારી છે. પુરૂષો તેમની પાસે સઘળી સુખદુઃખની હકીકત કહીને મનનો ભાર ઓછો કરવાની ઇચ્છા રાખે છે; પરંતુ સ્ત્રી જો અવિશ્વાસિની

અગર તો કુટિલ સ્વભાવની હોય તો કોઈ પુરૂષ તેની આગળ મનની હકીકત કહીને મનનો ભાર ઓછો કરી શકે નહિ. ધારો કે, તમારા પતિએ તમારી આગળ એક સરલ વાત કહી, પછી તમે જો જોર કરીને તમારી ખરાબ પ્રકૃતિને લઇને તમે તેનો ઉંધો અર્થ કરી બેસો તો તમારા પતિને કેટલું બધું કષ્ટ થાય ? ! તમે આ પ્રમાણે કરો એટલે પછી તમારો પતિ કદાપિ તમારા પર વિશ્વાસ મૂકીને તમને તેના અંતરની વાત કહેશે નહિ. કોઇ એક પતિએ તેની પત્નીને હસતાં હસતાં સરલતાથી પૂછ્યું કે, તેને પિયર જવાની ઇચ્છા છે કે કેમ ? આ પ્રશ્ન પરથી પત્નીએ એવો વિચાર કર્યો કેઃ—"પતિના પ્રશ્નમાં કાંઈ ગુપ્ત રહસ્ય સમાયલું છે. હું વારંવાર પિયર જઉં છું તેથીજ મ્હારા પર કટાક્ષ કરીને તેઓ આમ કહે છે !" આવો વિચાર કરી સ્ત્રીએ ગુસ્સે ભરાઈ ઉત્તર આપ્યો કેઃ—"જવું હશે તો જઇશ. આવા મિષ્ટ અપમાનની શી જરૂર છે ?"

આ ઉત્તર સાંભળી પતિ અવાક્ બની ગયો ! તે દિવસથી તેણે પોતાની પત્ની સાથે સરલતાથી તેમજ હેતપ્રેમથી વાતચિત કરવાની છોડી દીધી.

સ્ત્રીજાતિની બીજી એક કુટિલતા એ છે કે, તેઓ ઘણી વખત મનમાં એક પ્રકારનો ભાવ રાખી મ્હોં પર વળી જૂદાજ ભાવનું દર્શન કરાવે છે ! આ ઘણુંજ ખોટું કહી શકાય ! પુષ્પોની નીચે છુપાઇ રહેલા કાળા નાગના જેવો તેમનો આ વ્યવહાર અનેક સમયે અનેક નિઃસંદિગ્ધ વ્યક્તિઓને એકાએક દુઃખી કરી શકે છે.

જૂઠું બોલવું એ પણ કુટિલતાનો એક બીજો પ્રકાર છે.

ઘણીખરી સ્ત્રીઓ સાસુ સસરા તથા બીજાં સગાં વ્હાલાંને છેતરવાને માટે તથા પોતાનો ગુન્હો છુપાવવાને માટે જૂઠું બોલે છે. કોઇ કોઇ શરમને લીધે પણ જૂઠું બોલે છે. આ મ્હોટી ભૂલ છે. સરળતાથી પોતાનો દોષ કબૂલ કરવામાં આવે, અગર તો પોતાની દુર્બળતા પ્રકાશમાં મૂકવામાં આવે તો જનસમાજની દૃષ્ટિથી થયેલો ગુન્હો ઘણો નજીવો ગણાય છે. વળી પોતાનો દોષ કબૂલ કરવામાં આવે છે તો તેને સુધારવાના ઘણા માર્ગો મળી આવે છે. વડિલ માણસો એ દોષ દર્શાવીને-દોષ કરનાર સ્ત્રીને ધર્મના તેમજ સત્યના માર્ગે દોરી શકે છે. એક વખત ધર્મ તેમજ સત્યનો માર્ગ નજરે પડતાં તેઓ કદાપિ અધર્મને માર્ગે જતી નથી; કારણ કે સત્ય તેમજ ધર્મમાર્ગ જોયેલો નહિ હોવાથી-તેની મિઠાશ મેળવેલી નહિ હોવાથીજ ઘણીખરી સ્ત્રીઓ અધર્મને માર્ગે જાય છે. જો એક વખત તેમની ભૂલ સુધરે છે-તેઓ ધર્મમાર્ગનું દર્શન કરી શકે છે તો તેમને ધર્મમાર્ગ ઘણો શાન્તિપૂર્ણ અને સુખપૂર્ણ જણાય છે; તેથી તેઓ કદાપિ સુખ શાન્તિનો ત્યાગ કરી અધર્મને માર્ગે જતી નથી; પરંતુ સત્યધર્મને માર્ગે આગળ વધવાને માટે-સુખ શાન્તિ મેળવવાને માટે-વડિલો પાસે પોતાનો ગુન્હો કબૂલ કરવાની ખાસ જરૂર છે.

સરલતા પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉપાય શો છે તે જાણો છો કે ? કોઇ કાર્ય કરતાં પહેલાં શાન્તિ અગર તો કરવાનો સંકલ્પ કરતાં પહેલાં વિચાર કરી જુઓ કે એ કાર્યની હકીકત સહુ કોઇની આગળ તમે સહજ પણ સંકોચ રાખ્યા સિવાય કરી શકો તેમ છો કે કેમ ? જો કરી શકો તેમ હો તો જ એ કાર્ય કરજો-નહિ તો કરશો નહિ. આ પ્રમાણે કરવાથીજ સઘળી હકીકત

સહુ કોઇની આગળ કહેવામાં સંકોચ રહેશે નહિ—તેથી સરલતા આપોઆપ આવશે.

આ ઉપરથી તમે એમ ન વિચારશો કે અમે તમને સઘળી જાતની છુપી હકીકત સાંભળવાની અગર તો છુપું કાર્ય કરવાની ના પાડીએ છીએ. કેટલીક વખતે નિરૂપાયે છુપી વાત પણ સાંભળવી પડે છે, તથા છુપું કાર્ય પણ કરવું પડે છે; ધારો કે તમારૂં કોઇ સગું મ્હોટા સંકટમાં ફસાઇ પડયું છે. તેને તમારે સહાયતા કરવાની જરૂર છે; પરંતુ એ હકીકત બીજા કોઇના જાણવામાં આવે તો એ સગાનું સંકટ વિશેષ ભયંકર થઈ પડે તેમ હોય તો એવે સમયે તેના કલ્યાણનેમાટે એ કાર્ય કરવામાં અગર તો તેની ગુપ્ત હકીકત સાંભળવામાં, સાંભળી ગુપ્ત રાખવામાં કાંઇ જતું આવતું નથી—પરન્તુ એવું કાર્ય કરતાં પૂર્વે તમે એટલું વિચારી જો જો કે, જરૂર પડયે તમે એ વાત કોઇ પણ પ્રકારના સંકોચ સિવાય દશ માણસોની આગળ કહી શકો તેમ છો કે કેમ? જો કહી શકો તેમ હો તો કરજો, નહિ તો કરશો નહિ. દશ જણ આગળ જે કહી શકાય તે કરવાનો અમે ઉપદેશ આપીએ છીએ તેથી એમ ન ધારશો કે તમે જે કાંઈ કરો તે દશ જણ પાસે જઇને વગર પૂછયે તમારે કહી દેવું. વાચાલતા અને સરલતામાં ઘણું અંતર છે. જે નિરૂપયોગી વાતચિત કરીને દશ જણને કંટાળો આપે છે તે વાચાલ છે; પરંતુ જે તેમ નથી કરતું, એટલે કે જરૂર પડયેજ દશ જણની આગળ સઘળી હકીકત સંકોચ સિવાય કહી શકે છે એ સરલ છે. તમે હમેશાં આ વિભિન્નતા યાદ રાખજો. જરૂર વગરની એક પણ વાત કોઇની આ-

ગળ કરશો નહિ; પરંતુ જરૂર પડયે બેલાશક સઘળી હકીકત જે પૂછે તેને કહેજો.

આ ઠેકાણે બીજી એક વાત કહેવાની જરૂર છે. અનેક સ્ત્રીઓ પોતાના પતિની હકીકત દશ જણ આગળ અગર તો સખીમંડળની આગળ કહીને સરલતા દેખાડવાને ચ્હાય છે! પરંતુ આમ કરવું યોગ્ય નથી. અમે પૂર્વે જે કાંઈ કહ્યું છે એ સઘળું માત્ર પતિ સિવાય બીજાં સગાં વ્હાલાં સંબંધી છે. પતિની સાથે સ્ત્રીનો સંબંધ ઘણો દૃઢ છે. પતિ પત્નીનો વ્યવહાર કદાપિ જાહિર થવો જોઇએ નહિ; તેથી પતિની હકીકત જાહિર કરીને સરલતા દેખાડવાનો યત્ન કરવો એ ભયંકર ભૂલ કરવા જેવું છે. પતિ પત્નીની હકીકત–પતિ પત્નીની કોઇ પણ કથા–ઘણી પ્રશંસાપાત્ર હોય તો પણ સર્વત્ર જાહિર થવી જોઇએ નહિ. તેમનો પ્રણય, તેમનો અરસપરસનો વ્યવહાર ફલ્ગુ નદીની માફક સહુ કોઈથી અજાણ્યા માર્ગે નિર્મળ ભાવે વહેવો જોઇએ.

## આત્મસંતોષ.

પોતપોતાની સ્થિતિમાં સંતોષ રાખવો એ પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે, અને તેમાં પણ વળી સ્ત્રીએ તો સંતોષ રાખવાની ખાસ જરૂર છે. સ્ત્રીઓએ આ કર્ત્તવ્યને પાળવાની ઘણી જરૂર છે, દ્રવ્ય, અસહિષ્ણુતા અને ક્રોધ વગેરે કારણોથી સાધારણ રીતે લોકોનાં મન અસંતુષ્ટ

થાય છે. જો એ અસંતોષને દૂર કરવો હોય તો તે સાથે સઘળા દોષોને દૂર કરવા જોઈએ. સ્ત્રીઓએ પુરૂષો કરતાં વિશેષ ધૈર્ય રાખવાની જરૂર છે, કેમકે કુટુંબનું પ્રતિપાલન કરવામાં અનેક સંકટો તેમજ કષ્ટ સહન કરવું પડે છે. એ સમયે ધૈર્યનો ત્યાગ કરવો જોઇએ નહિ—ધૈર્યનો ત્યાગ કરવામાં આવે છે તો સઘળું નષ્ટ થઈ જાય છે. અમે એવી અસંખ્ય સ્ત્રીઓ જોઇ છે કે જેઓ પોતાના પતિની સ્થિતિ સારી નહિ હોવાથી સંસારમાં ઘણું દુ:ખ વેઠીને પોતાના ભાગ્યને ધિક્કારે છે. તેમના જેવી મૂર્ખ અને બુદ્ધિહીન સ્ત્રીઓ કોઇજ નથી. ખરી રીતે કહીએ તો એવી સ્ત્રીઓ સંસારના કલંક સ્વરૂપ છે, પતિ સારો હોય અગર તો નરસો હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય; પરંતુ તેની સ્થિતિમાંજ સ્ત્રીએ સંતોષ રાખી પતિની સાથે પ્રેમમય વ્યવહારથી વર્તવું જોઇએ. જો પતિ સાધારણ પ્રકારનું એટલે કે બાજરીનો રોટલો અને શાકનું ભોજન કરતો હોય તો પત્નીએ પણ મિઠાઇ ખાવાની વૃત્તિનો ત્યાગ કરી પતિની પ્રસાદિનેજ અમૃત તુલ્ય સમજવી જોઇએ. એમ કરવાથીજ આદર્શ હિંદુ રમણી થઇ શકાય છે—તે સિવાય નહિ. આ પ્રસંગે એક વખત મહા મહિમામયી આર્ય રમણીઓના આદર્શ સ્વરૂપ સાવિત્રીની તરફ દૃષ્ટિ કરો. સાવિત્રી રાજકુમારી હતી. તે તેના પિતાના માત્ર એકજ સંતાન સ્વરૂપ હોવાથી પિતાનું જીવન—સર્વસ્વ હતી. અશ્વપતિ પોતાની કન્યાને સુખી કરવાને માટે જો પોતાના સર્વસ્વનું દાન દેવું પડે તો તે દેવાને પણ તૈયાર હતા! આમ છતાં સાવિત્રીએ

 તેણે વનવાસી પતિના શાક—ભાત અને વૃક્ષ—વલ્ક-

લની પાસે રાજમહેલનાં રાજભોજનો તથા વસ્ત્રાલંકારો તુચ્છ સમજી, પિતાના રાજમહેલનો ત્યાગ કરી સદાને માટે તે વનવાસિની થઈ, વનનાં શાક–ભાતને તથા વલ્કલને રાજમહાલયની ભોગવિલાસની સામગ્રી કરતાં તેણે ઉત્તમ ગણ્યાં. પિતા તરફથી પ્રાપ્ત થયેલા રત્નાલંકારો તેણે સાસરે આવીને કાઢી નાખ્યા. એજ સાવિત્રીના પવિત્ર કુલમાં ઉત્પન્ન થયેલી આર્ય મહિલાઓ આજકાલ કેટલી બધી અધોગતિને પામી છે ? મહાભારતમાં સતીના આત્મત્યાગનો મહિમા એક બીજી વાતમાં સારો પ્રકાશ પામ્યો છે. તે એક અલૌકિક કરૂણાનું ચિત્ર છે! એક પરમ સુંદરીને ઘણાજ રોગી શરીરવાળો પતિ મળ્યો હતો. પતિ ચાલી શકતો નહોતો, બેસી શકતો નહોતો. સ્ત્રીજ તેને સર્વત્ર લઇ જતી લાવતી હતી. ખાવાના સમયે ખવડાવતી હતી, કપડાં પહેરાવતી હતી, પતિના અંગમાંથી નીકળતા પરૂ તેમજ લોહીને જલથી સાફ કરી નાંખતી હતી. આમ છતાં તેના મુખ પર અસંતોષ કે અધૈર્ય જણાતાં નહોતાં ! સાધ્વી સતી પત્ની મહા મહેનત ઉઠાવીને રાત્રિ દિવસ પતિદેવતાની સેવા કર્યા કરતી હતી. રાત્રિ દિવસ પતિનું મ્હોં જોઇને પોતાનું સકલ દુઃખ વિસરી જતી હતી. ચેપી રોગવાળા પતિને આલિંગન કરવાથી પોતાનું શરીર રોગી થશે એવો વિચાર સુદ્ધાં કર્યા સિવાય તે ભકિતપૂર્વક તેમજ સ્નેહપૂર્વક પતિને પ્રેમાલિંગન કરતી હતી. બ્હેનો ! વિચારી જુઓ કે, આને કેવી સતત તેમજ નિઃસ્વાર્થ પતિસેવા કહી શકાય ? કેવી અલૌકિક પતિભકિત ગણી શકાય ? વળી તેનું બીજું પણ મહત્વ હતું તે સાંભળો. ક્રમે ક્રમે એ રોગિષ્ઠ દુર્ભાગી પુરૂ-

ષના મનમાં પણ વ્યાધિએ પ્રવેશ કર્યો. તેનું મન અસ્થિર થઈ ગયું. સારા નરસાનો વિચાર કરવાની શકિત તેનામાં રહી નહિ. સ્ત્રીજાતિ માત્ર પતિનું મન મળતાંજ સુખી રહી શકે છે. સાધ્વી રમણી પ્રિયતમના મનની પવિત્રતાનીજ ભિખારિણી હોય છે; પરંતુ આ પુણ્યવતી રમણીના નશીબમાં એટલું સુખ પણ વિધાતાએ નિર્માણ કર્યું નહોતું. તેનો રોગિષ્ઠ પતિ એક દિવસે એક વારાંગનાના સૌન્દર્યને જોઈ મુગ્ધ તેમજ ઉન્મત્ત બની ગયો. જે સાધ્વી સ્ત્રી પોતાના સુખ દુઃખની પરવાહ કર્યા સિવાય તેની સેવા ચાકરી કરતી હતી, પોતે પરમ સુંદરી હોવા છતાં તેના રોગિષ્ઠ પતિના પર મુગ્ધ રહી હતી, નિર્વિકાર મનથી સહાસ્ય વદને તેને ઈચ્છામાં આવે ત્યાં લઇ જતી હતી તેને માટે પણ તેના હૃદયમાં સહજ પણ દયા આવી નહિ. તે તેની આવી પતિવ્રતા પત્નીને કંટક સમાન સમજવા લાગ્યો. સતીએ પતિની આવી સ્થિતિ જોઇને તપાસ કરી સઘળી હકીકત જાણી લીધી. એ હકીકત જાણવામાં આવ્યા પછી તેણે કેવું અલૌકિક કાર્ય કર્યું ?! જ્યારે તેને એવી ખાત્રી થઈ કે, તે પતિને કોઈ પણ પ્રકારે સુધારી શકે તેમ નથી, તથા પતિ એ વારાંગનાના વિરહથી મૃત્યુને વિશેષ ત્વરાથી બોલાવે છે ત્યારે તે પોતાની ખાંધ પર પતિને બેસાડીને પેલી નીચ રમણીની પાસે લઇ ગઈ, તથા પોતાનું સર્વસ્વ આપીને પણ તેણે એ વારાંગનાને પોતાના પતિ પર પ્રસન્ન થવાની પ્રાર્થના કરી. આનું પરિણામ જે નિપજવાનું હતું તે નિપજ્યું. આ દયાજનક તેમજ અદ્‌ભૂત દેખાવ જોઇને બન્ને પાપીઓને એક સાથે ઉદ્ધાર થયો. તેમનાં જ્ઞાનચક્ષુ ઉઘડી ગયાં. સતી પણ

વિજય-ડંકો વગાડીને પોતાના પતિને વિજયમાં મળેલી સામગ્રીની માફક પુનઃ પોતાને ઘેર લઈ ગઇ. દેશે દેશમાં લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા. હવે અમે આશા રાખીએ છીએ કે, હમણુાંના આર્ય સંસારની લક્ષ્મીઓ આવી રીતે સંસારનાં સઘળાં સંકટોને તેમજ દુર્ભાગ્યને પણ ધૈર્ય તથા આત્મસંતોષથી યત્ન કરીને દૂર કરી શકશે. વાસ્તવિક રીતે સુખ દુઃખનો આધાર સ્થિતિ પર નહિ; પરંતુ મન પર છે. સુખદુઃખ સ્થિતિમાં નથી--લોકોના મનમાં છે. કોઈ ફલ ફલાદિ ખાઇને સુખ માને છે-વનવાસી થઇ રહીને પોતાને સુખી માને છે-તો કોઇ મિષ્ટ ભોજનો આરોગીને તથા રાજમહાલયમાં રહીને પણ પોતાને સુખી માનતું નથી. ઉપર જણાવેલી સ્ત્રી પોતાના રોગિષ્ઠ સ્વામિની સેવા-ચાકરી કરવામાંજ પોતાને સુખી સમજતી હતી, ત્યારે કોણ જાણે છે કે, રાજમહાલયમાં રત્નપલંગમાં સૂઈ રહીને હજારો દાસ દાસીઓની સેવા ચાકરી ગ્રહણ કરીને અનેક ભાગ્યવતી લલનાઓ સુખી થઇ શકે છે કે નહિ ? તેથી એમ માલૂમ પડે છે કે, બુદ્ધિમતી સ્ત્રીઓ પતિની ભકિત કરીને જ સર્વદા સંતુષ્ટ રહી શકે છે. એવી સ્થિતિમાં કર્ત્તવ્યકર્મ પ્રત્યે દુર્લક્ષ્ય કરીને વર્ત્તમાન સ્થિતિને તુચ્છ સમજી તે માટે દુઃખ માનવું એ મ્હોટી ભૂલ કરવા જેવું છે.

જો સ્ત્રીઓનું મન સંતુષ્ટ તેમજ શાન્ત હોય છે તો કુટુંબ ઘણું સુખી રહી શકે છે. જો ઘરની લક્ષ્મીઓજ આખો દિવસ વાદળાંથી ઢંકાયલા આકાશની માફક ગુસ્સામાં યા તો ચિંતામાં પોતાનું મુખમંડળ ઢાંકી રાખે તો પછી કયું કુટુંબ સુખી થઇ શકે ? વળી કુટુંબનાં માણસો અસંતુષ્ટ રહે તો

કયો સંસાર સ્મશાન સમાન બની ગયા સિવાય રહે ? શયનમાં, ગમનમાં, રસોઈમાં તેમજ પ્રત્યેક ગૃહકાર્યમાં કોઇને કાંઈ સુખ મળતું નથી. તેથી જો સુવ્યવસ્થા તેમજ કુટુંબનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તો હમેશાં અસંતોષને દૂર કરવાનો પ્રત્યેક સ્ત્રીએ યત્ન કરવો જોઇએ.

## મહેનત.

પુરૂષો કરતાં પણ સ્ત્રીઓએ વિશેષ મહેનતુ રહેવાની જરૂર છે. જે પ્રમાણે પુરૂષને બ્હાર સેંકડો કાર્યો હોય છે, તેજ પ્રમાણે સ્ત્રીઓને પણ ઘરમાં સેંકડો કાર્યો હોય-છે. એ સર્વ કાર્યો પ્રત્યે દુર્લક્ષ્ય કરી આળસુ થઇ રહેવું એ સ્ત્રીઓનો ધર્મ નથી. જો સ્ત્રીઓ આળસુ થઇ રહે છે તો તેથી શારીરિક, માનસિક તેમજ આર્થિક નુકસાન થાય છે. રાત્રિ-દિવસ ગૃહકાર્ય કરવામાં ખંતીલાં રહેવાથી શરીર સુસ્થ રહે છે-નિરોગી રહે છે. મહેનતુ સ્ત્રીઓને વૃદ્ધાવસ્થા પણ વહેલી આવતી નથી. વળી સર્વદા કાર્યમાં નિમગ્ન રહેવાથી મન પણ પ્રફુલ્લ રહે છે. પહેલાં પહેલાં તો કાર્ય કરવામાં થોડું ઘણું કષ્ટ પડે છે; પરંતુ થોડા દિવસમાંજ એ કષ્ટ ચાલ્યું જાય-છે. આળસુ થઇને બેસી રહેવાથી મન ક્રમે ક્રમે નિર્જીવ બની જાય છે. “ **આળસ** ” નામના પ્રકરણમાં આ સંબંધી અમે વિશેષ ચર્ચા કરીશું. હવે એ સંબંધી બીજા એક પ્રશ્નનો અમારે નિર્ણય કરવાનો છે. કોઇ કોઇ કદાચ એવો પ્રશ્ન કરી

શકશે કે જેની સ્થિતિ સારી હોય છે, જેને ત્યાં અસંખ્ય દાસદાસીઓ હોય છે, તેઓ ગૃહકાર્ય નહિ કરતાં બેસી રહે તો તેમાં કાંઇ નુકસાન છે કે ? હા, અમે આ પ્રશ્નના ઉત્તરમાં બેધડક જણાવીશું કે એવી રીતે બેસી રહેવામાં ઘણું નુકસાન છે. દાસદાસીઓની જરૂર હોય તો ભલે રાખો; પરંતુ તેમને રાખીને, આળસુ થઈ રોગ, શોક, તેમજ મનની અપ્રફુલ્લતાને નિમંત્રણ કરવાની શી જરૂર છે? જો તમારે તમારા સંસારમાં ચાર દાસીઓની જરૂર હોય તો ત્રણ દાસીઓ રાખી ચોથીનું કાર્ય તમે જાતે સંભાળો. તેમ કરવાથી દ્રવ્ય બચશે અને મન પણ આનંદમગ્ન રહેશે. પરંતુ ઘરનું કામકાજ તમે પૂરતી બુદ્ધિનો ઉપયોગ કરીને કરજો. જો ઘરનું માણસ ઘરનાં કામકાજ પ્રત્યે લક્ષ્ય નથી આપતું તો ઘરસંસારની ઉન્નતિ ભાગ્યેજ થાય છે. અરે ! એમજ કહેવા દ્યોને કે થતી નથી.

---

## સ્નેહ-મમતા.

જે સ્ત્રી જેટલી વિશેષ સ્નેહમયી હોય છે, તે સ્ત્રીનું ચરિત્ર પણ તેટલુંજ વધારે ઉન્નત હોય છે. પુરૂષની શ્રેષ્ઠતાનો નિર્ણય જે પ્રમાણે ઉદ્યોગ, સાહસિકતા વગેરે ગુણો પરથી કરી શકાય છે, તેજ પ્રમાણે સ્ત્રીની શ્રેષ્ઠતાનો નિર્ણય પણ વિનય, સૌજન્ય, કોમલતા અને સ્નેહ-મમતા વગેરે ગુણો પરથી કરી શકાય છે. કઠોરતા, નિષ્ઠુરતા, ક્રોધ, અહંકાર-એ સઘળા દુર્ગુણો નારીજીવનને માટે ઘણા તિરસ્કારપાત્ર

છે. એ દુર્ગુણો જ્યારે નારીમાં પ્રવેશ કરે છે, ત્યારે નારીનું નારીત્વ ચાલ્યું જાય છે, દેવી દાનવી ગણાય છે, રમણી રાક્ષસી તરીકે ઓળખાય છે. માટે પ્રત્યેક સ્ત્રીએ સહુને સ્નેહ અને પ્રીતિ ભરી દૃષ્ટિથી જોવાં જોઇએ. ગરીબ તેમજ દુઃખીઓ પ્રત્યે તો શું પરંતુ શત્રુઓ પ્રત્યે પણ કદાપિ ક્રોધ, અહંકાર કે કઠોરતા દર્શાવવી જોઇએ નહિ. દીન દરીદ્રોને મદદ કરવી, રોગીની સારવાર કરવી, અપકાર કરનાર પર પણ ઉપકાર કરવો એ નારીનું ભૂષણ છે. ત્યારેજ રમણી દેવી ગણાય છે-ત્યારેજ નારી દયામયી ગણાય છે. આવાં કાર્યોથી રમણીની શોભામાં તથા સંમાનમાં જેટલો વધારો થાય છે તેટલો વધારો ત્રિભૂવનના સમસ્ત રત્નાલંકારોથી પણ થતો નથી. નારીઓએ સમાજ-સેવિકા થવાની જરૂર છે, નારીઓએ દયામયી, પરોપકારની પ્રતિમા તેમજ સંકટ સહન કરવામાં સાક્ષાત સાવિત્રી સ્વરૂપ થવાની જરૂર છે; પરંતુ સ્નેહ-મમતા રાખ્યા સિવાય આવું ઉન્નત ચરિત્ર થતું નથી એ પ્રથમ પ્રત્યેક નારીએ લક્ષ્યમાં રાખવું જોઇએ. પતિના શત્રુ સિવાય પૃથ્વી પરની પ્રત્યેક વ્યક્તિ પ્રત્યે નિષ્કામ સ્નેહની દૃષ્ટિથી જોવું એ રમણીનું મુખ્ય કર્ત્તવ્ય છે.

## અતિથિ-સેવા.

સ્નેહ-મમતાની સાથે સાથેજ અતિથિ-સેવાનો ઉલ્લેખ કરવાની જરૂર છે. સ્ત્રીઓએ જે પ્રમાણે સહુ કોઈની પ્રત્યે પ્રેમમયી દૃષ્ટિથી જોવાનું છે તેજ પ્રમાણે અ-

તિથિની પણ સેવા કરવાની છે. ઘણા પ્રાચીન કાળથી અતિથિ-સેવા સ્ત્રીના એક મુખ્ય કર્ત્તવ્ય તરીકે ગણાતી આવી છે. પાંડુની સહધર્મિણી કુંતી તથા દાતા કરણની મહિષી વગેરે આર્ય રમણીઓ આ અતિથિ-સેવાનાં અનેક ઉદાહરણો દર્શાવી ધન્યવાદને પામી છે. કુંતીદેવીએ દુર્વાસા ઋષિને મિષ્ટ ભોજન કરાવવા જતાં હાથને બાળી દીધો હતો. કર્ણની રાણીએ અતિથિ સેવા કરવાને માટે સ્વામિની સાથે પોતાના હાથમ પણ સમશેર ગ્રહણ કરી, પોતાના પ્રાણાધિક પુત્રનો વિનાશ કરવામાં પણ પાછી પ્હાની કરી નહોતી. અતિથિ-સેવા મંગળજનક તેમજ રમણીનું મુખ્ય કર્ત્તવ્ય ન હોત તો તેઓ આટલો બધો આત્મભોગ આપત નહિ. આજકાલ અનેક ગૃહસ્થોની પત્નીઓ અતિથિ પ્રત્યે વિરક્ત ભાવ દર્શાવે છે. તેએ નારાયણ સ્વરૂપ અતિથિને ઘેર આવેલો જોઇને કાંઈ પૂછપરછ કરતી નથી-અર્થાત્ તેનો તુચ્છકાર કરે છે. આ ઘણો નિંદાપાત્ર તેમજ દુર્ભાગ્યનો પ્રકાર છે. સઘળી સ્ત્રીઓએ આવી નિંદાપાત્ર તેમજ દુર્ભાગ્યપૂર્ણ પ્રકૃતિને દૂર કરવાનો યત્ન કરવો જોઇએ

## સેવા-ચાકરી.

અતિથિ-સેવા અને દેવ-સેવા પછી સગાં વ્હાલાંની સેવા-ચાકરીનો વિષય વર્ણવવા જેવો છે માત્ર સગાં વ્હાલાંનું તો શું પરંતુ પોતાનાં, પારકાં, શત્રુ મિત્ર સહુની સેવા-ચાકરી કરવી એ સ્ત્રીજાતિનું કર્ત્તવ્ય છે

સ્ત્રીઓ જેવી સેવા-ચાકરી કરી શકે છે તેવી સેવા-ચાકરી પુરૂષો કરી શકતા નથી; તેથી કરીને સેવા ચાકરી કરવી એ ખાસ કરીને સ્ત્રીઓનુંજ કર્ત્તવ્ય છે. પતિની સેવા, સાસુ સસરાની સેવા, બાળબચ્ચાંઓની સંભાળ, એ સર્વ કર્ત્તવ્યો જો સ્ત્રીઓ લક્ષ્યપૂર્વક કરતી નથી તો તેમનું જીવન અફળ ગણાય-છે; પરંતુ જે સ્ત્રીઓ આ કર્ત્તવ્યોનું બરાબર પ્રતિપાલન કરે-છે તેઓ હિંદુશાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે અક્ષય સ્વર્ગને મેળવી શકે છે. પ્રત્યેક રમણીએ વડિલોની, પતિની, સગાં વ્હાલાંની સેવા-ચાકરી કરી સ્વર્ગ મેળવવાનો યત્ન કરવો જોઇએ.

બિમાર રોગીને માટે સ્ત્રીજાતિની સેવા-ચાકરી અમૂલ્ય થઇ પડે છે. સ્ત્રીઓ માત્ર સુયોગ્ય સેવા-ચાકરી કરી શકે છે એટલુંજ નહિ પરંતુ તેમની સ્નેહમમતાપૂર્ણ સ્નિગ્ધ કાન્તિ જોઇનેજ રોગી પોતાનું ઘણુંખરૂં દુઃખ ભૂલી જાય છે. રોગીના અંતરમાં અપૂર્વ શાન્તિ ઉપજે છે, સુખ તેમજ વિશ્વાસનું ચિત્ર તેના અંતરપટ પર ચિત્રિત થાય છે, આ કરતાં રોગીને પોતાનું દુઃખ દૂર કરવા માટે બીજું શું જોઇએ ?

કુટુંબનું, પાડોસનું, અરે એટલે સુધી કે જો કોઇ ઓળખીતું માણસ રોગથી રિબાતું હોય, અને પોતાને અડચણ જેવું ન હોય તો સ્ત્રીએ તેની સેવા-ચાકરી કરવાનો શ્રમ અવશ્ય સેવવો. સ્ત્રીઓ સહુ કોઈની આગળ સંકોચ સિવાય ઉપસ્થિત થઈ શકતી નથી-જેની તેની પાસે જવું આવવું પણ સ્ત્રીઓને માટે ઉચિત નથી. આવી અવસ્થામાં તેમની સેવા-ચાકરી સ્વીકારવા જેવું યોગ્ય પાત્ર કોણ છે, તે તેમને તેમનાં સાસુ સસરો અને પતિજ દર્શાવશે. આવી અવસ્થામાં અમારા અભિપ્રાય

અનુસાર તો સ્વામિની અનુમતિ લેવીજ ઉત્તમ છે. જો રોગ માણસની પાસે જવામાં કોઈ પણ પ્રકારની હરકત ન હોય તે શત્રુ સમજી તેને રોગથી રિબાતો રહેવા દેશો નહિ. એવી અનેક સ્ત્રીઓ અમારા જોવામાં આવી છે કે, તેઓ કલહ કરી ભોજાઈ, દેરાણી, નણંદ વગેરેને તેમની રોગાધીન સ્થિતિમ પણ શત્રુ સમાન સમજે છે. આના જેવો નિંદાપાત્ર અને નિલ જજ વ્યવહાર બીજો એક પણ નથી. કુટુંબનાં માણસો રોગ ધીન થતાં તેમની સાથેના શત્રુત્વનો ત્યાગ કરી તેમની સેવા ચાકરી કરવી જોઇએ.

હિંદુશાસ્ત્રોની આ નીતિ સ્ત્રીપુરૂષ-બન્નેને માટે છે.

## સૌજન્ય.

લજ્જા, વિનય, ગંભીરતા વગેરેની માફક સૌજન્ય પણ સ્ત્રીઓનું એક મુખ્ય ભુષણ છે. સંબ ધીઓનાં મન રંજન કરવાને માટે આના જેવું બ્રહ્માસ્ત્ર બીજુ એક પણ નથી. સ્ત્રી સુન્દરી હોય, વિનયી હોય, ગંભીર પ્રકૃતિની હોય પરંતુ જો સહુ કોઇની સાથે સૌજન્યપૂર્ણ વ્યવહ ન ચલાવે તો તે કદાપિ લોકોના આદરને તેમજ પ્રશંસા પ્રાપ્ત કરી શકે નહિ; માટે પરિવારને પ્રિય થઇ પડવાને સ્ત્રી ઓએ આ ગુણ અવશ્ય મેળવવો જોઇએ. પ્રત્યેકની પ્રત્યે ભ મિષ્ટ અને શાન્તશિષ્ટ વ્યવહાર દર્શાવવો તેને સૌજન્ય કહે જે કાંઈ કહેવાનું હોય તે ઘણાં મિષ્ટવચનોથી કહેવું. સ્ત્રીઓ

હમેશાં મિષ્ટવચનોજ ઉચ્ચારવાં જોઇએ. કટુવાકયો ઉચ્ચારનારી સ્ત્રીપ્રત્યે કોઇ પ્રેમ દર્શાવતું નથી. પ્રિય વચનોથી સહુ કોઇની સાથે વાતચિત કરવામાં આવે છે તો સહુનો આત્મા સંતુષ્ટ થાય છે. પરિવારનું રક્ષણ કરવાને માટે સ્ત્રીઓએ સર્વદા આ ગુણને અનુસરીને વર્તવું જોઇએ. મનમાં ને મનમાં દ્વેષભાવ અગર તો શત્રુતા હોય છે તોપણ જો મિષ્ટ વચનો ઉચ્ચારવામાં આવે છે તો કુટુંબમાંનો કલહ, વિવાદ અને અશાન્તિ ઘણે અંશે ઓછાં થઇ જાય છે.

---

## દેવ-સેવા.

અતિથિ-સેવા પછી દેવ-સેવાનો ઉલ્લેખ કરીશું. દેવ-સેવા તથા વ્રતપૂજાદિ સ્ત્રીઓનાં મનને જેટલાં નિર્મળ—પવિત્ર કરે છે, તેટલાં પવિત્ર બીજા કોઇ પ્રકારની સેવા ભાગ્યેજ કરી શકે છે. આખા દિવસનો ઉપવાસ કર્યા પછી રમણીઓ જ્યારે ચંદન સાથે બિલ્વપત્રાદિ લઇને પુષ્પરાશીમાં દેવભક્તિ કરવા બેસે છે, અગર તો વિવિધ પૂજાદિમાં નિમગ્ન થઇ રહે છે ત્યારે એમ લાગે છે કે, આવી નૈસર્ગિક સુન્દરતા બીજી કોઇ છે કે? એવા સમયે તેમના અંતઃકરણમાં જે પવિત્ર ભાવ તથા અપૂર્વ આનંદનો વિકાસ થાય છે તે કોણ સમજી શકે તેમ છે? ગુજરાતી લલનાઓને અમે સવિનય વિનંતિ કરીએ છીએ કે, તેઓ એક વખત આ આનંદ મેળવવાનો યત્ન કરી જુએ. શ્રીમદ્ ભગવદ્ગીતા, મહા-

ભારત, રામાયણ વગેરે ધર્મગ્રંથો પૂજાપાઠને માટે ઘણા ઉપદે
શપૂર્ણ છે. એ ગ્રંથો વાંચતાં વાંચતાં, તેનો ઉચ્ચાર કરત
કરતાં અંતરમાં કેવી અપૂર્વ પવિત્રતા તથા કેવો આનંદ ઉપજે
છે તે અનુભવી પાઠિકાઓ સિવાય અન્ય કોઈ સમજી શ
તેમ નથી. આ પુસ્તકને વાંચનારી સઘળી બ્હેનો એવો આનં
મેળવવાનો યત્ન કરશે તો તેમનું, તમના સગાંવ્હાલાંનું ઘણુ
કલ્યાણ થશે. આજકાલ તો કેટલીક સ્ત્રીઓ દેવ-સેવા પ્રત્યે
બિલકુલ બેદરકાર રહેતી જોવામાં આવે છે. ઘેર કાંઇ પૂજા કે
વ્રત કરાવવાનું આવે છે તો તેઓ કોઇ બ્રાહ્મણને બોલાવીને
એ કાર્ય કરાવે છે. આના કરતાં વિશેષ દુર્ભાગ્યની બીજી કઇ
વાત હોઇ શકે ? દેવદેવાદિ આજે પત્થરનાં પૂતળાં ગણાય છે !
ગુજરાતી સમાજને માટે આ ઘણો મૂર્ખતા ભરેલો પ્રકાર કહી
શકાય. જો ગુજરાતી અબળાઓ અંતઃકરણપૂર્વક દેવ-સેવા
કરવામાં તન્મય થાય તો તેઓ સમજી શકે કે દેવ-સેવામાં
કેટલું બધું સુખ, શાન્તિ તેમજ આનંદ સમાયેલાં છે. એવો
અપૂર્વ આનંદ, અપૂર્વ શાન્તિ તથા અપૂર્વ સુખ ભોગવિલાસ
તેમજ નાટક-નવલકથાઓમાં નથી. તેઓ એક પણ વખત આ
પ્રકારની પરીક્ષા કરી જોતી નથી એજ માત્ર ચિંતાનો વિષય છે.

## સતીત્વ.

અમે અત્યાર સુધીમાં સ્ત્રીઓના અનેક ગુણોનું વર્ણન
કર્યું છે; પરંતુ સ્ત્રીઓનામાં મુખ્યત્વે કરીને
એટલે કે ખાસ જરૂરી જે ગુણ હોવો જોઇએ—સ્ત્રીઓનો મુખ્ય

ધર્મ જે હોવો જોઇએ તે સંબંધી અમે હજી સુધી કાંઇ કહ્યું નથી. આ ગ્રંથમાં "પરિજનો પ્રત્યેનું કર્ત્તવ્ય" એ મથાળા નીચે આ ગુણ તેમજ ધર્મનું સવિસ્તર વર્ણન કરીશું. અત્રે અમે માત્ર એક વિદ્વાન્ ગ્રંથકારે આ ગુણ સંબંધી કાઢેલાં વાકયોજ નિવેદન કરીશું.

"વિવાહિતા સ્ત્રીનો પતિની સાથે ધર્મને અનુસરીને જે સંયોગ છે તેનેજ સતીત્વ ધર્મ કહેવાય છે. પૃથિવી ઉપરનાં લગભગ સઘળાં નરનારીઓ આ સતીત્વ ધર્મનું ગૌરવ કરે છે. કોઈ પણ આ મહાધર્મનું ગૌરવ કર્યા સિવાય રહેતું નથી. વિશેષે કરીને શાસ્ત્રમાં પણ સતીત્વ એ સ્ત્રીઓનો સર્વશ્રેષ્ઠ ધર્મ છે એમ જણાવેલું છે. તેથી કરીને સતીત્વ વિનાની નારી રૂપવતી હોય તોપણ તે કાળી કદરૂપી સ્ત્રીના જેવી છે. ધનવંતી હોવા છતાં પણ ભિખારિણી જેવી છે. ત્યારે એક કાળી કદરૂપી સ્ત્રી પણ જો પોતાના સતીત્વ ધર્મનું પ્રતિપાલન કરે છે તો તેના જેવી સુન્દરી અન્ય કોઇ પણ સ્ત્રી ગણાતી નથી, તેના જેવું સંમાન બીજી કોઈ પણ સ્ત્રી મેળવી શકતી નથી. આ સતીત્વ ધર્મનો મહિમા અપાર છે. વિશેષ તો શું પરંતુ સતી સ્ત્રી મરી ગયેલા મનુષ્યને સજીવન કરવાને માટે પણ શક્તિવતી થાય છે. સતીનાં વચનોથી અગ્નિ શીતળતા ધારણ કરે છે. પુરાણો તેમજ શાસ્ત્રોમાં આ સંબંધીનાં અસંખ્ય ઉદાહરણો સતીત્વ ધર્મના ગૌરવમાં વૃદ્ધિ કરે છે. આ સતીત્વ ધર્મના પ્રભાવથી સતી સાવિત્રી પોતાના મૃત્યુ પામેલા પતિ સત્યવાનને પુનર્જીવન આપી શકી હતી. સદ્ગુણી સન્નારીઓના આદર્શરૂપ સતી સાવિત્રીની એ પવિત્ર હકીકત ઘણે દૂર આવેલા

ભયંકર અંધકારમાં છુપાઈ ગયેલી છે તોપણ તેની સ્વર્ગીય જ્યોતિ આજે પણ આર્યનારીઓના ધર્મિષ્ઠ હૃદયને જ્યોતિર્મય બનાવી રાખે છે. આજે પણ આર્યનારીઓ સતી સાવિત્રીના પવિત્ર નામનું વ્રત ઉજવે છે. તેમની એવી ધારણા હોય છે કે, જો તેઓ સાવિત્રીવ્રત વિધિ પ્રમાણે ઉજવી શકે તો પર-જન્મમાં તેઓ સતી સાધ્વી જઇને પૃથિવી પર જન્મ ગ્રહણ કરે, તથા પતિની સાથે સદાકાળ આનંદ ભોગવીને પરિતૃપ્ત થઈ શકે.

આર્યનારીઓ સાવિત્રીવ્રત સિવાય બીજાં પણ અનેક વ્રતો ઉજવે છે, એ સર્વ વ્રતો પતિની સૌભાગ્ય કામનાર્થે તથા જીવનપર્યંત પતિ પ્રેમાધીનતા અને પતિ સાથે આનંદમાં જીવન પસાર કરવાના ઉદ્દેશથીજ ઉજવાય છે. જેઓ હિંદુ સ્ત્રીઓને વ્રતોપવાસ કરતી જોઇને તેમનો તિરસ્કાર અગર તે નિન્દા કરે છે તેમને અમે વિનંતિ કરીએ છીએ કે તેએ પોતાની મૂર્ખતાને છોડી દઇને હિંદુ રમણીઓ જે વ્રત-પૂજાએ ઉજવે છે તે વ્રત-પૂજાની કામના અને ઉદ્દેશ સમજવાનો યત્ન કરે. પછી જો સ્ત્રીઓ નિન્દાપાત્ર જણાય તો તેમની નિન્દા કરજો, તે સિવાય કરશો નહિ. નહિ તો મૂર્ખતાથી સતી સ્ત્રી-ઓનાં વ્રતાદિનો તિરસ્કાર કરવા જેવું મહાપાપ બીજું એક પણ નથી.

આર્યનારીઓ માત્ર એક પતિને પોતાનું જીવન-સર્વસ્વ—સંસાર-સર્વસ્વ સમજે છે. જો તેઓ પતિના પ્રેમધનથી ધનવતી થાય છે તો સંસારની ગમે એટલી દરિદ્રતાથી તેઓ ડરતી કે દુઃખી થતી નથી. તેઓ એ સઘળી સાંસારિક જવાળા અને દુઃખ હસતે મુખે સહન કરે છે. સતી નારીનું ઘર લક્ષ્મીનું આ-

શ્રયસ્થાન છે. દેવતાઓ પણ સતી-સંસર્ગની ઇચ્છા રાખે છે. જો આ અસાર તેમજ ક્લેશમય સંસારમાં મનુષ્યના ભાગ્યમાં સતી-સંસર્ગનું સુખ ક્ષણ માત્રને માટે પણ નિર્માણ થયેલું હોય છે તો સતીના પવિત્ર સહવાસથી તેની સઘળી ચિંતા તેમજ દુઃખ દૂર થાય છે. સતીના સહવાસમાં કેટલું બધું સુખ છે તેનું વર્ણન કરવું એ શક્તિ ઉપરાંતનું કાર્ય છે. જેને સતી સાધ્વી પત્નીની પ્રાપ્તિ થઇ હોય છે તેજ એ આનંદની કલ્પના કરી શકે તેમ છે.

હિંદુઓના સઘળા પૌરાણિક ગ્રંથોમાં અસંખ્ય સતી નારીની વાર્ત્તાઓનો સમાવેશ થયેલો છે. રામાયણમાં પણ આપણે જ્યારે સીતાચરિત્ર વાંચીએ છીએ ત્યારે એવા સ્વભાવની દુહિતા આપણાં માનસ-નેત્રોની આગળ પવિત્ર જ્યોતિર્મયી પ્રતિમારૂપે ખડી થાય છે. આપણે તેનું અલૌકિક રૂપ-માધુર્ય, દૈવી સરલતા, અતુલનીય સહિષ્ણુતા તથા સ્વર્ગીય સ્વામિ-ભક્તિ, પ્રેમ, દયા વગેરે સદ્દગુણોનું દર્શન કરીને મુગ્ધ બની જઇએ છીએ. આપણું અભિમાની મસ્તક ધીમે ધીમે નીચું વળીને એ પવિત્ર પ્રતિમાના ચર્ણોમાં નમી પડે છે. અંતતઃ મુહૂર્તને માટે આપણે આ પાપપૂર્ણ પૃથિવીની હકીકત ભૂલી જઇએ છીએ. સ્વર્ગીય સૌરભથી આપણો અંતરાત્મા પરિતૃપ્ત થાય છે. ભક્તિ-પ્રેમના પવિત્ર પ્રવાહથી માનસિક પાપ ધોવાઈ જાય છે. સતીની વાર્તામાં, સતીના વર્ત્તનમાં પાર્થિવ પાપ નથી; એમાં તો ઉંડી દેવભાવના સમાઈ રહેલી છે. રામાયણમાં સીતાદેવીના મુખમાંથી નીકળેલાં બે ચાર વચનો અમે અત્રે વાંચનારી બ્હેનોને ઉપહારમાં આપીએ છીએ; પરંતુ યાદ રાખજો કે,

એવી સ્થિતિમાં આવી પડતાં એવા ભાવનાં વચનો આર્યનારી સિવાય બીજી કોઈ નારીના મુખમાંથી નીકળવાની આશા રાખી શકાતી નથી.

પરમપવિત્ર ભગવાન્ શ્રી રામચંદ્રે પોતાની પ્રાણાધિક પત્ની જાનકીને તે તદ્દન પવિત્ર છે એમ પોતે જાણતા હોવા છતાં તેને નિર્વાસિતા કરી હતી. એ રાજનંદિની રાજવધૂ એકાએક આજે વનવાસિની થતી હતી. ભગવાન્ રામચંદ્રના કનિષ્ઠ બંધુ લક્ષ્મણ સીતાદેવીને ભાગિરથીની પાર ઉતારીને ચિંતાપૂર્ણ મુખે ઉભા રહ્યા હતા. તેઓ કેવી રીતે સરળ હૃદયની, પતિને પરમાત્મા સમાન સમજનારી રાજરાણીને વડિલ બંધુની આ નિષ્ઠુર આજ્ઞા કહી સંભળાવે? આ વિચારથી તેઓ વ્યાકુળ બની ગયા હતા. ગરમ આંસુઓ સીતાદેવીનાં નેત્રોમાં ઉભરાઈ આવ્યાં હતાં. શોકના વેગથી કંઠ રૂંધાઇ ગયો હતો. લક્ષ્મણજી કરૂણાપૂર્ણ દૃષ્ટિથી સીતાના શ્રીચરણ તરફ જોઇ રહ્યા હતા. જાનકી પ્રાણાધિક દિયરની આવી શોચનીય સ્થિતિ જોઇને કોઇ મહાસંકટ આવી પડવાની આશંકાથી આકુળવ્યાકુળ બની જતી હતી. તે લક્ષ્મણને કહેતી હતી કેઃ—“ લક્ષ્મણ ! કહો કહો કે, એકાએક તમારા ભાવ કેમ બદલાઇ ગયા ? કહો કહો, આર્યપુત્ર તો કુશળ છે ને ? ”

સીતાદેવીનાં આ વાકયો સાંભળી લક્ષ્મણ ધૈર્ય ધારી શકયા નહિ; જે આર્યપુત્રે તેના પ્રત્યે રાક્ષસના જેવો નિષ્ઠુર વ્યવહાર ચલાવ્યો હતો તેજ આર્યપુત્રના કુશળ સમાચાર સતી સાધ્વીએ પહેલવહેલા પૂછ્યા. લક્ષ્મણ સીતાદેવીનાં વચનો સાંભળી મ્હોટેથી રડવા લાગ્યા. અંતે તેમને ખરી હકીકત કહેવી પડી. કેટ-

લોક સમયને અંતરે સહજ શાન્ત થઇને તેમણે કહ્યું:–"દેવિ ! આ દુરાચારી લક્ષ્મણ ! આર્ય રામચંદ્રની આજ્ઞાથી તમને વાલ્મિકી તપોવનમાં હદપાર કરવાને આવ્યો છે. આ એજ તપોવન છે." આ વાકયો સાંભળતાંજ સીતાદેવીનું મસ્તક ભમવા લાગ્યું. આંખોએ અંધારાં આવ્યાં. તે કંપતી કંપતી મુચ્છાંવશ થઇ ભૂમિ પર ઢળી પડી. પછીથી લક્ષ્મણે અનેક ઉપાયો કરીને તેની મુચ્છાંનો ભંગ કર્યો. સીતાદેવીને જ્ઞાન આવ્યું. તે સમયે તેમણે લક્ષ્મણજી પ્રત્યે દૃષ્ટિ કરીને કહ્યું:–"લક્ષ્મણ ! કયા ગુન્હાને લીધે તમારા ભાઇએ મ્હને દેશવટો દીધો છે?" લક્ષ્મણે કહ્યું:–"દેવિ ! જો કદાચ ચંદ્રમાં અગ્નિ હોઈ શકે, અગ્નિમાં શીતળતા હોઇ શકે તો તે સત્ય માની શકાય; પરંતુ તમારા નિર્મળ ચરિત્રમાં દોષ હોય એ સર્વથા અસંભવ છે. આર્ય રામચંદ્રજી સમજે છે કે, તમે પવિત્ર તેમજ પતિવ્રતા છો; પરંતુ માત્ર પ્રકૃતિ–રંજનાનુરોધથીજ તમને દેશવટો દેવામાં આવ્યો છે." આ ખુલાસો સાંભળવામાં આવતાંજ સીતાદેવી શાન્ત થઈ. તેના હૃદયમાંનો આનંદ મુખમંડળ પર પ્રકાશી નીકળ્યો. તેણે કહ્યું:–"લક્ષ્મણ ! મ્હેં પ્રભુના ચરણોમાં એક પણ અપરાધ કર્યો નથી. મ્હને વગર દોષે દેશવટો દેવામાં આવ્યો છે એ મ્હારે માટે મહા સૌભાગ્યનો પ્રકાર છે. આજે જો કદાચ એક નજીવા દોષથી પણ આવી રીતે આર્યપુત્રની આજ્ઞાથી દેશનિકાલ થઇ હોત તો હું આ કલંક–જીવન પૃથિવી પર કાયમ રાખી પૃથિવીને કલંકિતા કરત નહિ. વળી મ્હારે માટે બીજા મ્હોટા સુખનો પ્રકાર એ છે કે, તેઓ સૌ કોઇને ખુશી રાખવાને માટે મ્હારો ત્યાગ કર-

વામાં પણ પાછી મ્હાની કરતા નથી. પ્રજાને આનંદમાં રાખવી એજ રાજાનું મુખ્ય કર્ત્તવ્ય—ધર્મ છે. મ્હારા પ્રાણેશ્વર પતિ આ રાજધર્મનું પ્રતિપાલન કરવામાં આવા સંકટ સમયે પણ સમર્થ થયા છે; નારીને માટે આ કરતાં વિશેષ સૌભાગ્યનો બીજો કયો વિષય હોઇ શકે ? લક્ષ્મણ ! અભાગિનીના અદૃષ્ટમાં આવા પ્રકારનું દુર્લભ પતિ સૌભાગ્ય પ્રાપ્ત થયું; તોપણ આજે હું જે દુઃખસાગરમાં પડી છું તે સાગરનો કિનારો જોઈ શકતી નથી. લક્ષ્મણ ! મ્હારૂં ભાગ્યજ આ દુઃખનો હેતુ છે. એમાં પતિદેવનો બિલકુલ દોષ નથી. વિધિની ઇચ્છાજ હમેશાં બળવાન હોય છે; ભાગ્યમાં જે થવાનું હોય છે તેને કોઇ મિથ્યા કરી શકતું નથી. હું આ વનવાસમાં જે સંકટો સહન કરવાં પડશે તેની સહજ પણ ચિંતા કરતી નથી. પતિની સેવા ચાકરી કરવાની મળે છે તો દાસી એના કરતાં પણ ઘણાં મ્હોટાં સંકટો સહન કરી શકે છે. ગમે તેમ પરંતુ તમે પ્રભુને મ્હારી એટલી પ્રાર્થના કહેજો કે, હું તેમની પત્ની તરીકે વિસર્જિતા થયેલી હોવા છતાં પ્રજારૂપે હું તેમનીજ સત્તામાં રહીશ, તેથી તેમની સાથેનો મ્હારો સંબંધ દૂર થઈ શકતો નથી. હું આ નિર્જન વનમાં માત્ર જો એમના કુશળ વર્ત્તમાન જાણી શકીશ તો એટલાથી પણ મ્હને ઘણો સંતોષ થશે—હું ઘણી સુખી રહી શકીશ. તેથી સામાન્ય પ્રજાની માફક હું માત્ર તેમના કુશળ વર્ત્તમાન જાણવાની ઈચ્છા રાખું છું. આટલું સુખ સીતાને મળે એવી મ્હારી તરફથી તમે તેમને વિનંતિ કરજો.”

આવી સતી સાધ્વી નારી પૃથિવી પર દુર્લભ હોય છે. ભારતની કોઈ પણ સતી રમણીનું ચરિત્ર આપણે વાંચીએ છીએ

તો તેથી આવી રીતે આપણે મુગ્ધ થયા સિવાય રહેતા નથી. સતીનું ચરિત્ર આવી રીતે સ્વર્ગીય માધુર્યથી પરિપૂર્ણ હોવાથીજ શાસ્ત્ર સતીત્વના માહાત્મ્યનું આટલું બધું વર્ણન કરે છે.

આ દેશની આર્યનારીઓ સતીત્વધર્મને પોતાના જીવ કરતાં પણ વિશેષ કીંમતી સમજતી હતી. જહરવ્રત એ આ વચનોનું બીજું પ્રમાણ છે. પતિના મૃત્યુ પછી જીવતી પત્ની પોતાના મૃત્યુ પામેલા પતિની સાથે એકજ ચિતામાં આત્મદેહ સમર્પણ કરતી હતી. કોઇ પણ એ પ્રકારનો પ્રતિબંધ કરી શકતું નહિ. આવાં દૃષ્ટાંતો આર્યનારીઓ સિવાય બીજી કોઇ નારીઓ દર્શાવી શકી નથી. એ સતીઓનો પ્રાણ તેમનો પતિજ હતો, એ દૃષ્ટાંત તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. જો કે કાળક્રમે લોકોમાં એવી અંધશ્રદ્ધા ફેલાઇ હતી કે, નારી પોતાના મૃતપતિની સાથે ચિતામાં બળી સતી થાય તો તેને સ્વર્ગપ્રાપ્તિ થાયજ. આવી શ્રદ્ધાથી તેઓ કેટલીક સ્ત્રીઓને બળાત્કારે પણ સતી કરતા હતા. આવા જુલ્મની હકીકત 'બર્નિયરની મુસાફરી' નામનો ગ્રંથ જોવાથી માલૂમ પડી આવશે; તો પણ એટલું તો અમારે કહેવું જોઇએ કે, એ સમયે ખરી સતી સ્ત્રીઓનો પણ અભાવ નહોતો. અનેક સતી રમણીઓ પતિનું મૃત્યુ થયા પછી તેનાં સગાં વ્હાલાં તેને ઘણી અટકાવતાં હોવા છતાં પણ તે સહાસ્ય મુખે કોઈના કહેવા તરફ લક્ષ્ય નહિ આપતાં મૃતપતિની ચિતામાં પતિની પાસે સૂઇ રહેતી હતી, તથા સળગતા અગ્નિમાં બળતાં બળતાં આનંદસૂચક ગાન કરતી કરતી તે સ્વર્ગે જતી હતી. આવી રીતે સતીઓના અગ્નિદાહની ક્રિયાનું વિવરણ અનેક ઉદાર સ્વભાવના ઇંગ્રેજોએ પણ પ્રસિદ્ધ કર્યું છે, તથા

તેમણે હિંદની એવી સતી સન્નારીઓની મુક્ત કંઠે અપાર પ્રશંસા કરી છે. હિંદમાં આવી ગયેલા અનેક ઇંગ્રેજ ગૃહસ્થોએ પોતાના સ્મરણ-પુસ્તકમાં સતીદાહનું વિવરણ લખેલું છે. એવાં વિવરણો અત્રે પ્રસિદ્ધ કરવા જતાં આ પુસ્તક મ્હોટું થઇ જાય તેમ હોવાથી જરૂર જેટલી હકીકતને અત્રે લખવામાં આવી છે.

બીજું જહુરવ્રત છે. આ પણ આર્ય નારીઓના સતીત્વનું તથા આત્મગૌરવનું જ્વલન્ત ઉદાહરણ છે. જો કોઈ દેશ શત્રુથી ઘેરાઇ જઈ પરાજિત થતો—એ દેશની રમણીઓના સાંભળવામાં જ્યારે એમ આવતું કે તેમના પતિ-પુત્રો સ્વદેશના સંરક્ષણ માટે યુદ્ધ કરતાં કરતાં સ્વર્ગે સિધાર્યા છે, અને દેશ શત્રુઓની સત્તાને આધીન થઇ પડયો છે ત્યારે સઘળી સ્ત્રીઓ એકત્ર થઈ એક મ્હોટી ચિતા તૈયાર કરી તેને સળગાવી, સતીત્વધર્મનાં યશોગાન ગાતી ગાતી એ સળગતી ભયંકર ચિતામાં આત્મોત્સર્ગ કરી પ્રાણત્યાગ કરતી હતી. શત્રુઓ તેમના પવિત્ર દેહને સ્પર્શ કરીને તેમને કલંકિત તો શું કરી શકે; પરંતુ તેમની છાયાને સુદ્ધાં સ્પર્શ કરવાને સમર્થ થઇ શકતા નહોતા. સિંહ જે પ્રમાણે શિયાળના સ્પર્શને અસહ્ય અને અપવિત્ર સમજે છે, તેજ પ્રમાણે આર્યનારીઓ પરપુરૂષના સંસર્ગને અસહ્ય અને અપવિત્ર સમજતી હતી. આ તો થઇ પૂર્વકાળની વાત. ભારત સમ્રાટ્ અલ્લાઉદ્દીને જ્યારે ચિત્તોડ નગર પર હુમલો કરીને તેને પોતાને આધીન કર્યું, ત્યારે રાજપૂતાનાના મહારાણા ભીમસિંહની પટરાણી પદ્મિનીદેવીએ બીજી રાજ્ય નારીઓની સાથે મળીને ભયંકર સળગતી ચિતામાં કૂદી પડીને પોતાના પ્રાણનો ત્યાગ કર્યો હતો. દેશની સઘળી

ક્ષત્રિય રમણીઓએ મહારાણી પદ્મિની પ્રમાણે પોતાના સતીત્વ તેમજ પવિત્રતાનું સંરક્ષણ કરવાને માટે ચિતામાં પોતાનું બલિદાન દીધું હતું. રાજરાણી પદ્મિની અતિ સ્વરૂપવતી હતી. સમસ્ત ભારતવર્ષમાં તેના સૌન્દર્યની ઘણી પ્રશંસા થતી હતી. પદ્મિનીને હસ્તગત કરવાના હેતુથીજ અલ્લાઉદ્દીને ચિતોડપર ચઢાઇ કરી હતી. રાજ્ય પર વિજય મેળવ્યા પછી અલ્લાઉદ્દીને જ્યારે રાજ્યના અંતઃપુરમાં પ્રવેશ કર્યો ત્યારે તેણે જોયું કે, અંતઃપુર કે જે સ્વર્ગ સમાન સુન્દર હતું તેણે સ્મશાનભૂમિનું સ્વરૂપ ધારણ કર્યું હતું. જ્યાં આગળ રમણીઓનો કિન્નર કંઠ રાત્રિદિવસ સાંભળવામાં આવતો હતો ત્યાં ઘણી ભયંકર શાન્તિ સ્થપાઇ ગઈ હતી. સૌન્દર્યમયી સુન્દરીઓના સુન્દર દેહ ભયંકર ચિતામાં બળીને ભસ્મિભૂત થઈ ગયા હતા. આ ભીષણ દેખાવ જોવામાં આવતાંજ અલ્લાઉદ્દીન કંપી ઉઠયો. જાણે કે અગ્નિચિતા મ્હોં ફાડીને કામાતુર અલ્લાઉદ્દીનની મશ્કરી કરતી હોય એમ તેને લાગ્યું. તે ત્યાં આગળ એક ક્ષણને માટે પણ ઉભો રહી શકયો નહિ. નિરાશ ચિત્તે તે આકાશ પાતાળના વિચારો કરતો કરતો ત્યાંથી પાછો ફર્યો. ધન્ય છે આર્યનારીઓના સતીત્વને !—ધન્ય છે તેમના વીરત્વને ! તેમણે ભારત-સમ્રાટ્‌ના અતુલ ઐશ્વર્ય અને અપાર પ્રતાપની સહજ પણ પરવાહ કરી નહિ—પોતાના સતીત્વનું સંરક્ષણ કરવાને માટે તેમણે પોતાના જીવનની માયાનો પણ ત્યાગ કર્યો.

આ હકીકત અમારી પોતાની કલ્પનાથી લખવામાં આવી નથી. ઇતિહાસપ્રિય પાઠક પાઠિકાઓ ઉપરનો બનાવ જાણતાંજ હશે. સુપ્રસિદ્ધ ઇતિહાસ લેખક મહાત્મા ટોડ સાહેબે લખેલા

રાજસ્થાનના ઇતિહાસમાં સતીના સતીત્વની ઉજ્વળ કીર્તિનાં ઉદાહરણો સ્થાને સ્થાને નજરે પડે છે. રાજસ્થાનનો ઇતિહાસ તે આર્યનારીઓના સતીત્વનો ઇતિહાસ છે. આ સ્થળે અમે માત્ર એક ઇંગ્રેજે ભારતીય સન્નારીઓની પવિત્રતા સંબંધી જે વચનો ઉચ્ચાર્યાં છે, તે લખી આ વિષયને સમાપ્ત કરીશું. મિ૦ ડબલ્યુ નાઇટન જણાવે છે કેઃ–" Truly if Hindustan is ever saved it will be by the virtues of its women; for more honour-able, more honest minded, more nobly-endowed female humanity is not to be found in the most highly civilized of the earth than amongst the zananahs of India."*



* " ખરેખર જો હિંદુસ્થાન સુરક્ષિત રહ્યું હોય તો તે તેની સદ્‌ગુણી સન્નારીઓનો પ્રતાપ છે; કેમકે અતિ પવિત્ર, અતિ નિર્મળ હૃદયની અતિ ઉદાર સ્ત્રીઓ જેવી હિંદના જનાનામાં છે, તેવી તમને પૃથ્વીતળના કોઈ પણ સુધરેલા દેશમાંથી મળી શકશે નહિ."

# સ્ત્રીજાતિના દોષ.

કયા કયા ગુણો હોય તો સ્ત્રીઓ ખરી કુલ–લક્ષ્મીઓ થઇ શકે એ અમે દર્શાવી ચુકયા છીએ; હવે કયા કયા દોષો તેમને કુલ–લક્ષ્મીઓ થવામાં અંતરાયરૂપ થઈ પડે છે તે ટૂંકામાં જણાવીશું.

સ્ત્રીજાતિના દોષ બે પ્રકારના હોય છે. પૂર્વે જે સઘળા ગુણોની હકીકત કહેવામાં આવી એ ગુણો પૈકી કોઈ કોઈ ગુણનો અભાવજ એક પ્રકારના દોષ સમાન થઇ પડે છે. એ સિવાય બીજા પણ કેટલાક દોષો છે.

પહેલા પ્રકારના દોષના ઉદાહરણ તરીકે અમે જણાવીશું કે, 'સાચું બોલવું' એ એક ગુણ છે; પરંતુ તેનો અભાવ અર્થાત્ 'જૂઠું બોલવું' એ એક મ્હોટો દોષ છે. બીજા પ્રકારના દોષ આવા ગુણોના અભાવથી ઉત્પન્ન નથી થતા. એ દોષો કલહ, વિવાદ, પારકાની નિન્દા, પારકાનું દ્રવ્ય પચાવી પડવું વગેરે છે.

પ્રથમ પ્રકારના દોષોને દૂર કરવાને માટે અમે અત્યાર સુધીમાં સ્ત્રીજાતિના જે ગુણોનું વર્ણન કર્યું છે, તે ગુણો મેળવવા પ્રત્યેક સ્ત્રીએ યત્ન કરવો જોઇએ–તેમ થશે એટલે સઘળા દોષો આપોઆપ અદ્રશ્ય થઈ જશે. કેમકે આ સઘળા ગુણોનો અભાવ એજ દોષો છે. જો ગુણોનો અભાવ ન રહે તો દોષો હોઈ શકેજ નહિ.

બીજા પ્રકારના દોષો દૂર કરવાને માટે કઠોર સંયમની

જરૂર છે. પોતાના મનને હમેશાં કબજે રાખીને દૃઢ નિશ્ચયથી એ સઘળા દોષોને દૂર કરવા જોઇએ.

હવે અમે એ બીજા પ્રકારના દોષોની હકીકતનો ટૂંકમાં ઉલ્લેખ કરીશું.

## આળસ.

આળસ પુરૂષોને માટે જે પ્રમાણે નિન્દનીય છે તેજ પ્રમાણે સ્ત્રીઓને માટે પણ છે. આળસુ સ્ત્રીઓ કદાપિ ઘરસંસારની ઉન્નતિ કરી સગાંવ્હાલાનાં મનને આનંદ આપી શકતી નથી. સ્ત્રીઓ જો આળસુ નહિ થતાં મહેનતુ થાય તથા ઘણો શ્રમ સહન કરીને કુટુંબની સેવા-ચાકરી કરે તો આજકાલ સાસુવહુ તેમજ સાસુસસરા વચ્ચે જે દ્વેષભાવ જોવામાં આવે છે તે દૂર થઇ ગયા સિવાય રહે નહિ. ઘણું સ્ત્રીઓ એવી જોવામાં આવે છે કે, જેઓ રસોઇ કરવી એટલુંજ પોતાનું કર્ત્તવ્ય સમજે છે-તેઓ બીજું કાંઇ કાર્ય કરતી જોવામાં આવતી નથી. આજકાલ મ્હોટા લોકોની કન્યાઓ કાંઇક વિલાસી હોય છે, અને તેથીજ તેઓ આળસુ પ્રકૃતિની હોય છે. તેઓ ઘરના કામકાજ તથા રસોઇ કરવાના કાર્યને એક સાધારણ ઘરસંસારની સ્ત્રીના કામ તરીકે સમજે છે. તેઓ તો માત્ર રૂમાલો, ટાઇઓ વગેરે ભરવા, ગુંથવા અગર તો સીવવાના કામમાંજ મગ્ન રહે છે. સ્ત્રીઓ આવી રીતે ભરતગુંથણનું કાર્ય કરે એથી નુકસાન નથી; પરંતુ સાથે સાથે તે-

મણે ઘરનું કામકાજ કરીને કુટુંબની લક્ષ્મી પણ થવું જોઇએ; નહિ તો તે માત્ર સંસારનું ખર્ચ વધારીને અવ્યવસ્થા તેમજ અશાન્તિ ઉભી કરશે; એટલુંજ નહિ પરંતુ પોતાની જાતને પણ નુકસાન કરશે. આળસુ સ્ત્રીનું શરીર જલદીથી બીમાર થઇ જાય છે. એના ઉદાહરણ તરીકે હમણાં ઘણેખરે જોવામાં આવતો હિસ્ટિરિયા રોગ અને સુવાવડમાં લાગુ પડતા રોગો છે; અમને લાગે છે કે આ સુવાવડના રોગોથી આજકાલ પ્રત્યેક સ્ત્રી ભય રાખતી જોવામાં આવે છે; પરંતુ તેનું મૂળ આળસુ પ્રકૃતિ છે—બીજું કાંઇજ નથી. સ્ત્રીઓ જો બાલ્યાવસ્થાથીજ શારીરિક મહેનત કરી શરીર નિરોગી અને બળવાન્ રાખવાનો યત્ન કરે તો આવા ભયંકર રોગોનો ભોગ થઇ પડતાં તેઓ બચી ગયા સિવાય રહે નહિ. અત્યારે એક શ્રીમંતના ઘરસંસારને જોવા કરતાં એક સાધારણ સ્થિતિના માણસનો ઘરસંસાર આપણે જોઇશું તો એ સાધારણ ઘરસંસાર ચલાવનાર સ્ત્રીઓ શ્રીમંત સ્ત્રીઓના કરતાં વિશેષ નિરોગી અને બળવાન જણાયા સિવાય રહેશે નહિ. તેમને આવા ભયંકર રોગો ભાગ્યેજ લાગુ પડે છે. એનું કારણ એ છે કે, તેઓ શ્રીમંત સ્ત્રીઓની માફક આળસુ થઇને બેસી નહિ રહેતાં સતત શ્રમથી સ્વહસ્તે પોતાના ઘરસંસારનાં સઘળાં કામકાજો કરે છે.



## વિલાસિતા.

આજકાલ સ્ત્રી-સમાજમાં વિલાસિતાનો પ્રવાહ કાંઈક પ્રબળ વેગથી વહેતો જણાય છે. નવીન રમણી મંડળમાં એનો પ્રતાપ વિશેષ જોવામાં આવે છે. આજકાલ જે રમણી સુગંધિત તેલથી કેશકલાપ ભીંજાવી નાખી, વસ્ત્રોમાંથી સેન્ટની સુગંધિ ચારે દિશાએ ફેલાવતી ચાલે છે તેનેજ સહુ કોઈ શ્રેષ્ઠ રમણી સમજે છે. બીજી સ્ત્રીઓ તેને જોઈને તેને વિશેષ સૌભાગ્યવતી માને છે, તથા શક્તિ અનુસાર તેનું અનુકરણ કરવાનો પણ યત્ન કરે છે. અનેક સ્ત્રીઓ એ માટે પોતાના પતિને અસ્થિર બનાવી દે છે. જો પતિ એવી પત્નીને માટે વિલાસિતાની સઘળી વસ્તુઓ લાવી શકતો નથી તો પત્ની પોતાના ભાગ્યને ધિક્કારે છે. કેટલીક વખત તો પોતાને મન પસંદ વસ્તુઓ નહિ મળવાથી સ્ત્રી પોતાના પતિની સાથે તકરાર કરે છે. આ એક પ્રકારનો ભ્રમ માત્ર નહિ પરંતુ મ્હોટું કલંક છે. જે દેશની સ્ત્રીઓ પતિ સિવાય સમસ્ત પૃથ્વીમાં બીજા કશાનો વિચાર કરતી નહોતી, જે દેશમાં પાર્થિવ ધનરત્નાદિ કરતાં આધ્યાત્મિક ઉન્નતિજ સર્વદા શ્રેષ્ઠ ગણાતી હતી એ દેશની સ્ત્રીઓને માટે આવા પ્રકારની વિલાસપ્રિયતા હોય એ ઘણો પશ્ચાત્તાપનો વિષય છે.

જો સ્થિતિ સારી હોય તો સુગંધિત તેલનો ઉપયોગ કરે સારાં વસ્ત્રો પહેરો તેથી કાંઈ નુકસાન નથી; પરંતુ જો પોતાની સ્થિતિ સારી ન હોય તો પછી તે માટે ભાગ્યને ધિક્કારવાનું

શી જરૂર છે ? વિલાસપ્રિય સ્વભાવથી અનેક સાધારણ સ્થિતિની સ્ત્રીઓ પોતાની માનસિક સુખ-શાન્તિનો નાશ કરે છે, અને વિના કારણ પોતાની મૂર્ખાઇને પરિણામે સગાં વ્હાલાંઓ સાથે વિરોધ કરે છે. જો કોઇ સ્ત્રી સુગંધિત તેલથી કેશરાશી ભીંજાવીને તેમજ વસ્ત્રોમાંથી સેન્ટની સુવાસ બહેકાવીને અન્ય સ્ત્રીઓના અભિમાનનો નાશ કરવાની ઇચ્છા રાખતી હોય તો એવી સ્ત્રીને મૂર્ખ સ્ત્રીજ ગણી શકાય-તથા એવી સ્ત્રીને સૌભાગ્યવતી સમજી પોતે પણ તેનું અનુકરણ કરી સૌભાગ્યવતી થવાની ઇચ્છા ધરાવનારી સ્ત્રીને પણ મૂર્ખ સ્ત્રી ગણી શકાય. પોતાની સ્થિતિ સુગંધિત તેલ તેમજ અત્તર ખરીદવા જેવી નહિ હોવાથી કોઈ શ્રીમંત તેમજ વિલાસપ્રિય સ્ત્રીથી પોતાને શરમાવું પડે એમ કાંઇ નથી. એના કરતાં જો પ્રત્યેક્ સ્ત્રી પોતાના ચરિત્રનેજ સર્વશ્રેષ્ઠ કરવાનો યત્ન કરે તો સર્વત્ર તેની પ્રશંસા થયા સિવાય રહેશે નહિ. વિલાસ પ્રિય થવા કરતાં પ્રત્યેક્ સ્ત્રીએ ઉન્નત ચરિત્રપ્રિય થવાનો યત્ન કરવો જોઇએ.

હવે વિલાસિતા તદ્દન બિનજરૂરી છે એમ અમારૂં કહેવું નથી; પરંતુ તેની નુકસાનકારક શક્તિ પણ ઘણી છે. વિલાસપ્રિયતાથી ઘણી સ્ત્રીઓ આળસુ, રોગી, અભિમાની તેમજ દુઃખદ પ્રસંગે ગભરાઇ જનારી બની જાય છે. આ સઘળા દોષો સ્ત્રી જાતિની ઉન્નતિમાં ઘણાજ અડચણ કર્ત્તા થઇ પડે છે. વિલાસિતાને સર્વાંશે આધીન થઈ જવાથી આ દોષો સ્ત્રીજાતિમાં ધીમે ધીમે પ્રવેશ કરી તેની ઉન્નતિ થતી અટકાવે છે એમાં સહજ પણ સંશય નથી.

ધારો કે આજે તમે વિલાસપૂર્ણ વસ્તુઓનો ઉપયોગ કરવા

માંડયો. ક્રમે ક્રમે જો તેનો ઉપયોગ કરવાની તમને નિયમિ ટેવ પડી ગઈ તો પછી તમે કદાપિ તમારી એ ટેવને દૂર ક શકશો નહિ. હમેશાં આરામ ભોગવવાનો સ્વભાવ થઇ ગયેલે હોવાથી કોઈ પણ કાર્ય કરવામાં તમને દુઃખ પડ્યા સિવાય રહેશે નહિ. હવે કાર્યમાં આળસ ઉત્પન્ન થશે એટલે ધીમે ધી તમારૂં શરીર દુર્બળ થતું જશે. પછીથી ધીમે ધીમે શારીરિ અધોગતિની સાથે સાથે માનસિક દુર્બળતા પણ દેખા દેશે. પ જે સ્ત્રીઓ તમારા જેવી વિલાસપ્રિય નહિ હોય તેના તર તમારા અંતરમાં તિરસ્કાર ઉપજશે—તમે એવી સ્ત્રીઓના કરત તમારી પોતાની જાતને શ્રેષ્ઠ સમજશો. બીજાનો તિરસ્કાર કરતાં અને પોતાને શ્રેષ્ઠ સમજતાં શિખશો. જુઓ કે, માત્ર એકલ વિલાસપ્રિય સ્વભાવથી કેટલા દોષોને તમે આશ્રય આપશો માટે એવા શત્રુથી તમારે હમેશાં દૂર રહેવાનોજ યત કરવો જોઇએ.

માત્ર શોકની વસ્તુઓ વાપરવી તેનેજ આજકાલ વિલાસ પ્રિયતા કહે છે એમ નથી. અલંકારપ્રિયતા, ગૃહકાર્ય તર વૈરાગ્ય, માત્ર ભરત ગુંથણ તેમજ ગાનતાનમાં વખત પસા કરવો, અનેક માણસોની સાથે બિનજરૂરી પત્રવ્યવહાર કરવે એ સહુ વિલાસપ્રિયતાનાં અંગ બની ગયાં છે, તેથી આવ બિનજરૂરી ટેવોનો ત્યાગ કરવામાંજ કલ્યાણ છે.

## સ્વચ્છંદતા.

સ્વચ્છંદતા સ્ત્રીજાતિને માટે સારી નથી. હિંદુશાસ્ત્રો અનુસાર સ્ત્રીઓએ જીવનપર્યંત પુરૂષોને અનુસરીને રહેવાનું છે.

મનુ ભગવાન્ જણાવે છે કેઃ—

पिता रक्षति कौमारे भर्त्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्रामर्हति ॥
बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातन्त्र्येण कर्त्तव्यं किञ्चित् कार्यं गृहेष्वपि ॥
बाल्ये पितुर्वशे तिष्ठेत् पाणिग्राहस्ये यौवने ।
पुत्राणां भर्त्तरि प्रेते न भजेत् स्त्री स्वतन्त्रताम् ॥

અર્થાત્ સ્ત્રીઓનું તેમની કૌમાર સ્થિતિમાં પિતા, યૌવનમાં પતિ અને વૃદ્ધાવસ્થામાં પુત્રો રક્ષણ કરશે; કોઇ પણ સ્થિતિમાં તેમણે સ્વતંત્રતાનું અવલંબન કરવું ઉચિત નથી.

સ્ત્રીઓ બાલિકા, યુવતી અગર તો વૃદ્ધા હોય તો પણ તેઓ પોતાના ઘરમાં સુદ્ધાં કોઇ કાર્ય સ્વતંત્રતાથી કરશે નહિ.

તેઓ બાલ્યાવસ્થામાં પિતાની, વિવાહ થયા પછી પતિની અને પતિનો વિયોગ થયા પછી પુત્રની રક્ષામાં રહેશે. કદાપિ તેઓ સ્વાધીન થશે નહિ.

મહાનિર્વાણ તંત્રમાં પણ આવા પ્રકારનો એક શ્લોક છે.

तिष्ठेत् पितृवशे बाल्ये भर्त्तुः संप्राप्तयौवने ।
वार्द्धक्ये पतिबन्धुनां न स्वतन्त्रा भवेत् क्वचित् ॥

અર્થાત્ બાલ્યાવસ્થામાં તેઓ પિતા માતાની, યૌવનમાં પતિની તથા વૃદ્ધાવસ્થામાં પતિના બંધુવર્ગની અર્થાત્ પુત્રોની દેખરેખમાં રહેશે. આ ત્રણ સ્થિતિમાં તો આ ત્રણ દેખરેખ રાખનારાઓની ઇચ્છાને અનુસરીને ચાલશે;–કદાપિ સ્વતંત્ર થઇને ચાલશે નહિ. તેથી માલૂમ પડે છે કે, સ્વાધીનતા સ્ત્રી-જાતિને માટે યોગ્ય નથી. સ્ત્રીઓની વિચારબુદ્ધિ અને કામ-કાજ કરવાની શક્તિ પુરૂષો કરતાં ઘણી થોડી હોય છે. તેથી પોતાના કલ્યાણને માટે અને જગત્‌ના હિતાર્થે પુરૂષોજ તેમ-ના આધાર સ્વરૂપ છે. તેથીજ મહાવિદ્વાન્ હિંદુ શાસ્ત્રકારોએ એવો ઉલ્લેખ કર્યો છે કે, સ્ત્રીઓએ હમેશાં પુરૂષોની આજ્ઞા અનુસાર વર્ત્તવું. આટલા માટેજ આજકાલના સઘળા દોષો હોવા છતાં હિંદુ રમણીઓ સર્વત્ર પૂજ્ય ગણાય છે. તમે સ્વાધીન-તાથી મીથ્યા સુખ મેળવવાની આશા રાખીને કદાપિ આવી કલ્યાણકારિણી સ્થિતિ પ્રત્યે તિરસ્કાર લાવશો નહિ. પરતંત્ર-તાને વિષમય દૃષ્ટિથી જોશો નહિ. તમે સંપૂર્ણ વિચાર કરી જોશો તો તમને માલૂમ પડશે કે, આ પરતંત્ર સ્થિતિમાં સ્ત્રીઓના એક અતિ શાન્તિમય તથા ગૌરવમય ભાવનો અંકુર છુપાઇ રહેલો છે. જો કદાચ એક વખત એ અંકુરને જોઇ તમે તેને જળ પાશો, તો આ પરાધીનતાનેજ તમારો અત્યુત્તમ અલંકાર સમજી રાત્રિ દિવસ તેને પાસે રાખવાની તમને ઈચ્છા થશે. હિંદુ કુટુંબોમાંની અનેક સ્ત્રીઓ મેમસાહેબના જેવો વ્યવહાર ચલાવવામાં મહા સૌભાગ્ય હોવાનું વિચારે છે. અનેક અપરિચિત માણસોની સાથે બેશરમથી તડફડ વાતચિત કરે છે, જાહિર સ્થળોએ હવા ખાવા જાય છે; પરંતુ જે સ્ત્રીઓ

પતિને ખરા સ્નેહથી વ્હાતાં શિખી હોય છે, સાસુ સસરાની ભક્તિ કરતાં શિખી હોય છે, પુત્ર કન્યાનું મુખ જોઇને સ્નેહ-રસથી ભીંજાઇ ગયેલી હોય છે તેઓ શું આવી સ્થિતિ પ્રત્યે સહજ પણ પ્રેમદૃષ્ટિ દર્શાવશે કે? પોતાના ગૃહ–મંદિરમાં પતિ, પુત્ર અને કન્યાના મુખ તરફ જોઇને જ્યારે એક પ્રકારની આત્મવિસર્જનની સ્પૃહા તેમના મનમાં જાગૃત થાય છે, જ્યારે એક પ્રકારની તન્મયતાનો ભાવ આવીને તેમના અંતરમાં ઉપ-સ્થિત થાય છે ત્યારે શું તેઓ આ બ્હારની સ્વાર્થપૂર્ણ સ્વા-ધીનતા પ્રત્યે તિરસ્કાર ભરેલી દૃષ્ટિ નથી દર્શાવતી? ત્યારે તેઓ એમ ચોક્કસ સમજી શકે છે કે, રમણીનું સુખ આત્મ-સુખમાં નથી, આત્મત્યાગમાં છે; રમણીનું સુખ સંભોગમાં નથી, વિસર્જનમાં છે; રમણીનું સુખ બ્હાર નથી, અંતરમાં છે. હિંદુ શાસ્ત્રોનું આ ગૂઢ રહસ્ય કદાચ સહુ કોઈ એકદમ સમજી શકશે નહિ, અને તેમ થાય છે તેથીજ આજકાલ કેટલીક સ્ત્રીઓ સ્વાધીનતાને માટે બૂમો પાડ્યા કરે છે. એ બૂમો મારનારી સ્ત્રીઓને અમારી સવિનય વિનંતિ છે કે, તેમણે વિશેષ વખ-તને માટે નહિ તો માત્ર એકજ વખત આ આધીનતાની અવ-સ્થાનો રસ ચાખ્યા સિવાય સ્વતંત્રતાને માર્ગે પગલું ભરવું નહિ. એક વખત આધીનતાનો રસ ચાખ્યા પછી તમારી સ્થિતિ તમે ઘણી સહેલાઇથી સમજી શકશો, ત્યારે તમે આધીનત અને સ્વતંત્રતામાં શો ફેર છે તે વિચારી શકશો.

# ઉચ્છૃંખલતા.

પરાધીનતા એ એક ગુણ છે, ત્યારે ઉચ્છૃંખલતા માત્ર તેનો અભાવજ નહિ; પરંતુ એક મહાન્ દોષ છે. જો સ્ત્રીઓ ઉચ્છૃંખલ થાય છે તો ઘરની દુર્દશાની સીમા રહેતી નથી. પુરૂષો જે પ્રમાણે બ્હારનાં કાર્યો કરવાને બંધાલા છે, તેજ પ્રમાણે સ્ત્રીઓ ઘરનાં કાર્યો કરવાને બંધાયલી . અંતઃપુરની ઉન્નતિ અવનતિ સ્ત્રીના કાર્ય ઉપર અવલંબીને રહેલી છે. અંતઃપુરનું મર્યાદા અનુસાર રક્ષણ કરવાનો ભાર ુરૂષ સ્વીકારી શકતો નથી—કારણ કે જો તે તેને સ્વીકારવા ાય તો બ્હારનાં તેનાં કાર્યો તે બરાબર કરી શકે નહિ. એ ાર સ્ત્રીઓએજ ઉપાડી લેવાનો છે. સ્ત્રીઓએ ઘરમાં કયે સ્થળે ું હોવું જોઇએ, શું ન હોવું જોઇએ, કયે સ્થાને કયી વસ્તુ ાય તો તેને જરૂર પડે શોધવાની મહેનત ન ઉઠાવવી પડે, યા ગૃહકાર્ય પછી કયું ઘર કામ કરવું જોઇએ વગેરે બાબતો ંબંધી વિશેષ લક્ષ્ય આપવું જોઇએ. જો સ્ત્રીઓ આવા પ્રકાના તેમના કર્ત્તવ્યથી વિમુખ રહે તો તેમના કુટુંબને દુઃખ ોગવવું પડે એટલુંજ નહિ પણ તેને પોતાને પણ અવ્યવસ્થાથી પજતું ઘણું દુઃખ વેઠવું પડે. જો અમુક વસ્તુ જે સ્થળે ૂકેલી હોય છે તેનું સ્મરણ નથી હોતું તો સ્ત્રીઓને ઘરના ાડિલ મંડળનો ઠપકો તેમજ તિરસ્કાર સાંભળવો પડે છે. રનાં માણસોનો અમૂલ્ય સમય એ વસ્તુ શોધી કાઢવામાં વ્યર્થ ાલ્યો જાય છે! અવ્યવસ્થાથી બીજું પણ ઘણું નુકસાન થાય

છે તેથી પ્રત્યેક સ્ત્રીએ આવી ઉછૃંખલતાને દૂર કરવી જોઇએ. ઘરમાં જ્યાં ફાવે ત્યાં જે તે વસ્તુ નાખી મૂકવી નહિ; જે વસ્તુ જે સ્થળે મૂકવાથી, જરૂર પડયે તરતજ મળી આવે તેમ હોય ત્યાં તેને મૂકવી જોઇએ. જે વસ્તુની જરૂર વારંવાર પડતી હોય તેને તો જેમ બને તેમ જલદીથી મળી આવે એવે સ્થાને મૂકવી જોઇએ. વસ્તુઓ એવી રીતે ગોઠવવાનો અભ્યાસ રાખવો કે, કોઇના માગતાંની સાથેજ તેને ક્યાં મૂકેલી છે તે યાદ આવે. પોતાના વસ્ત્રાલંકારો માટે પણ આવી કાળજી રાખવાની જરૂર છે. જે અલંકાર જે ભાવથી પહેરવાથી સુન્દર દેખાય તે ભાવે તેને પહેરવો જોઇએ. જે ઘરકામ પ્રથમ કરવાનું હોય તે પ્રથમજ કરવું જોઇએ, તેને પડતું મૂકી તેની પછીનાં કામો તરફ લક્ષ્ય આપવું નહિ. સઘળાં કાર્યો ક્રમાનુસાર કરવાથી ઘણી સગવડતા થઈ પડે છે, અને વખતનો બચાવ થાય છે.

આળસુ બની જઇને કામકાજ કરવું માંડી વાળીને પછી ભૂત કાર્યને માટે ચાલુ કર્ત્તવ્યને પડતું મૂકવું જોઇએ નહિ. વાત કરો તે પણ એવી નમ્રતાથી અને શાન્ત મનથી કરજો કે, તમારો કહેવાનો વિષય તથા તે સંબંધીની યુક્તિમાં બીજી વાતનો યુક્તિ પ્રયોગ કરીને ગરબડ ઘોટાળો કરશો નહિ. પ્રત્યેક્ વાત ઉદ્દેશની તરફ દૃઢ લક્ષ્ય રાખીને શાન્ત શિષ્ટભાવથી ધીમે ધીમે કહેજો; આ પ્રમાણે કરશો એટલે તમારી વાતનું રહસ્ય અવશ્ય સહુ કોઈ સહેલાઈથી સમજી શકશે. જે તે ઠેકાણે ઉઠવું બેસવું, જે તે ઠેકાણે વસ્તુઓ ફેંકવી–વગેરે અવગુણોનો ત્યાગ કરજો. એ બધા ઉચ્છૃંખલતાપૂર્ણ પ્રકાર છે.



## કલહ.

હવે સ્ત્રીજાતિના સહુથી વિશેષ તિરસ્કારપાત્ર દોષની વાત આવી છે. મનમાં ને મનમાં ગમે એટલા વિષનું પોષણ કરો પરંતુ જયાં સુધી એ વિષનાં ચિહ્નો બ્હાર પ્રકાશમાં નહિ આવે ત્યાં સુધી લોકોમાં પ્રિય થઈ રહેશો. મનમાં વિષનું પોષણ કરી ઉપર ઉપરથી અર્થાત્ બ્હારથી શાન્તશિષ્ટ રહેવું જો કે કાંઇજ નથી તોપણ એમાં પણ એક પ્રકારનો ફાયદો છે. પલાશ પુષ્પ સુગંધિ શૂન્ય છે તેથી બીજાં સુગંધિત પુષ્પો કરતાં તેનો આદર ઓછો છે; પરંતુ જે પુષ્પો સુગંધિત નથી, રૂપાળાં નથી તેના કરતાં તેની મર્યાદા થોડી નથી. જે પુષ્પો રૂપાળાં પણ નથી તે પુષ્પો કરતાં સુન્દર પલાશ પુષ્પોનો આદર અવશ્ય વિશેષ છે. તેજ પ્રમાણે જેની અંદર અને બ્હાર વિષ ભરેલું છે, તેના કરતાં માત્ર જેનું અંતર વિષથી કલંકિત છે તેનો આદર કાંઇક વિશેષ હોય છે. તેથી અંતરમાં ક્રોધ, અભિમાન, તિરસ્કાર વગેરે હોય તો પણ કદાપિ તેને પ્રકાશમાં લાવીને કલહનું બીજ રોપશો નહિ. ક્રોધ, અભિમાન, તિરસ્કાર અને દ્વેષથી અંતર કલંકિત થાય છે અને કલહથી બાહ્ય જીવન કલંકિત થાય છે. અંતરના કલંકને દૂર કરી અંતરને નિર્મળ-પવિત્ર કરવું એ સ્ત્રીઓનું મ્હોટામાં મ્હોટું કર્ત્તવ્ય છે; કેમકે તેથી આલોક અને પરલોકને માટે આત્માની ઉન્નતિ થાય-છે. બાહ્ય-જીવનના કલંકને દૂર કરવું એ મહાન્ કર્ત્તવ્ય છે; કેમ કે તેથી પરલોકની વાતને પડતી મૂકીએ તો આલોકમાં

તો કલ્યાણ કરી શકાય છે.

વાચાળ અને કંકાસ કરનારી—કલહ ઉપજાવનારી સ્ત્રીઓને કોઈ ચ્હાતું નથી. અનેક સ્ત્રીઓ કલહ કરીને પોતાનો દોષ દૂર કરવાની અને પોતાનું પ્રાધાન્ય સ્થાપવાની ઈચ્છા રાખે છે; પરંતુ તેથી તેમનો ઉદ્દેશ બીલકુલ સિદ્ધ થતો નથી ઉલટું તેનું પરિણામ વિપરીત આવે છે. પોતાનો જે દોષ દૂર કરવાને માટે તેઓ કલહનું બીજ રોપે છે તે દોષ તેમના ચરિત્રને જેટલું કલંકિત નથી કરતો, તેમનો કલહપ્રિય સ્વભાવ જોઈ લોકો તેમને વિશેષ કલંકિત સમજે છે. તેથી કલહ કરીને પોતાની નિર્દોષિતા અગર તો પ્રાધાન્ય સ્થાપિત કરવાની ઇચ્છા રાખવી એના જેવો હાસ્યજનક ભ્રમ બીજો કોઇ નથી. શાન્તશિષ્ટ સ્વભાવથી સહુ કોઇની સાથે સદ્‌ભાવ રાખીને ચાલવાથી શત્રુ પણ રમણીની પ્રશંસા કર્યા સિવાય રહી શકતો નથી; પરંતુ અશિષ્ટભાવથી કલહ કરીને તમારા ખરાબ સ્વભાવનો પરિચય કરાવો તો તમારાં વ્હાલાંમાં વ્હાલાં માણસો પણ મુગ્ધ થશે નહિ. એટલે સુધી કે, અનેક સમયે તમે જેને માટે કલહ કરો છો તે પણ તમારો તિરસ્કાર કરવાને ચ્હાય છે. અમે જોયું છે કે, અનેક સાધ્વી સતી પતિપરાયણા રમણીઓ અનેક સમયે પતિને માટે બીજાંઓની સાથે કલહ કરીને પણ પતિના મનને રંજન કરી શકી નથી. પતિ કદાચ એમ સમજતો હશે કે, તેની સ્ત્રી તેનો વિશેષ પક્ષ ખેંચીને તેને માટે દશ માણસોની સાથે વિવાદ કરે છે; પરંતુ એવે સમયે પત્નીને વાચાળ વિચારી પતિની દૃષ્ટિથી તેની રમણીયતા દૂર થઇ જાય છે. પતિ પત્નીની પતિભક્તિનો પરિચય પામી શકે છે; પરંતુ તેને

વાચાળ વિચારી તેને અંતઃકરણપૂર્વક ચ્હાઇ શકતો નથી! વિચારી જુઓ કે આ કેવી વિડંબના છે?!

કલહથી આ પ્રમાણે માત્ર પોતાની જાતનેજ નુકસાન થાય છે એમ નથી; કલહથી સમસ્ત કુટુંબમાં અશાન્તિ થાય છે. જે કુટુંબની ગૃહિણીઓ કલહને ચ્હાનારી હોય છે એ કુટુંબમાં કોઇને પણ શાન્તિ મળતી નથી. પતિ, પુત્ર, દાસ દાસી સહુ કોઈ જૂદા જૂદા કારણને લીધે અશાન્તિનું દુઃખ સહન કરે છે. માટે પ્રત્યેક્ સ્ત્રીએ કલહ કરવાની વૃત્તિનો ત્યાગ કરી પોતાના આંતર્ તેમજ બાહ્ય-જીવનને નિષ્કલંક કરવાનો સતત યત્ન કરવો જોઇએ; એક વિદ્વાને સત્યજ કહ્યું છે કેઃ—

माता यस्य गृहे नास्ति भार्या चाप्रियवादिनी ।
अरण्यम् तेन गन्तव्यम् यथारण्यम् तथा गृहम् ॥

અર્થાત્ "જેના ઘરમાં માતા નથી અને ભાર્યા અપ્રિયવાદિની છે તેણે વનમાંજ શા માટે વાસ ન કરવો? કેમકે તેને માટે ઘર અને વન સરખાંજ છે!"

## પરનિન્દા-હિંસા-દ્વેષ.

આપણા દેશની સ્ત્રીઓમાંની ઘણીખરી સ્ત્રીઓને પરનિન્દા કરવાનો એક પ્રકારનો રોગ લાગુ પડેલો છે. પાંચ સાત સ્ત્રીઓ એક ઠેકાણે એકઠી થતાંજ-આડોસ પાડોસનાં માણસોની પર ટીકા કરતી જોવામાં આવે છે. એ ટીકા ઘણીખરી વખતે એકજ બાજુની દૃષ્ટિથી થતી જોવામાં

આવે છે. એ સકલ સ્થાનોએ લોકોની પ્રશંસાની વાત યા તો ટીકા ભાગ્યેજ સાંભળવામાં આવે છે; કોણે ક્યાં શો દોષ કર્યો છે, શું નિન્દાનું કામ કર્યું છે તેનીજ અનેક મુખદ્વારા આલોચના થાય છે. પોળમાં રહેતી વિધવા સંતોકને ત્યાં આજે કોણ આવ્યું હતું ? પેલો મહાસુખ અહિં વારંવાર કેમ આવે છે, પેલા માસ્તરની વહુ ઠમક ઠમક કરતી કેમ ચાલતી હશે, ફલાણીએ તેના ધણીના મૃત્યુ પાછળ ન્યાત કેમ ન કરી ? આવી આવી વાર્તાઓની ચર્ચાજ બૈરક પાર્લામેન્ટમાં ચાલતી મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. આ ઉપરથી વિખ્યાત આંગ્લ કવિ શેકસપિયરે સત્યજ લખ્યું છે કે, " Two women placed together make cold weather." આ વાક્ય કેવી મીઠી મશ્કરી ભરેલું છે તે સહુ કોઈ સમજી શકે તેમ છે. આવા પ્રકારની ચર્ચા કરવી એ ઉચ્ચ અંતઃકરણનું લક્ષણ નથી. લોકોના દોષ જોવાની કુટેવને જેટલી છોડી દેવાય તેટલું કલ્યાણ છે. તમે પોતે ઉચ્ચ ગુણો-ઉચ્ચ વ્યવહાર વગેરે પ્રત્યે લક્ષ્ય આપજો. બીજાઓના દોષ જોવામાં સાર નથી. જો તમને એમ માલૂમ પડે કે, તમારાથી બીજા કોઈના દોષો સુધરી શકે તેમ હોય તો તેમ કરવા તમે ડરશો નહિ; પરંતુ એ માટે તમે બહાદુરી લેશો નહિ અગર તો તમે જેના દોષો સુધારો તેનો તિરસ્કાર કે નિન્દા કરશો નહિ. જગત્‌ને હમેશાં સ્નેહ અને પ્રીતિપૂર્ણ દૃષ્ટિથી જોજો, તોજ તમે તમારી ઉન્નતિ કરી શકશો-તમારૂં કલ્યાણ કરી શકશો.

આ જગત્ સઘળું માત્ર એક ઈશ્વરનીજ સૃષ્ટિ છે. તેની

સૃષ્ટિની કોઈ પણ રીતે અપ્રીતિ કરશો નહિ. જે અંતરમાં હિંસા તેમજ દ્વેષ નથી હોતાં તેજ અંતર ઉત્તમ ગણાય છે. હિંસા તેમજ દ્વેષભાવજ પરનિન્દાની ઉત્પત્તિ કરે છે એ કદાપિ ભૂલી જશો નહિ. જો તમારે ખરી આદર્શનારી નિવડવું હોય, ખરી કુલ--લક્ષ્મી તરીકેનું કર્ત્તવ્ય પાળવું હોય તો સહુ કોઇને શુદ્ધ અંતઃકરણથી ચ્હાતાં શિખજો.

## અભિમાન અને અહંકાર.

અભિમાન વિવિધ પ્રકારનું હોય છે. કેટલીક સ્ત્રીઓના અંતરમાં પિતા માતા પ્રત્યે અભિમાન, પતિ પ્રત્યે અભિમાન તથા આત્મસંમાનનું રક્ષણ કરવા માટે બીજાં માણસો પ્રત્યે અભિમાન ઉપજે છે.

નિકટનાં સગાં વ્હાલાં પ્રત્યે જે અભિમાન હોય છે તે અભિમાનથી વિશેષ કાંઇ જતું આવતું નથી. આજકાલની સ્ત્રીઓ વાત વાતમાં પતિ પ્રત્યે અભિમાન દર્શાવે છે; પરંતુ એ અભિમાન હૃદયમાંના ગંભીર સ્નેહનું એક રૂપાન્તર છે. જ્યાં પ્રેમની પરિપકવતા હોય છે ત્યાં એવા અભિમાનનો સંપૂર્ણ અધિકાર છે; પરંતુ એ અભિમાનને વિચારપૂર્વક આશ્રય આપવો જોઇએ. જો તેના પરિમાણુની વિલક્ષણતા જન્મશે તો એજ અભિમાનથી સર્વનાશ થશે. માટે અભિમાનનો ત્યાગ કરવામાંજ કલ્યાણ છે. પૂર્વકાળની રમણીઓ અભિમાન માટે

વિશેષ આસક્તિ રાખતી નહોતી, તેમ છતાં તેમનો સ્નેહ-પ્રેમ કેવો અપૂર્વ હતો! એવા અભિમાનથી શો લાભ છે? આવી રીતે પ્રેમનું અભિમાનજ જ્યારે સર્વ પ્રકારે સુખકર્ત્તા ન નિવડે તો પછી બીજાંઓના પ્રત્યેનું અભિમાન સુખકર્ત્તા નિવડે એવો સંભવજ ક્યાં રહ્યો? અભિમાનથીજ અહંકાર જન્મે છે. "શું! મ્હારો આવો તિરસ્કાર કરતાં, સહજ પણ વિચાર ન આવ્યો કે?" એ વાક્ય અંતે એવું થાય છે કે, "શું હું એવી નીચ છું? નહિ નહિ, હું પણ કાંઈ કમ નથી." આવી રીતે જ્યારે અભિમાનથી અહંકાર જન્મે છે ત્યારે સ્ત્રીજાતિનું સઘળું સૌન્દર્ય નાશ પામે છે.

સ્ત્રીજાતિના અહંકારથી કુટુંબનો નાશ થાય છે, પોતાની કોમળતા દુર થાય છે-તે સિવાય બીજું પણ ઘણું નુકસાન થાય છે. હિન્દુ સ્ત્રી મૂર્ત્તિમતી ત્યાગસ્વરૂપા છે. આદર્શ હિંદુ રમણીઓ સેવાવ્રતનેજ પોતાનું મુખ્ય કર્ત્તવ્ય સમજે છે. આવી સ્થિતિમાં અહંકારનો સંચાર થતાં તેમની ત્યાગવૃત્તિ-તેમનું સેવાવ્રત સઘળું આસ્માનમાં ઉડી જાય છે. વાસ્તવિક રીતે અહંકારનો અભાવ એજ સેવાવ્રત અગર તો ત્યાગ છે; માટે જો ખરી સાધ્વી-સમાજ-સેવિકા થવાની તમને ઇચ્છા હોય તો અહંકાર તથા અહંકારના મૂળ અભિમાનનો તમારે ત્યાગ કરવો જોઇએ.



# શારીરિક ઉન્નતિ પ્રત્યે દુર્લક્ષ્ય.

ગુજરાતમાં સ્ત્રીઓનું શારીરિક ઉન્નતિ પ્રત્યે જેટલું દુર્લક્ષ્ય જોવામાં આવે છે તેવું કોઈ પણ દેશમાં જોવામાં આવતું નથી. એક તો વિલાસિતાના પ્રવાહમાં તેઓ દિવસે દિવસે આળસુ થઇને તણાતી જાય છે, અને તે સિવાય બીજી કોઈ રીતે પણ તેઓ શારીરિક સ્થિતિ સુધારવા માટે ભાગ્યેજ પ્રયત્ન કરતી માલૂમ પડે છે. આમ હોવાથી તેઓ દિર્ઘાયુ કેવી રીતે હોઈ શકે? એક વખત પ્રાચીનકાળનો વિચાર કરી જુઓ, ભૂતકાળના ઇતિહાસ તરફ દૃષ્ટિ ફેંકી જુઓ કે, પૂર્વે આજકાલના જેટલા કહેવાતા ડૉકટરો અને વૈદ્યો નહોતા તોપણ એ સમયનાં મનુષ્યો તેમજ વિશેષે કરીને સ્ત્રીઓ કેટલી બળવાન્ હતી? ઝાંશીની મહારાણી લક્ષ્મીબાઈ તેમજ બીજી અસંખ્ય રાજપૂત સ્ત્રીઓએ તેમની શારીરિક દૃઢતા તેમજ બળથી જે વીરત્વનો પરિચય કરાવ્યો હતો તેનો ખ્યાલ કરી જુઓ. પરિણામે તમારા અંતરમાંથી ગાઢ નિશ્વાસજ નીકળશે. વિલાસપ્રિયતાથીજ તમારી શારીરિક સ્થિતિ તદ્દન નિર્બળ બની ગઈ છે. જે દેશની સ્ત્રીઓ વન જંગલમાં સંતાનોને જન્મ આપતી હોવા છતાં કોઈ પણ પ્રકારના દુઃખનો અનુભવ મેળવી શકતી નહિ તેજ દેશની અત્યારની સ્ત્રીઓ અનેક પ્રકારની સારવાર હોવા છતાં સુવાવડ વખતે મહાકષ્ટ ભોગવે છે તેનું શું કારણ? કારણ શારીરિક સ્થિતિ સુધારવા પ્રત્યે દુર્લક્ષ્ય-આળસજ છે.

પૂર્વે આપણા દેશમાં વિધવાઓની સંખ્યા વધારે હતી; પરંતુ હમણા વિધુરોની સંખ્યા વધારે જોવામાં આવે છે. સૂવાવડના રોગમાં પ્રત્યેક્ વર્ષે અસંખ્ય દુર્ભાગ્ય રમણીઓ પ્રાણત્યાગ કરે છે એ તેનુંજ પ્રમાણ છે. આજકાલ વૃદ્ધા અને વૃદ્ધ કરતાં યુવતીઓની મૃત્યુ સંખ્યાજ વિશેષ જોવામાં આવે છે.

આ ભયંકર સ્થિતિને દૂર કરવાનો નિશ્ચય કરી તમારે સહુએ તમારી શારીરિક સ્થિતિની ઉન્નતિ કરવા તરફ લક્ષ્ય આપવું જોઇએ. શરમને લીધે કે ભયને લીધે સાધારણ રોગ થયો હોય તો પણ તે છુપાવી રાખવો જોઇએ નહિ. તમે એ રોગની હકીકત કોઇને શરમને લીધે યા તો ભયને લીધે ન કહો અને તેમ કરીને તમે તમારૂં કાર્ય બજાવવામાં જ મશગુલ રહો તો એ તમારી મ્હોટામાં મ્હોટી ભૂલ છે. અસંખ્ય દુર્ભાગ્ય રમણીઓ પતિના સાંસારિક કાર્યમાં ખલેલ પહોંચશે એમ વિચારી પોતાના નજીવા રોગની વાત કોઇને કહેતી નથી અને ધીમે ધીમે ભયંકર બીમારીને ભોગવી મરણને શરણ પણ થઈ જાય-છે. થોડા સમય સુધી વિશેષ કામ કરવાનો લોભ રાખી એ કામ કરવાનું સાધન કે જીવન છે તેનો જડમૂળથી નાશ કરવો એ કયી બુદ્ધિમતી નારીનું કર્ત્તવ્ય કહેવાય ? આ વાત લક્ષ્યમાં રાખી પ્રત્યેક્ સ્ત્રીએ પોતાની શારીરિક સ્થિતિને ઉન્નત કરવા પ્રત્યે પૂરતું લક્ષ્ય આપવું જોઇએ.

તમારા પતિ–તમારા પુત્ર–તમારા કુટુંબ–એ સહુના કલ્યાણાર્થે તમારે શારીરિક સ્થિતિ પ્રતિ લક્ષ્ય આપવું જોઇએ. જે પતિપુત્રને માટે તમે સ્વાર્થત્યાગ કરી શકો તેમ છો એ પતિ-પુત્રને માટે તમારે તમારી શારીરિક સ્થિતિ સાચવવી જોઇતી

નથી કે શું ? ઇચ્છામાં આવે તે ખાશો નહિ. સ્વચ્છંદ વર્ત્તન ચલાવશો નહિ. શિયાળામાં, ચોમાસામાં તેમજ ઉનાળામાં જે જે ખાદ્યપદાર્થો શરીરને નુકસાન ન કરતા હોય તે પદાર્થો સમયને અનુસરીને ખાજો. હમેશાં સાદાં તેમજ સ્વચ્છ રહેજો. રાંધી રહ્યા પછી સાબુ ચોળીને સ્નાન કરજો. અસ્વચ્છ વસ્ત્રોને હમેશાં સ્વચ્છ રાખજો. શરમને લીધે નહિ ખાવાના પદાર્થો ખાશો નહિ. ઉપવાસ ન કરી શકાતા હોય તો કરશો નહિ. કોઈના આગ્રહને આધીન થઇ રૂચિ ઉપરાંત વિશેષ આહાર કરશો નહિ. કોઈ પણ રોગ થયેલો માલૂમ પડે તો તેની વાત પતિ, સાસુ અગર તો સસરાને કહી દેજો. એ વાત છુપાવશો નહિ, હમેશાં શક્તિ હોય તેટલું કાર્ય કરજો. સ્નાન તેમજ આહાર નિયમિત સમયે કરજો. તાપ, વૃષ્ટિ, શરદી, ગરમી વગેરેથી દેહનું સંરક્ષણ કરવાને માટે યોગ્ય વસ્ત્રો પહેરજો તથા બીજા પણ બનતા ઉપાયો કરજો. ઘરમાં બિલકુલ ગંદકી થવા દેશો નહિ તેમજ ખુલ્લો વાયુ આવી શકે એવી સગવડ રાખજો.

## રસિકતા અને વાચાલતા.

રસિકતા અને વાચાલતામાં થોડો ફેર છે. વાચાલતા ન કરતાં પણ રસિકતા કરી શકાય છે. એવી રસિકતા સ્થાન, પાત્ર તથા કાળનો વિચાર કરીને કરવામાં આવે તો તેમાં કોઈ દોષ નથી. આપણા દેશમાં સ્ત્રીઓ બનેવી, દિયર વગેરેની સાથે રસિકતા કરે છે. જો એ રસિકતા વિશુદ્ધ હોય તો તેમાં કાંઇ દોષ નથી—તેથી નિંદા જેવું કાંઈ નથી.

વનવાસ પછી અયોધ્યામાં પાછાં ફરીને રામ અને સીતાદેવીએ જ્યારે રાજ્યભાર સ્વીકાર્યો ત્યારે એક દિવસે લક્ષ્મણ તેમને એક વિસ્તૃત ચિત્ર બતાવતા હતા. એ ચિત્ર મિથિલાનું હતું. ચારે ભાઈઓના પરિણય વ્યાપાર સંબંધી હતું. લક્ષ્મણ એક પછી એક એ ચિત્રમાંનાં પ્રત્યેક્ નરનારી ઉપર આંગળી મૂકીને કહેતા હતા કેઃ—“ રઘુનાથ ! આ જુઓ, આપ છો, અને આપની પાસે પરમપૂજ્ય જનકનંદિની બેઠેલાં છે. અહિં આર્યા માંડવી છે. એમની પાછળ જુઓ, વધૂમાતા શ્રુતકીર્ત્તિ શરમાતાં શરમાતાં ઉભાં રહ્યાં છે. ” આવી રીતે લક્ષ્મણ પ્રત્યેક્‌ને ઓળખાવતા હતા; પરંતુ એક ચિત્ર કોનું હતું એ તેમણે કહ્યું નહિ. એ ચિત્ર કોનું હતું તે જાનકી જાણતી હતી. એ ચિત્ર લક્ષ્મણની પત્ની ઉર્મિલાનું હતું ! શરમને લીધે લક્ષ્મણે એ પ્રતિમાની પિછાન કરાવી નહોતી. જાનકીએ લક્ષ્મણના અંતરનો ભાવ સમજી જઈ હાસ્ય કરી ગંભીર ભાવથી પૂછ્યું હતું કેઃ—“ વત્સ લક્ષ્મણ ! આ કોનું ચિત્ર છે એ તો તમે કહ્યું નહિ. ” લક્ષ્મણે વડિલ બંધુની હાજરીમાં ભાભીને માત્ર એક બનાવટી રોષપૂર્ણ દૃષ્ટિમાં ઉત્તર આપ્યો હતો. સીતાદેવીની આ રસિકતા જે પ્રમાણે નિર્મળ છે તેવીજ મધુર છે ! આવી રસિકતાથી સંસાર સુખમય બને છે—દુઃખમય બનતો નથી. અમે આવા પ્રકારની રસિકતાને નિંદનીય કહી શકતા નથી. અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે, રસિકતાને વાચાલતાનું સ્વરૂપ આપશો નહિ ! વાચાળતા એ સ્ત્રીજાતિને માટે મ્હોટું કલંક છે. અર્થ વિનાની, ઉદ્દેશ વિનાની વાતને વાચાળતા કહેવાય છે. કોઈની હદ ઉપરાંત ઠઠ્ઠા મશ્કરી કરવી એ પણ વાચા-

લતાજ છે. ઠઠ્ઠા મશ્કરી યા તો રસિકતા કરતી વખતે કાળ, પાત્ર, સ્થાન વગેરે લક્ષ્યમાં રાખવું જોઇએ. વિશેષમાં તમે જે શબ્દો બોલો તે બોલવાની જરૂર છે કે નહિ, એ શબ્દો બોલવાથી કોઇનું કલ્યાણ થાય તેમ છે કે નહિ તેનો પ્રથમથી વિચાર કરવો જોઇએ. જરૂર ન હોય તો પણ બકબક કર્યા કરવું સ્ત્રીજાતિને માટે કલંકરૂપ છે.

કોઈ કોઈ એમ કહેશે કે, જ્યારે ઉદ્દેશ વગરની તમામ વાતને વાચાળતા ગણાય ત્યારે તો પછી આમોદ-પ્રમોદ અને ક્રીડા કૌતુક પણ કરાય નહિ; પરંતુ અમારૂં કહેવું એવું નથી. પોતાની શારીરિક અને માનસિક સ્ફુર્ત્તિનું રક્ષણ કરવાને માટે ક્રીડા કૌતુક તેમજ આમોદ પ્રમોદ કરવાની પણ જરૂર છે. તેથી તેવે પ્રસંગે વાકયાદિનો વિશેષ અગર તો ઉચ્છૃંખલ વ્યવહાર ઉદ્દેશશૂન્ય નથી; પરંતુ તેની પણ સીમા હોવી જોઈએ. કારણ કે સઘળો સમય આમોદ-પ્રમોદ યા તો ક્રીડા કૌતુકને માટે જ છે એમ સમજવાનું નથી. જેટલા આમોદ-પ્રમોદની જરૂર જણાય તેટલોજ વાક્યનો ઉપયોગ કરવો, નહિ તો પછી તે પણ વાચાલતાજ ગણાશે.

---

## સહનશીલતા.

કંટાળી જવું એ સારૂં નથી એમ પ્રથમજ કહેવામાં આવ્યું છે. સ્ત્રી અને પુરૂષ—બન્ને માટે સહનશીલતાની વિશેષ જરૂર છે. પરંતુ પુરૂષ કરતાં સ્ત્રીને તો

સહનશીલતાની વિશેષ જરૂર છે.

સહનશીલતાથી વિમુખ થતાં સ્ત્રીનું ઘણું અહિત થાય છે. સહનશીલ સ્ત્રીઓજ ભાગ્યવતી સ્ત્રીઓ કહેવાય છે.

સઘળાં સંકટોને—આપદ વિપદને સહન કરી લઈને સંસારને અમૃતમય બનાવવો એ સ્ત્રીજીવનનું કર્ત્તવ્ય છે. તેથી જો સ્ત્રી-જાતિમાં સહનશીલતા ન હોય તો તેનો સંસાર દુઃખમય બની ગયા સિવાય રહેતો નથી.

સીતાદેવીએ સંસારમાં આવીને કેટલું બધું દુઃખ સહન કર્યું હતું? તેમનું સમસ્ત જીવન દુઃખ સહન કરવામાં ગયું હતું તો પણ તેમણે સહનશીલતા છોડી નહોતી. જીવનપર્યંત દુઃખ ભોગવ્યા પછી અંતે જ્યારે તેઓ સુખનું મુખ જોવાની તૈયારીમાં હતાં, ત્યારે પણ જ્યારે લક્ષ્મણ તેમને વનમાં મૂકી આવ્યા ત્યારે પણ તેમણે પોતાના ધૈર્યનો ત્યાગ કર્યો નહોતો; ક્રોધે ભરાઈને કોઈને એક પણ શબ્દ ઉંચે સાદે કહ્યો નહોતો. અપૂર્વ સહનશીલતા સાથે તેમણે પોતાનું ધૈર્ય કાયમ રાખ્યું હતું. આ પરમપૂજ્ય સીતાદેવીની સહનશીલતા તેમજ ધૈર્યવૃત્તિને પ્રત્યેક સ્ત્રીએ લક્ષ્યમાં રાખવી જોઈએ. સાવિત્રીએ કેટલી બધી સહનશીલતા દર્શાવી છે તેનું ઉદાહરણ જુઓ. પોતાના પતિનું એક વર્ષ પછી મૃત્યુ થનાર છે એવું જાણવામાં આવ્યા છતાં તેણે સત્યવાન્ સાથે વિવાહ કર્યો. એક વર્ષ સુધી તેણે પોતાના પતિનું ભયંકર ભાવી ગુપ્ત રાખ્યું; કેમકે તે જાણતી હતી કે, એ વાત સાસુ સસરો અગર તો પતિ જાણશે તો તેમની ચિંતાનો પાર રહેશે નહિ. આવા ભયથી તેણે એ વાત પોતાના મનમાંજ રાખી. તેણે પોતાનું વર્તન એવું રાખ્યું કે, કોઈને સંદેહ કરવાનું પણ કારણ

મળ્યું નહિ. છેવટના દિવસો સુધી તેણે આવું અપૂર્વ ધૈર્ય ધારણ કરી રાખ્યું. પતિવિયોગ થતાં પૂર્વે યા તો પછી પણ તેણે ધૈર્યનો ત્યાગ કર્યો નહિ. તે સ્થિરતાથી પોતાનું કર્ત્તવ્ય કર્યે જતી હતી. તેણે પોતાના લક્ષ્યને બરાબર રાખી યમને સુદ્ધાં પરાજિત કરી પોતાના પતિને પુનર્જીવન આપ્યું હતું. આ શું ઓછી સહનશીલતા કહેવાય કે ?

આવી રીતે સીતા, દમયંતી, દ્રૌપદી, શૈવ્યા વગેરે કોઈના પણ ઉજ્વળ ચારિત્ર્ય પ્રત્યે દૃષ્ટિ કરશો તો તમને માલૂમ પડશે કે, પોતાના સહનશીલતાના મહાન્ ગુણને લીધેજ તેઓ પતિના સંસારને સુખમય—સ્વર્ગમય બનાવી; આ મૃત્યુલોકમાં અમર નામના કરી ગઈ છે તેમજ ઉજ્વળ—આદર્શ કીર્ત્તિ રાખી ગઈ છે. અર્થાત્ અમારે કહેવાનું એ છે કે, સ્ત્રીજાતિમાં સહનશીલતાની ઘણીજ જરૂર છે.

સુખ તેમજ દુઃખને કોઈ પણ રીતે ગભરાયા સિવાય પ્રફુલ્લ વદને વેઠી લેવું જોઈએ—કદાપિ વિચળિત થવું જોઇએ નહિ. પતિ, સાસુ, સસરો વગેરે સ્વજનો જો પોતાના તરફ અસંતોષ દર્શાવે તો પણ હિંદુ કુલલક્ષ્મીએ તેમની તરફ તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોવું નહિ. તમે એમજ સમજજો કે, સહન કરવું એજ તમારૂં કર્ત્તવ્ય છે. તમે તમારૂં કર્ત્તવ્ય પાળશો એટલે ઈશ્વર તમારૂં દુઃખ કાળક્રમે દૂર કર્યા સિવાય રહેશે નહિ; પરંતુ જો ધૈર્યનો ત્યાગ કરી તમે તમારા કર્ત્તવ્ય પ્રત્યે દુર્લક્ષ્ય કરશો તો ઈશ્વરના અસંતોષથી તમારૂં દુઃખ ઉલટું વધી પડશે.

# ખોટું ખર્ચ અગર તો વિશેષ ખર્ચ.

સંસારનું સંરક્ષણ કરવાના હેતુથી સ્ત્રીઓએ હમ્મેશાં રીતસર ખર્ચ કરવું જોઇએ. માત્ર રૂપિયા પૈસા પ્રત્યે લક્ષ્ય આપીને તો શું; પરંતુ ઘરની પ્રત્યેક્ વસ્તુ સુદ્ધાં લક્ષ્ય આપીને ઉપયોગમાં લેવી જોઇએ.

પુરૂષો કમાય છે. કમાઇને તેઓ પોતાની કમાણી સ્ત્રીને લાવી આપે છે. તેથી ખર્ચ કરવાનું કામ સ્ત્રીજાતિનું છે. જો સ્ત્રીઓ રીતસર ખર્ચ કરનારી હોતી નથી તો પુરૂષોની કમાણીનો ધુમાડો થઇ જાય છે અને તેમનો સંસાર સંપૂર્ણ દુઃખમય બની જાય છે; તેથી સ્ત્રીએ દરેક પ્રકારનું ખર્ચ પૂરતા વિચારથી કરવું જોઇએ. નિરૂપયોગી એક પણ પૈસો ખર્ચવો જોઇએ નહિ. ખર્ચ કરતાં પહેલાં આવક તરફ નજર કરવી જોઇએ અને હમ્મેશાં આવક કરતાં ખર્ચ થોડું કરવા તરફ કાળજી રાખવી જોઇએ.

પ્રત્યેક્ માસની આવકનો ત્રિજો કે ચોથો ભાગ પણ સ્ત્રી-જાતિએ બચાવવો જોઇએ. કોઈ આકસ્મિક સંકટ સમયે એ બચાવી રાખેલું દ્રવ્ય ઘણા ઉપયોગમાં આવે છે.

સ્ત્રીજાતિએ બાલ્યાવસ્થાથી કાંઇક કરકસરતા કરવાનું શિ-ક્ષણ મેળવવું જોઇએ. બાકી એક વખત પૈસાનો ગેરવ્યાજબી ઉપયોગ કરવાની ટેવ પડી ગયાથી એ ટેવ ભાગ્યેજ દૂર થાય છે અને પરિણામે સ્વર્ગસમ સંસાર દુઃખમય બની શ્મશાન તુલ્ય બની જાય છે. માટે પ્રત્યેક્ સ્ત્રીએ આવક જાવકનો બરા-બર હિસાબ રાખી થોડો ઘણો બચાવ કરવા ભુલવું નહિ.

# સગાં વ્હાલાં પ્રત્યેનું કર્ત્તવ્ય.

## પતિ-પ્રત્યેનું કર્ત્તવ્ય.

પતિ-પત્નીનો સંબંધ ઘણો ગુરૂતર છે એમ હિન્દુ લલનાઓને કહેવાની કાંઇ જરૂર નથી. તેમની નસેનસમાં તેમજ તેમના દરેક હાડકામાં પતિભક્તિનું બીજ છુપાઇ રહેલું હોય છે; પરંતુ શિક્ષણના અભાવે એ બીજ જોઇએ એવું અંકુરિત થતું નથી; તેથી પતિ-પત્નીનો સંબંધ કેવો ગુરૂતર છે તે કેટલીક સ્ત્રીઓ બરાબર સમજી શકતી નથી. રામાયણમાં લખેલું છે કે:-

"न पिता नात्मजो नात्मा न माता न सखीजनः।
"इह प्रेत्य च नारीणां पतिरेकान्गतिः सदा॥"

અર્થાત્ પિતા, પુત્ર, પોતાનો આત્મા, માતા તેમજ સખીઓ વગેરે હોવા છતાં નારીની એક માત્રજ પતિજ ગતિ છે. વાસ્તવિક રીતે હિંદુ લલનાઓ નિકટ પતિના જેવી બીજી કોઈ અતિપ્રિય સામગ્રી છેજ નહિ. પતિજ તેમનો આત્મા, પતિજ તેમનું મન, પતિજ તેમનો દેહ તેમજ પતિજ તેમનું સર્વસ્વ છે. માત્ર એટલુંજ નહિ; પરંતુ પતિનું મૂલ્ય તેમની આગળ ઘણું છે. પતિજ તેમનો માત્ર એક ગુરૂ—દેવતા—પરમાત્મા છે.

"पतिर्हिदेवता नार्या पतिर्बन्धुः पतिगुरूः।"

રામાયણ.

હિંદુશાસ્ત્રોમાં લખેલું છે કે, જો કોઇ પણ સ્ત્રી તેત્રીસ કરોડ દેવતાઓની ભક્તિ નહિ કરતાં માત્ર એકલા પતિનીજ

સેવા કરે છે તો તેની સદ્‌ગતિ થાય છે; ત્યારે પતિની સેવા તરફ દુર્લક્ષ્ય કરી કોઈ સ્ત્રી સઘળા દેવદેવાદિની સેવા અગર તો ભક્તિ કરે છે તેનો ઉદ્ધાર થતો નથી. આ ઉપરથીજ તમે સમજી શકશો કે, પતિજ સ્ત્રીનો પરમાત્મા તેમજ આરાધ્ય દેવતા છે.

હિંદુશાસ્ત્રો વિશેષમાં જણાવે છે કે, સ્ત્રીજાતિને વિવિધ વ્રત ઉપવાસાદિ કરવાની પણ કાંઈ ખાસ જરૂર નથી. પતિ-સેવાજ તેમનું મુખ્ય વ્રત છે. જે સ્ત્રી પતિસેવાના વ્રતનો ત્યાગ કરી બીજાં વ્રતો તેમજ યજ્ઞાદિ કરવામાં મશગુલ રહે છે તેને મૃત્યુ પછી નરકમાં નિવાસ કરવો પડે છે.

પતિ-પત્નીનો સંબંધ જ્યારે આવો ગુરૂતર યા તો ગંભીર છે ત્યારે પતિ-પત્નીએ અરસપરસ પ્રત્યે કેવો વ્યવહાર ચલાવવો જોઇએ એ સંબંધી થોડી ઘણી હકીકત લખવાની ખાસ જરૂર છે.

હિંદુસમાજના દૃઢ વિવાહ-બંધનના વિવિધ પ્રકારના ગંભીર ઉત્સવમાં પિતા જ્યારે કન્યાનો હાથ લઈ પતિના હાથ સાથે એકત્ર કરે છે ત્યારે એ સરલા બાલિકાના હૃદયમાં એક પ્રકારની વિદ્યુત્‌નો ચમકારો થઇ જાય છે. તે સમયનો ગંભીર ભાવ, પુરોહિતોના મુખદ્વારા ઉચ્ચારાતા મંત્રોમાં મળી જઈ તેને ઘણી વિહ્વળ બનાવી દે છે! આવા પ્રકારની વિહ્વળતાને લીધે તેમજ ભાષાની કેટલીક અજ્ઞાનતાને લીધે નવવધૂ એ સમયે એ મંત્રોના અર્થ સુદ્ધાં બરાબર સમજી શકતી નથી. જો સમજી શકતી હોય તો તે નિશ્ચય કરી શકે કે, જેની સાથે તેનો સંબંધ સંધાય છે તેની સાથેનો સંબંધ આ લોકમાં તો

શું; પરંતુ પરલોકમાં પણ તુટી શકતો નથી.

'यदिदं हृदयं मम तदस्तु हृदयं तव'

તેઓ તે દિવસે આ મંત્ર ઉચ્ચારીને એક બીજાને આલોક તેમજ પરલોકને માટે વરે છે; પરંતુ અરેરે! એક પણ રમણી આ મહાવાક્યનો સત્ય પ્રકાશ હૃદયમાં સતેજ રાખી, વિવાહ થયા પછી પતિની યથાયોગ્ય સેવા કરવાને અગ્રેસર થાય છે કે?

હિંદુસમાજમાં ઘણું કરીને એવોજ પ્રકાર જોવામાં આવે છે કે વિવાહ થઇ ગયા પછી પણ હિંદુકન્યા પિયરમાં રહેવાનુંજ પસંદ કરે છે—એ માટે રડારોળ પણ કરે છે. આના જેવી શરમ ભરેલી બીજી કયી વાત હોઈ શકે? પતિની સેવા તેમજ પતિનાં સગાંવ્હાલાંની સેવા કરવી એજ સ્ત્રીજાતિનું સૌથી મ્હોટામાં મ્હોટું તેમજ સંસારસાગર તરી જવાનું કર્ત્તવ્ય છે. તેઓ પોતાનું આ કર્ત્તવ્ય જેમ વિશેષ પ્રમાણમાં પાળવાને અગ્રેસર થાય છે તેમ તેઓ વિશેષ ધન્ય થાય છે. વિવાહ થયા પૂર્વે સ્ત્રીજાતિ આ કર્ત્તવ્યનું પ્રતિપાલન કરવાનો સુયોગ મેળવી શકતી નથી. એટલા માટેજ સ્ત્રીજાતિના કૌમાર્યજીવનને એક પ્રકારનું ઉદ્દેશહીન જીવન ગણવામાં આવે છે. આવી અવસ્થામાં વિવાહિત જીવનની સાથે સાથેજ તેમણે પોતાના કર્ત્તવ્યનું પ્રતિપાલન કરવાને માટે પ્રસ્તુત થવું જોઇએ. પતિસેવામાં દેહ મન અર્પણ કરવું જોઇએ. જે સ્ત્રી આવી રીતે કરી શકે છે તે સ્ત્રીના ઉપર દેવતા તેમજ ભાગ્યલક્ષ્મી સુદ્ધાં પ્રસન્ન થાય છે; પરંતુ જે સ્ત્રી આત્મસુખની પ્રાપ્તિ કરવાની લાલસાથી અગર તો પોતાની બુદ્ધિના દોષથી આ સેવાથી વિમુખ રહે છે તેની આલોક તેમજ પર-

લોકમાં અધોગતિ થાય છે. વિવાહ થયા પછી પણ સ્ત્રીને પિયરમાં રહેતી જોઇને તથા પોતાના પ્રત્યે સ્ત્રીની ઉદાસિનતા જોઇને અનેક પતિઓ ક્રોધે ભરાય છે. મનમાં ને મનમાં તેઓ સ્ત્રીને મૂર્ખ સમજે છે, અને પોતાને તે તુચ્છ સમજે છે એમ વિચારે છે. પતિના અંતરમાં સ્ત્રીએ કદાપિ આવો અનાદર ઉપજાવવો જોઇએ નહિ. પ્રથમથીજ પતિના અંતરમાં પોતાનો તિરસ્કાર ઉપજાવ્યા પછી સ્ત્રી પોતાના ભાવી જીવનને સુખી કરી શકતી નથી. પછીથી અનેક યત્નો કર્યાં છતાં પણ પતિના અંતરનો તિરસ્કાર સ્ત્રી દૂર કરી શકતી નથી. પતિની અને પોતાની વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય, ભક્તિ ઉત્પન્ન થાય, સદ્‌ભાવ ઉત્પન્ન થાય એ હેતુથી સ્ત્રીએ વિવાહ થતાંની સાથેજ પતિની સેવા કરવાનો ભાર ઉપાડી લેવો જોઇએ; પરંતુ આ કાર્યનો છળ કરીને એકદમ નિર્લજ બની જશો નહિ. પ્રથમ સાસરે આવતાંની સાથેજ જો પતિને ઘેરી બેસશો તો અનેક સ્ત્રીપુરૂષો તમને હસ્યા વગર રહેશે નહિ. માટે અધીરાં બની જઇને આવી નિંદા કરાવવાની જરૂર નથી. આ સ્થાને સીતા તેમજ સાવિત્રીનું ઉદાહરણ તમારી આગળ ઉલ્લેખ કરવા યોગ્ય છે. વિવાહકાર્ય પછી સ્ત્રી કેવી રીતે પોતાને પતિની સાથે એક કરી નાખે છે, તથા શ્વસુરપક્ષનાં સ્વજનોના સ્નેહને પ્રાપ્ત કરી શકે છે તે માટે આ બે સતી દેવીઓનું ચરિત્ર વિશેષ શિક્ષણીય છે. સીતા વિવાહ થયા પછીજ હમ્મેશાંને માટે શ્વસુરપક્ષમાં આવીને રહી; તે કદાપિ જનકપુરમાં ગઈ નહિ. સાવિત્રીએ પણ તેમજ કર્યું હતું. સાવિત્રી રાજકન્યા હતી તોપણ તે દરિદ્ર પતિને વરી હતી અને તેની સાથે વરીને હમ્મેશાં સાસરે રહી હતી. આ ઉપરથી કહેવાનું

એટલુંજ છે કે, હે હિંદુ કુલલક્ષ્મીઓ ! તમે વિવાહ થયા પછી હમ્મેશાં સાસરે રહેવાને માટેજ યત્ન કરો, અને સીતા સાવિત્રીનું દૃષ્ટાંત અંતરમાં સતેજ રાખી તેમનું અનુકરણ કરવાનો અંતઃકરણપૂર્વક યત્ન કરો.

સાવિત્રીએ સાસરે આવીને બીજું એક જે કાર્ય કર્યું હતું તે આજકાલની શિક્ષિતા લલનાઓએ લક્ષ્યમાં લેવું ઉચિત છે. સાવિત્રીએ સાસરામાં આવીને આશ્રય સ્વીકાર્યા પછી પિતા તરફથી મળેલા સઘળા અલંકારો તેણે કાઢી નાખ્યા હતા. તેના પિતા એક રાજ્યના રાજા હતા. પિતાએ પુત્રીને એ સઘળા અલંકારો પ્રેમપૂર્વક આપ્યા હતા. સાસુ સસરો પણ પુત્રવધૂને અલંકારથી વિભુષિતા જોતાં તો પ્રસન્ન રહેતાં હતાં; છતાં સાવિત્રી એ અલંકારો પહેરતીજ નહિ. તેણે એમજ વિચાર્યું હતું કે, જેના પતિ વનવાસી—સંન્યાસી છે તેની પત્નીને આવા રાજ્યાલંકારોની શી જરૂર છે ? અરેરે ! અમારી આજકાલની કુલલક્ષ્મીઓમાં આવો વિચાર કોઇને પણ આવે છે કે ? !

આજકાલ તો આત્મસુખ મેળવવાને માટે બાલિકાઓ પોતાના પતિને વ્યાકુળ બનાવી દે છે. પતિની સ્થિતિ જો ખરાબ હોય અને પિયરની સ્થિતિ સારી હોય તો એવા દરિદ્ર પતિના ઘરમાં મન બેસાડવાનું કાર્ય, એક મ્હોટું અસંભવિત કાર્ય થઈ પડે છે. શરૂઆતમાં તો તેઓ વર્ષનો ઘણો ખરો સમય પિયરમાંજ પસાર કરે છે. ત્યાર પછી તેમને નાછુટકે પતિની સાથે રહેવું પડે છે ત્યારે તેમની જ્વાળાથી બિચારા પતિનો જીવ ઓષ્ઠાગત થઇ જાય છે. પિયરના ધનનું અભિમાન ધરાવનારી સ્ત્રીનું મન પ્રસન્ન કરવા જતાં તેજ પોતાના જીવનને દુઃખમય

બનાવી દે છે. પતિ ઉતરી ગયેલે મુખે, મહા મહેનત ઉઠાવીને તથા આખો દિવસ પરિશ્રમ વેઠીને પરિવારનું ભરણપોષણ કરવાને માટે બે પૈસા ઘેર લાવે છે ત્યારે તેની સ્ત્રી આડોસપાડોસનાં માણસોમાં કાંઈક ગર્વ બતાવવાને માટે—કાંઈક પ્રાધાન્ય બતાવવાને માટે પોતેજ એ પૈસા ઉડાવી દે છે! દરિદ્ર પતિ જે દ્રવ્ય નિદ્રા તેમજ ક્ષુધાની પરવાહ રાખ્યા સિવાય પયદા કરે છે એ દ્રવ્ય આવી સ્ત્રીઓ ઑટો, સેન્ટ અગર તો કિંમતી કપડાં ખરીદવામાં ખરચી નાખે છે! આ શું સ્ત્રીનું ઓછું અધઃપતન કહી શકાય?

તમે બની શકે તેટલા પ્રયત્નથી એવી પ્રકૃતિને દૂર કરવાનો યત્ન કરજો. જો તમે કુલલક્ષ્મી થવાની ઈચ્છા રાખતાં હો, જો તમે ખરાં આદર્શ નારી થવાની ઈચ્છા રાખતાં હો તો કદાપિ સ્વાર્થને માટે પતિને ચ્હાશો નહિ. એ તો સત્યજ છે કે તદ્દન સ્વાર્થશૂન્ય સ્નેહ સઘળાં મનુષ્યો રાખી શકતાં નથી—બે ચાર મનુષ્યો પણ રાખી શકતાં હશે કે કેમ એ માટે સંદેહ છે; પરંતુ અમારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે, અંતતઃ મહત્ સ્વાર્થને માટે તમે તમારો નૈસર્ગિક સ્નેહ પતિદેવના ચરણકમળમાં અર્પણ કરી દો. પતિપર સ્નેહ રાખવાથી જે સુખ પ્રાપ્ત થાય છે, પતિના સ્નેહ, આશીર્વાદ તેમજ મંગળ સાધનામાં જે શાંતિ અનુભવાય છે એ શાંતિ તેમજ સુખ અપૂર્વ હોય છે. જે કાર્યથી તમારા પતિને સહજ પણ અશાન્તિ થાય તેમ હોય તે કાર્ય કદાપિ કરશો નહિ. પતિ જો કદાચ સ્વેચ્છાથી તમારી વિરૂદ્ધ વર્તન ચલાવે તો પણ એટલું સ્મરણમાં રાખજો કે એ તમારો પતિ (પ્રભુ) છે, તે ભલે પોતાની ઈચ્છામાં આવે એવો વ્યવહાર

તમારી સાથે ચલાવે; પરંતુ તમારૂં કર્ત્તવ્ય શાંતિથી તેની સેવા કરવાનું છે. એટલુંજ નહિ પરંતુ પતિના અસંખ્ય દોષો જોવામાં આવે તો પણ તમારે કદાપિ તેના પર અપ્રસન્ન થવું નહિ.

રામચંદ્રજીએ અપૂર્વ સ્નેહમયી સીતાને વિના અપરાધે વનમાં કાઢી હતી. ભયંકર વનજંગલમાં એકલી સીતાને કેટલું બધું કષ્ટ સહન કરવું પડયું હશે; આમ છતાં સીતાદેવી કદાપિ રામચંદ્રજીથી રીસાઈ નહોતી યા તો નારાજ થઈ નહોતી. તેણે અશ્રુપ્રવાહ વહેવડાવી માત્ર પોતાના ભાગ્યનોજ તિરસ્કાર કર્યો હતો અને કહ્યું હતું કેઃ-

**पतिर्हि देवता नार्याः पतिर्बन्धुः पतिर्गुरुः ।**
**प्राणैरपि प्रियं तस्माद्भर्तुः कार्यं विशेषतः ॥**

પતિજ સ્ત્રીજાતિનો દેવતા, પતિજ સ્ત્રીજાતિનો બંધુ તેમજ પતિજ નારીજાતિનો ગુરૂ છે, એ પતિનું કાર્ય મ્હારા પ્રાણથી પણ પ્રિય છે.

હે ગુજરાતી બ્હેનો ! તમે હમ્મેશાં આ ચિત્રને તમારા સ્મૃતિમંદિરમાં પ્રતિષ્ઠિત કરી રાખજો.

પતિસેવા એજ સ્ત્રીજાતિનો મુખ્ય ધર્મ છે એ વાત અમે જણાવી ગયા છીએ. હવે કેવી રીતે આ પતિસેવા સારી રીતે કરી શકાય તેનું અમે વિવેચન કરીશું.

માત્ર રસોઈ બનાવી પતિને ભોજન કરાવ્યાથી અગર તો બીજું ઘરકામ કરી પતિના કાર્યમાં સહાયતા કર્યાથી પતિસેવા પૂર્ણ થતી નથી. હમ્મેશાં એ તરફ લક્ષ્ય આપવું જોઇએ કે, શું કરવાથી પતિ સંતુષ્ટ થાય તેમ છે? પતિ પોતાનો કેવો વ્યવહાર જોવાની ઇચ્છા રાખે છે?

આ બન્ને વિષયો પત્નીએ પોતાના યત્નથી તેમજ બુદ્ધિથી જાણી લેવા જોઇએ. કેટલીક વખતે પતિ પોતાની અભિરૂચિની સઘળી હકીકત સ્ત્રીને કહી શકતો નથી. કેટલીક વખતે પોતાના અંતરની હકીકત કહીને સ્ત્રીને ચિંતાતુર બનાવવામાં પતિ સંકોચાય છે. એવું હોય ત્યાં સ્ત્રીએ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી સઘળું સમજી જવું જોઇએ.

સ્ત્રીએ કદાપિ પતિની સ્થિતિથી પોતાની સ્થિતિને ઉન્નત કરવાની ઇચ્છા રાખવી જોઇએ નહિ. તેણે હમ્મેશાં પતિને સુખે સુખી અને પતિને દુઃખે દુઃખી રહેવું જોઇએ. પતિની રૂચિ, અભિપ્રાય અને અન્ય માનસિક ભાવની સાથે સ્ત્રીએ પોતાના ભાવને પણ એકત્ર કરી દેવાનો યત્ન કરવો જોઇએ. કેમકે પતિ–પત્નીમાં ભિન્નતા હોયજ નહિ. તેઓ એકાત્મ સ્વરૂપ છે. એકના ભાવ બીજાના ભાવથી સ્વતંત્ર હોય છે તો બન્નેનું હૃદય એકત્ર થઈ શકતું નથી. પતિને જે સારૂં લાગતું હોય તેને સ્ત્રીએ પણ પસંદ કરવું જોઇએ. પતિ જેનો તિરસ્કાર કરતો હોય તેનો સ્ત્રીએ પણ તિરસ્કાર કરવો જોઇએ. પતિના મિત્રોને સ્ત્રીએ પોતાના સ્નેહી સમજવા જોઇએ તેમજ પતિના શત્રુઓને પોતાના શત્રુઓ સમજવા જોઇએ.

ઘણા દુઃખની વાત એ છે કે, આપણા સમાજમાં એવી બે ચાર સ્ત્રીઓ કોઈ કોઇ સમયે જોવામાં આવે છે કે, જેઓ પતિના શત્રુની સાથે ઘણો આત્મીય સંબંધ રાખે છે. આ ઘણું ખોટું કહેવાય. પોતાની પત્નીને પોતાના શત્રુની પક્ષપાતિની જોઇને પતિના મનમાં અપાર કષ્ટ ઉપજે છે! સ્ત્રી જો કદાચ એમ સમજી શકે કે, પતિનો એ શત્રુ ખરી રીતે નિર્દોષ છે,

માત્ર તેના પતિના દોષથીજ શત્રુતા ઉત્પન્ન થઈ છે તો પણ શત્રુના પક્ષનું અવલંબન નહિ કરતાં વિનયપૂર્ણ નમ્ર વચનોદ્વારા એકાંતમાં પતિને ઉપદેશ આપી તેને સંશોધિત કરવાનો યત્ન કરવો જોઇએ. પોતાનાં માતાપિતા પણ જો કદાચ પતિની શત્રુતા કરે તો પણ સ્ત્રીએ આવી રીતે સતર્ક રહેવાની જરૂર છે.

આ સ્થળે એક વાતનો ઉલ્લેખ કરવાની જરૂર છે. અનેક ઠેકાણે એમ જોવામાં આવે છે કે, સ્ત્રીજાતિ ધનવાન્ પતિના સંસારને લૂંટીને દરિદ્ર માબાપોને સહાય કરવા અગ્રેસર થાય-છે. દરિદ્રને સહાયતા કરવી એમાં પાપ નથી; પરંતુ છુપી રીતે—પતિને કાંઈ કહ્યા સિવાય અગર તો તેની પરવાનગી લીધા સિવાય આવી રીતે સહાયતા કરવી એ પાપજ છે. એમ કર-વાથી સ્વામીની છળના કરી ગણાય છે તેમજ તેને સર્વશ્રેષ્ઠ આત્મીયના આસન પરથી નીચે ઉતારી દીધેલો ગણી શકાય છે. જે તમારો સર્વમયપ્રભુ છે, જેનો આત્મા તમારા આત્મા સાથે એક છે તેનાથી તમારાથી એક પણ વાત કેમ છુપાવી શકાય? આવો પ્રકાર જો કદાચ તમારા પતિના જાણવામાં આવે તો તે તેના વિશ્વાસના આસન પરથી તમને નીચે ઉતારી દીધા સિવાય રહેશે નહિ.

સ્ત્રીએ હમેશાં સ્વામી જે વસ્ત્રાલંકારો આપે તે લઇનેજ પ્રસન્ન રહેવું જોઇએ. જો બીજી કોઈ રીતે વસ્ત્રાલંકારો મળી શકે તેમ હોય તો પણ તે માટે લોભ યા તો લાલસા રાખવી જોઇએ નહિ. માતાપિતા તરફથી મળેલા અલંકારો કરતાં પતિ તરફથી જે અલંકારો મળે તેને માટે સ્ત્રીજાતિએ સવિશેષ ગર્વ રાખવો જોઇએ.

કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે, તેઓ દરિદ્રની વધૂ હોવા છતાં રત્નાલંકારો પહેરવાને માટે અતિ આતુર રહે છે. પતિ ફાટેલા દક્ષિણી જોડા, ફાટેલાં કપડાં તેમજ જૂની પુરાણી ટોપી પહેરીને પોતાના દિવસો પસાર કરે છે; પરંતુ પત્નીનું તે તરફ લક્ષ્ય હોતું નથી. તેને તો સારાં સારાં કપડાં પહેરી, ગાડીમાં બેસી વાડીઓની વિઝિટ લેવાની ઇચ્છા થાય છે. એવે સમયે તેની આગળ તેનો દીન દરિદ્ર પતિ તેના પરમાત્મા તરીકે નહિ; પરંતુ આજ્ઞાધારક નોકર તરીકે ઓળખાય છે! જે સ્ત્રીઓ આવા આચારની હોય તેમનું મ્હોં પણ જોવું જોઇએ નહિ.

જો પતિ કોઇ પણ પ્રકારનું દુઃખ વેઠયા સિવાય પોતાની શક્તિથી રત્નાલંકારો લાવી આપી શકે તો તે પહેરવામાં સ્ત્રીએ સંકોચાવાની જરૂર નથી. પતિના દાન કરતાં સ્ત્રીને માટે વિશેષ પ્રાર્થનીય બીજું શું હોઇ શકે? શાસ્ત્રમાં લખેલું છે કે, "જેને પતિપ્રેમની પ્રાપ્તિ થઇ છે તેને સઘળી પ્રાપ્તિ થઇ છે; પરંતુ જે પતિપ્રેમથી વંચિત છે તેને માટે કોઈ પણ વસ્તુ સુખજનક થતી નથી." આ શબ્દો તદ્દન ખરા છે. સ્નેહ આગળ બીજી સઘળી પ્રિય વસ્તુઓ તુચ્છમાં તુચ્છ છે. માટે પ્રત્યેક્ કુલ-લક્ષ્મીએ પતિપ્રેમ પ્રાપ્ત કરવા તરફ લક્ષ્ય આપવું જોઇએ. પતિ તમારો દેવતા છે—તમારો સર્વમય પ્રભુ છે—તેનાથી ઉંચે દરજ્જે ચાલવાનો તમને બિલકુલ અધિકાર નથી.

ઘણી સ્ત્રીઓ આ સ્થળે એમ પૂછશે કે, તેના દુર્ભાગ્ય-દોષથીજ જો પતિ ઉંધે રસ્તે ચઢે, પોતાના પર વિના કારણ જુલ્મ ગુજારે તથા તેના સર્વસ્વનો નાશ તેની જાતેજ કરે તો

પછી કેવી રીતે એવા પતિ પર ભક્તિ, શ્રદ્ધા તેમજ માન રાખી શકાય? પતિ જો મદ્યપાન કરી હમ્મેશાં સ્ત્રી ઉપર જુલ્મ ગુજારે, નઠારે રસ્તે ચઢી સહુ કોઈના તિરસ્કારને પાત્ર થાય—હમ્મેશાં અધર્મ તેમજ અનીતિના ઉંડા ખાડામાંજ પડયો રહે તો પછી એવા પતિ પર સ્ત્રીની ભક્તિ, શ્રદ્ધા તેમજ માન ક્યાંથી હોઇ શકે? જો યૂરોપીય લલનાઓ આવો પ્રશ્ન પૂછે તો નૈતિક પુરૂષો અવશ્ય એવો ઉત્તર આપે કે, "કદાપિ નહિ, તેવા પતિનું મ્હોં સુદ્ધાં જોવું જોઇએ નહિ. તેનો જેમ બને તેમ જલદીથી પરિત્યાગ (Divorce) કરવો જોઇએ." પરંતુ આપણી શિક્ષા દીક્ષા તેમજ આદર્શ જૂદી જાતનો છે—સર્વોચ્ચ છે! આપણો આદર્શ મનુષ્ય નહિ; પરંતુ દેવતા છે. અમે કહીએ છીએ કે, "સ્વામી સારો હોય યા ખોટો હોય, મૂર્ખ હોય યા વિદ્વાન્ હોય, સુંદર હોય યા કદરૂપો હોય, લૂલો હોય યા લંગડો હોય, મદ્યપાન કરનારો હોય યા વ્યભિચારી હોય; પરંતુ તે સ્ત્રીજાતિનો સાક્ષાત આલોક તેમજ પરલોકનો પરમાત્મા છે. સ્ત્રીએ કદાપિ સ્વામીથી છુટા પડવાનો પોતાના અંતરમાં વિચાર સુદ્ધાં લાવવો જોઇએ નહિ. પતિ ખરાબ રસ્તે ચઢી ગયો હોય, મધ્યરાત્રિ સુધી ઘરની બ્હાર ભટક્યા કરતો હોય તો તેને એકાન્તમાં નમ્ર વાણીથી ઉપદેશ આપી સન્માર્ગે લાવવાનો યથાશક્તિ યત્ન આદરવો જોઇએ. મનમાં એકાગ્રતા અને પતિનિષ્ઠા સંપૂર્ણ પ્રકારે હોય, તો સ્ત્રી કદાપિ પતિને સુધારવામાં—તેને સન્માર્ગે લાવવામાં—તેને ઉન્નતિને સોપાને ચઢાવવામાં નાસિપાસ થશે નહિ. આવાં ઉદાહરણો અસંખ્ય મળી આવે તેમ છે. કેટલા દિવસ સુધી સ્વામી સ્ત્રીના

ગુણની પરીક્ષા નહિ કરી શકે? સહન કરો, ધીરજ ધરો, યથાશક્તિ યત્ન કરો પછી જુઓ કે, તમારો સૌભાગ્યસૂર્ય પૂર્ણ પ્રકાશથી પ્રકાશિત થાય છે કે નહિ? કદાપિ ન પ્રકાશિત થાય તો તમે એમજ સમજજો કે, એમાં તમારોજ દોષ છે. યત્ન કર્યાથી કોઈ પણ કાર્યમાં ભાગ્યેજ નિરાશ થવું પડે છે.

ઘણી સ્ત્રીઓ પતિ કદરૂપો, ખરાબ તેમજ મૂર્ખ હોય છે તો મનમાં ને મનમાં ઘણી નારાજ રહે છે. મનુષ્યને માટે આવી નારાજી સંભવિત હોવા છતાં, પૂર્ણ વિચાર કરી જોવામાં આવે તો માલૂમ પડે કે, આવી નારાજી રાખવી એ મહા ભયંકર ભૂલ છે. હિંદુ સ્ત્રીઓ પોતાના પતિ સાથેના સંબંધને માત્ર આલોકનોજ સંબંધ સમજતી નથી. તેઓ પતિના સંબંધને અંતકાળ સુધીનો સંબંધ સમજે છે. આ સંસારમાં આપણે માત્ર થોડા દિવસને માટે આપણા માનસિક બળની પરીક્ષા આપવાને આવીએ છીએ. આ પરીક્ષામાં પસાર થયાથી પરલોકમાં આપણું અનંત મિલન છે. અનંત સુખ પ્રાપ્તિ થાય છે! એ અનંતકાળ પર્યંત પતિ જે સૌંદર્ય, જે ઐશ્વર્ય ભોગવે છે તે તરફજ સ્ત્રીએ દૃષ્ટિ રાખવી ઉચિત છે. આ બે દિવસના સૌંદર્ય તેમજ વિદ્યાબુદ્ધિથી શું થશે? સ્ત્રીજાતિ જો પોતાના યત્નથી સ્વામીને સન્માર્ગે લાવી શકે તથા આ ઉપાયથીજ તેની પરલોકની ઉન્નતિનો માર્ગ પ્રશસ્ત કરી શકે તો પછી શાની ચિંતા છે? પતિને સુમાર્ગે ચઢાવવો, તેની સ્થિતિ ઉન્નત કરવી, તેને સૌંદર્યવાન્ બનાવવો એ સ્ત્રીનાજ હાથમાં છે! માટે પતિ કદરૂપો અગર તો મૂર્ખ હોય તો પણ પત્નીએ તેથી નારાજ થવાની જરૂર નથી. પત્નીએ માત્ર એટલુંજ સમજી રાખવું

જોઇએ કે, એ ઈશ્વરની એક પ્રકારની પરીક્ષા છે. સુયોગ્યને તો સહુ કોઇ ચ્હાય છે! પરંતુ કદરૂપા અગર તો મૂર્ખ પતિને ચ્હાવું—તેના ચરણોમાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દેવું તેનેજ સ્ત્રીજાતિનું ખરૂં મહત્વ ગણી શકાય. એવા પતિ પર અંતઃ-કરણપૂર્વક અર્થાત્ કાયા, વાચા, મનસા તેમજ કર્મણાથી પ્રેમ રાખવામાં આવતાં પત્ની એ પતિને કાળક્રમે પોતાને મનપસંદ બનાવી શકે છે.

પતિ કદરૂપો અગર તો મૂર્ખ હોય તો પણ બીજાં રૂપવાન્, ગુણવાન્ અગર તો વિશેષ બુદ્ધિવાન્ મનુષ્યો કરતાં પત્નીએ પતિનીજ વિશેષ પૂજા કરવી જોઇએ—તેના ઉપરજ સવિશેષ સ્નેહ રાખવો જોઇએ. સ્વપ્નમાં સુદ્ધાં પત્નીએ બીજા કોઇને પોતાના પતિ કરતાં શ્રેષ્ઠ સમજવો જોઇએ નહિ. પતિજ સ્ત્રીનો સર્વમય પ્રભુ છે. તે આસ્તિક હોય અગર તો નાસ્તિક હોય, સુંદર હોય યા તો કદરૂપો હોય તો પણ તેનેજ તમારે સહુ કોઇથી શ્રેષ્ઠ સમજવો જોઇએ. જો ભ્રમથી પણ તમે પતિના કરતાં અન્યને શ્રેષ્ઠ સમજશો તો તમારી અધોગતિ થયા સિવાય રહેશે નહિ. હિંદુશાસ્ત્ર અનુસાર સતી નારીએ ક્ષણ માત્રને માટે પણ પરપુરૂષને પોતાના પતિ કરતાં શ્રેષ્ઠ સમજવો જોઇએ નહિ.

સતીત્વ એ હિંદુ નારીઓને માટે પણ મહા દુર્લભ રત્ન છે! સતીત્વ સતી સ્ત્રીને પ્રાણ કરતાં પણ સવિશેષ પ્રિય હોય-છે. માત્ર પરપુરૂષનો વિચાર યા તો કામના નહિ કરવાથી સ્ત્રીને સતી ગણી શકાતી નથી. સતી સ્ત્રીઓએ પતિની ઇચ્છા વિરૂદ્ધ કોઈ પણ પ્રકારનું વર્તન ચલાવવું જોઇએ નહિ. તેમણે હમ્મે-

શાં એ તરફજ લક્ષ્ય આપવું જોઇએ કે, પતિ તેમનું કેવું વર્તન જોવાથી પ્રસન્ન થાય તેમ છે.

એવી અનેક સ્ત્રીઓ જોવામાં આવે છે કે, જેઓ સામાન્ય કારણુને લીધે પતિના મનને દુઃખ દે છે. તેઓ વિચાર સુદ્ધાં કરી જોતી નથી કે, શું કરવાથી અગર તો કેવા વ્યવહારથી પતિ પ્રસન્ન થશે. કેટલીક વખત તેઓ સ્વામીને પ્રસન્ન કરવાની કળા જાણુતી હોય છે તો પણુ તે પ્રત્યે દુર્લક્ષ્ય કરે છે. તેઓ એમ વિચારે છે કે, "આવી નજીવી વાત તરફ લક્ષ્ય આપવાની શી જરૂર છે?" આમ વિચારી તેઓ પતિદેવતા નારાજ થાય એવો વ્યવહાર ચલાવે છે; પરંતુ આ મ્હોટો અન્યાય છે. સ્ત્રીએ કદાપિ પતિ નારાજ થાય એવું કાર્ય કરવાનો વિચાર સુદ્ધાં કરવો જોઇએ નહિ. કેટલીક વખત આવાં નજીવાં કારણોને લીધેજ પતિ પત્નીનાં મન ઉંચા થાય છે, આથી પ્રત્યેક્ કાર્ય કરતાં પૂર્વે તમે વિચારી જોજો કે, તમારા એ કાર્યથી તમારો પતિ પ્રસન્ન થશે કે નારાજ થશે. કેટલાક પતિઓ એવા હોય છે કે, જેઓ પોતાની પત્નીને વિશેષ વાચાળ જોવાને નારાજ હોય છે. જો એમ હોય તો એવે સ્થળે સ્ત્રીએ વાચાળ સ્વભાવને દૂર કરવો જોઇએ. કેટલાક પતિ એવા હોય છે કે, જેઓ સ્ત્રીને શરમ વગરની જોવાને ઇચ્છતા નથી. પત્નીને વિશેષ મનુષ્યોની સાથે વાતચિત કરતી જોવાને ઇચ્છતા નથી. એવે સ્થળે પતિ જો કદાચ એ માટે કાંઇ પણુ ન કહે તો પણુ સ્ત્રીએ પોતાની એ ટેવને દૂર કરવી જોઇએ. કેટલાક પતિ એવા હોય છે કે, જેઓ પોતાની સ્ત્રીને વિશેષ મનુષ્યોના સહવાસમાં આવેલી જોવાને ઇચ્છતા નથી. એવે સ્થળે સ્ત્રીએ બનતા સુધી

કોઇનો સહવાસ યા તો સંબંધ રાખવો જોઇએ નહિ. હમ્મેશાં લક્ષ્યપૂર્વક જોજો કે, કોની સાથે મળતાં તમારો પતિ તમારા પર નારાજ થાય છે, તે તમને કેવો વ્યવહાર ચલાવવાનું સૂચવે છે, તમારો કેવો વ્યવહાર જોવાથી તેને આનંદ થાય તેમ છે; એ સઘળું સમજી લઈ હમ્મેશાં પતિ પ્રસન્ન રહે એવું વર્તન હસમુખે ચ્હેરે રાખજો. તેથી પતિ પર કંટાળશો નહિ યા તો તેના તરફ વિરક્તિ રાખશો નહિ. પતિના કાર્યમાં વિરક્તિ સમજવી એ સ્ત્રીજાતિને માટે મહાપાપ કરવા બરાબર છે.

સ્ત્રીએ સંકટ સમયે પતિને સાહસ અને દુઃખ સમયે સાંત્વના આપવી જોઇએ. મહત્ કાર્યમાં હમ્મેશાં પતિને ઉત્સાહિત કરવો જોઇએ. કદાપિ પોતાના સ્વાર્થને લીધે પતિની ઉન્નતિના માર્ગમાં હરકત કરવી જોઇએ નહિ. જેથી પતિનો યશ, પતિનું પુણ્ય તેમજ પતિની ઉન્નતિ વધે તેવુંજ વર્તન પત્નીએ રાખવું જોઇએ. શાસ્ત્ર અનુસાર સ્ત્રી તેના પતિની અર્ધાંગના તેમજ સહધર્મિણી છે. તે સ્વામીના સુખ-દુઃખ તેમજ પાપ-પુણ્યના અડધા ભાગની અધિકારિણી છે. માટે હમ્મેશાં પોતાના પતિને સુખમાં રાખવાનોજ યત્ન કરજો. પતિની નિરંતર ધર્મ કર્મમાં મતિ રહે એવો પ્રયત્ન કરજો.

રીસ ચઢાવીને પત્નીએ કદિ પતિના મનને દુઃખી કરવું જોઇએ નહિ. જો તમે નિઃસ્વાર્થ ભાવથી પતિને ચ્હાતાં શીખશો તો તમે કદિ રીસે ભરાશો નહિ, અભિમાન તમારા મનમાં ઉત્પન્ન થશેજ નહિ. પત્નીના અભિમાનથી યા તો રીસથી પતિને કેટલીક વખતે અસાધારણ દુઃખ થાય છે. મનના દુઃખથી તેઓ પોતાનું કર્ત્તવ્યકર્મ પણ ભૂલી જાય છે. સ્વામીને જેથી આવું

મનોદુઃખ થાય એવું અભિમાન કદિ કરશો નહિ.

પતિ પત્નીનો સંબંધ કેવો ગંભીર છે તે એક રીતે સમજાવવામાં આવ્યું. જે ઠેકાણે આવો ગુરૂતર સંબંધ છે ત્યાં હસવા ખેલવાનો ભાવ લાવશો નહિ. અનેક સ્ત્રીઓ પોતાના ભાઈની પાસે, પિતાની પાસે, માતાની પાસે અગર તો બીજાં સગાં વ્હાલાંની પાસે પતિની નિન્દા કરે છે. કોઇ કોઈ સ્ત્રી તો પોતાના પતિ કરતાં બીજાં આવાં સગાંવ્હાલાં પ્રત્યે વિશેષ પક્ષપાત દર્શાવે છે. એવી સ્ત્રીના મુખનું દર્શન કરવામાં પણ મહાપાપ છે. એવી સ્ત્રીનો સંબંધ જલદીથી છોડી દેવો જોઇએ.

આજકાલની નવયુવતીઓમાં કોણ કેવી રીતે પતિનો પ્રેમ પ્રાપ્ત કરે છે, કોનો પતિ કોની સાથે કેવી રીતે વાર્ત્તાલાપ કરે-છે, અમુક, અમુકના ઉપર કેવા પ્રકારના પત્રો લખે છે, એવાજ વિષયોની ચર્ચા ચાલે છે. આથી કેટલીક વખતે ઘણું અનિષ્ટ થાય છે. તેમની આવી ચર્ચાથી પતિ પત્નીનો સંબંધ અનેક વખતે તદ્દન સામાન્ય થઈ જાય છે. આ સિવાય કેટલીક વખતે એમ પણ જોવામાં આવે છે કે, કેટલાક પતિઓ તેમની હકીકત બહાર પ્રક.શિત થાય એમ ઇચ્છતા નથી. એવે સ્થળે જો તમે ઉપર જણાવ્યા પ્રમાણે ચર્ચા કરો તો તે એક ગેરવ્યાજબી કાર્ય કરેલુંજ ગણી શકાય. પતિ પત્નીના પ્રેમની વિનિમય કથા કાંઇ બીજાં માણસોની ઉપભોગ્ય સામગ્રી નથી. એ તો અતિ પવિત્ર ગુપ્ત પ્રેમ–સામગ્રી છે. જનસમાજમાં એને પ્રદર્શિત કરવાથી એની મર્યાદા રહેશે નહિ.

નિરંતર પ્રત્યેક્ કાર્યમાં, પ્રત્યેક્ સ્થિતિમાં પતિના ચરણોમાં પ્રગાઢ ભક્તિ રાખીને અગ્રેસર થજો.

## સાસુ સસરા પ્રત્યેનું કર્ત્તવ્ય.

આજકાલ સાસુ સસરાની પ્રત્યે સ્ત્રીજાતિની ભક્તિનું આકર્ષણ અનેકાંશે શિથિલ થઈ ગયું છે. આથી કરીને અનેક અનર્થ થાય છે. જે બાલિકા પતિને ત્યાં જતાંજ ગૃહિણી—ઘરની માલિક થઈ બેસવાને માટે વ્યાકુળ બની જાય-છે તેના જેવી મૂર્ખ બાલિકા બીજી એક પણ નથી. ઘરસંસારનું રક્ષણ કરવું એ કાંઈ સામાન્ય કાર્ય નથી. અનેક વિજ્ઞ પુરૂષોએ રાજ્ય ચલાવવાના ભારને તેમજ ઘરસંસાર ચલાવવાના ભારને સરખો ગણ્યો છે. આ વાત ખરી છે. આવી સ્થિતિમાં સંસારને સમજ્યા વિના—અનુભવ્યા વિના ગૃહિણી બની ગૃહ-રાજ્ય ચલાવવાની ઇચ્છા કરવી એ એક પ્રકારની મૂર્ખતા નહિ તો બીજું શું છે? શરૂઆતમાં તો નવવધૂએ અનુભવી સાસુના ઉપદેશ પ્રમાણે વર્તવુંજ ડહાપણ ભરેલું અને હિતકર્ત્તા છે. સદ્‌ગુણી નવવધૂ તો સાસુના ઉપદેશ અનુસારજ વર્તે છે. જેમના નશીબમાં સાસુ સસરાનું સુખ લખેલું નથી હોતું તેઓ ઘણી દુર્ભાગ્યવતી છે. પ્રચંડ વેગવતી સરિતામાં માછીની સહાયતા વગર પ્રવાસ કરનાર નૌકારોહીની માફક સંસારમાં પણ તેમને અનેક સંકટો વેઠવાં પડે છે. હવે પોતાના સદ્‌ભાગ્યે આવાં સાસુસસરાની પ્રાપ્તિ થયા છતાં જે હિન્દુ કુલલક્ષ્મીઓ તેમના ઉપદેશ પ્રમાણે વર્તતી નથી તેમને પણ ઘણી દુર્ભાગ્ય-વતીજ સમજવી જોઈએ. તેમની ગણના મૂર્ખ સ્ત્રીઓમાંજ થાય-છે. તેઓ પોતાના બુદ્ધિદોષથી પોતાની જાતને દુઃખી કરે છે. જે મ્હોટી જવાબદારીનો ભાર સ્વીકારતાં પગલે પગલે વ્યાકુળ

બની જવું પડે છે તે ભાર સાસુ સસરાને શિરેજ રાખી નિશ્ચિંત મને તેમના સ્નેહની છાયામાં વાસ કરવો એના જેવી સુખની સામગ્રી બીજી કયી છે? સાસુ સસરો કદિ, કારણ વિના નવવધૂ ઉપર દ્વેષ રાખતાં નથી. તમે જો બુદ્ધિમતી થાઓ, નમ્ર અને વિનયી થાઓ તથા શ્રદ્ધાવતી થાઓ તો પછી તમારાં સાસુ સસરો તમારા ઉપર નારાજ શા માટે રહે? સ્નેહથી જંગલનાં પશુપ્રાણિઓ પણ વશ થાય છે, ત્યારે મનુષ્ય—માત્ર મનુષ્યજ નહિ પરંતુ તમારાં નજીકનાં સગાં—તમારા પતિનું નિરંતર કલ્યાણ ઈચ્છિનારાં—તમારા સ્નેહને વશ કેમ ન થાય? વળી એ વાત પણ ખરી છે કે, સઘળાં માણસો સમાન હોતાં નથી. કોઈનાં સાસુ સસરો વાસ્તવિક રીતે ક્રૂર સ્વભાવનાં પણ હોય છે; પરંતુ તેથી શું પોતાનાં સગાં વ્હાલાંનો તિરસ્કાર થાય ખરો કે? તમારાં માતાપિતા યા તો બાળબચ્ચાં જો એવાં હોય છે તો તમે તેમની માયાને દૂર કરી શકતાં નથી; પરંતુ તમારાં સાસુ સસરો એક અપ્રિય કાર્ય કરે છે યા તો અપ્રિય વચન ઉચ્ચારે છે તો તમારો મિજાજ ઘણો ગરમ થઈ જાય છે! આમ કરવું તમને ઉચિત છે કે? તમારાં સાસુસસરાની તો તમારે એકાગ્રતાથી ભક્તિ તેમજ સેવા કરવી જોઈએ. હિંદુશાસ્ત્રોમાં દર્શાવ્યા પ્રમાણે માબાપ કરતાં સાસુ સસરો વિશેષ પૂજનીય છે. કેમકે તેઓ, તમે જેને તમારા જીવ કરતાં પણ વિશેષ ગણો છો એ પતિનાં માતાપિતા છે. જો તમે સાસુ સસરાની બરાબર ભક્તિ પૂજા ન કરો તો તમે તમારા પતિ પ્રત્યેની ભક્તિશ્રદ્ધામાં ઓછાપણું રાખ્યું છે એમજ કહી શકાય. આથી પ્રત્યેક્ કુલલક્ષ્મીએ સાસુ સસરા પ્રત્યે ભક્તિ રાખવી જો-

ઇએ. જેમનામાં એ ભક્તિ નથી તેઓ સાધ્વી સ્ત્રીઓ નથી. પતિપ્રેમ નામનો જે એક પદાર્થ છે તેને તેઓ સ્વાર્થમુગ્ધ પ્રેમનો અસ્થાયી ભાવ સમજે છે. સ્વાર્થની સાથે સાથેજ તે દેખા દે-છે, અને સ્વાર્થ દૂર થતાં તેનો લય થાય છે. નહિ તો તેઓ પોતાના એકમાત્ર દેવતા સમાન પતિની ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમના પાત્રને ભક્તિ, શ્રદ્ધા અને સ્નેહની દૃષ્ટિથી જોઈ શકતી કેમ નથી?

આવા પ્રકારની નિઃસ્વાર્થ ભાવનાને દૂર રાખી સ્વાર્થભાવ-નાથી જોવા જઇએ તો પણ સ્ત્રીજાતિને સાસુ સસરાની સંસારમાં કેટલી જરૂર છે એ સમજી શકાશે. જગદીશ્વરે જે દાન વગર માગ્યે આપ્યું છે એવાં સ્નેહાળ સાસુ સસરાની વગર માગ્યે મળતી સહાયતાનો કોઇ બુદ્ધિમતી રમણી ત્યાગ કરે ખરી કે? માટે ગૃહિણી થવાના લોભથી મુગ્ધ બનીને કદિ એવાં દેવદુર્લભ ઉપકારી માણસોની સહાયતાનો તિરસ્કાર કરશો નહિ. જેથી નિરંતર તેમની પ્રીતિ પ્રાપ્ત કરીને તેમની આશ્રયછાયામાં રહી શકો એવો પ્રયત્ન કરજો. જો નિરંતર તેમના પ્રત્યે ભક્તિ રાખશો, પ્રીતિ રાખશો તો તેઓ ક્રૂર પ્રકૃતિનાં હશે તો પણ તમારા પ્રેમને વશ થઇને રહેશે. તેમના કોઈ પણ વચનનો કદિ ઉંધો અર્થ કરશો નહિ. કદાચ કોઈ સમયે તેઓ તમારો તિરસ્કાર કરે તો તમે એમજ સમજજો કે, તમારા કલ્યાણને માટેજ તેઓ તેમ કરે-છે. તેમના અંતરમાં તમારૂં કલ્યાણ કરવાના વિચારોજ નિરં-તર ઘોળાયા કરે છે. એ હેતુ તમે સમજી શકતાં નથી તેથીજ તમને એમ લાગે છે કે, તેઓ તમારો તિરસ્કાર કરે છે. આથી તમારે તેમના ઉપર કદિ ક્રોધ કરવો જોઇએ નહિ.

માણુસ જેમ જેમ વૃદ્ધ થતું જાય છે તેમ તેમ તેની બુદ્ધિ યા તો વિચારશક્તિ પ્રખર રહેતી નથી. એવી સ્થિતિમાં તેનાથી કદાચ કોઈ ભૂલ થઇ જવાનો સંભવ રહે છે. એવી ભૂલને તમારે ભૂલ સમજવી જોઇએ નહિ. તમારાં સાસુ સસરાની એવી અશક્ત સ્થિતિમાં જો તમે તેમની ભૂલચુક સહન ન કરો, તેમની સેવા ચાકરી ન કરો, ભક્તિશ્રદ્ધા ન કરો તો બીજું કોણ કરે ? તમારાં બાળબચ્ચાંની વાતનો વિચાર કરી જુઓ ! આટલી મહેનતથી, દયામાયાથી તેમનું હમણાં તમે પ્રતિપાલન કરો છો. તેમનું પ્રતિપાલન હમ્મેશાં કાંઈ આવી રીતે કરવું પડશે ? વૃદ્ધાવસ્થામાં તેમની હવે તેવી સેવા ચાકરી નહિ કરી શકો તેથી શું તમે તેમની તરફથી સ્નેહ, શ્રદ્ધા અને ભક્તિ મેળવવાની આશા નહિ રાખો ? એવે સમયે જો કોઈ પુત્રવધૂ આવીને તમારી એ આશાને નિરાશામાં ફેરવી નાખે તો તેથી તમને કેટલું દુઃખ થાય ? તમારા મનની સ્થિતિ કેવી થાય ? દરેક વખતે આ વાત લક્ષ્યમાં રાખી સાસુ સસરા પ્રત્યે યોગ્ય વ્યવહાર રાખજો.

સ્ત્રીજાતિની પતિભક્તિ, અનેક સમયે સાસુ સસરાની સેવા ચાકરીમાંથી માલૂમ પડી આવે છે. પતિ યુવક તેમજ સશક્ત હોવાથી તેને સકળ સમયે પત્નીની સેવા ચાકરીની જરૂર રહેતી નથી; પરંતુ સાસુ સસરાને તેમની વૃદ્ધાવસ્થાને લીધે પુત્રવધૂની સહાયતાની જરૂર રહે છે. આવે સ્થળે સાધ્વી સ્ત્રીનું અપૂર્વ પાતિવ્રત્ય સાસુ સસરાની સેવામાંજ પ્રકાશિત થાય છે.

પુત્રવધૂએ હમ્મેશાં સાસુ સસરાની સેવા કરવાનો, તથા તેમની પ્રીતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. અનેક પુત્રો માતા-

પિતાનું કહેવું માનતા નથી. એવે સ્થળે પુત્રવધૂએ પતિને માતાપિતા પ્રત્યેના તેના કર્ત્તવ્યનો યોગ્ય ઉપદેશ આપવો જોઇએ. આજકાલ અનેક સ્વેચ્છાચારી યુવકો લાડી વાડી ને ગાડીના તાનમાં ગુલતાન બની માબાપને કાંઇ હિસાબમાંજ ગણતા નથી. આ ઘણીજ ખેદજનક વાત છે. જે સ્ત્રીની ખરી સાધ્વી થવાની ઈચ્છા હોય તેણે નિરંતર પતિની સાથે સાસુ સસરાની સેવા-શુશ્રુષા કરવી જોઇએ. તમારી સેવા ચાકરીથી તેમને જેટલો આનંદ થશે તેટલો આનંદ બીજા કોઈની સેવા ચાકરીથી કાળાંતરે નહિ થાય.

તમે જ્યારે જે કાર્ય કરો તે કાર્ય તમારાં સાસુ સસરાને પૂછીનેજ કરજો. ગૃહકાર્ય કરવામાં તમે કુશળ હો તો પણ તેમની સલાહ લીધા સિવાય કોઈ પણ કાર્ય કરશો નહિ. જો કદાચ તેમની કાંઈ ભૂલ થયેલી તમારા જાણવામાં આવે તો નમ્રતાથી તે દર્શાવજો; પરંતુ એ માટે કદાપિ તેમની સાથે વિતંડાવાદ કરશો નહિ. તેઓ આગ્રહ કરે તો ન્યાય અન્યાય-નો વિચાર નહિ કરતાં તેમની આજ્ઞા પાળજો. હમ્મેશાં તેમના મનનો ભાવ સમજી જઇને ઉત્સાહથી તેમની સેવા ચાકરી કરજો. શરમને લીધે, તમારા ઉપરના સ્નેહને લીધે અગર તો બીજા કોઈ કારણને લીધે તેઓ કદાચ તમારા શિર ઉપર સકળ કાર્યોનો ભાર મૂકશે નહિ. એવે સમયે તમારી બુદ્ધિથી તમે તેમનો ભાવ સમજી જઇને તે પ્રમાણે કાર્ય કરવાનો યત્ન કરજો. કદાપિ તેમના ઉપર કોઈ પણ જાતના પ્રાધાન્યનો ભાવ લાવશો નહિ. 'સાસુ સસરો દરિદ્ર હોય તો, તમને બે રૂપિયા ખરચવાના મળે તેમ હોય તો પણ ખરચશો નહિ. નવવધૂ

પોતાના પિયરના પૈસા સાસરે લાવી ખરચે છે તો તેથી કદાચ દરિદ્ર સાસુ સસરાનું મન દુઃખાય છે—કદાચ તેમના પોતાના માનને આઘાત લાગે છે. એવે સ્થળે બુદ્ધિમતી સ્ત્રીએ પોતાની પાસેના પૈસા પતિને આપી દેવા જોઇએ. પતિ એ પૈસાથી માતાપિતાના તેમજ કુટુંબના અભાવને દૂર કરશે.

સાસુ સસરાને ભોજન કરાવ્યા સિવાય સ્ત્રીએ જમવું જોઇએ નહિ. તેમનાં સઘળાં કાર્યો કરી પરવાર્યા પછીથીજ સ્ત્રીએ જમવું જોઇએ.

આમ કરવાથી ગમે એવાં કઠોર હૃદયનાં સાસુ સસરો પણ પુત્રવધૂના સ્નેહને વશ થયા સિવાય રહેશે નહિ.

## કુટુંબનાં બીજાં માણસો પ્રત્યેનું કર્ત્તવ્ય.

સ્વામી અને સાસુ સસરા પછી જેઠ, દિયર, જેઠાણી, દેરાણી અને નણંદ વગેરે સ્ત્રીજાતિનાં નિકટનાં સગાં છે. તેમના પ્રત્યે પણ હિંદુ કુલલક્ષ્મીઓનું ગંભીર કર્ત્તવ્ય છે. તેમના પ્રત્યે પણ યોગ્ય સન્માન અને સ્નેહમમતા દર્શાવવાની જરૂર છે. જ્યારે કુલવધૂ પહેલ વહેલી સાસરે આવે છે ત્યારે આ સઘળાં માણસોથી તે અપરિચિત હોય છે. એવે પ્રસંગે કુલવધૂએ વિશેષ ચતુરાઈથી તેમની સ્નેહમમતા મેળવવી જોઇએ. પછીથી ધીમે ધીમે તેમને પોતાનાં પરમ આત્મીય કરી લેવાથી સંસાર સ્વર્ગ–સદન જેવો બની જાય છે.

## જેઠ પ્રત્યેનું કર્ત્તવ્ય.

જેઠ પણ સ્ત્રીજાતિને માટે વિશેષ ભક્તિનું પાત્ર છે. શાસ્ત્રકારોએ સ્રીઓને સાસુ સસરા કરતાં પણ જેઠ પ્રત્યે વિશેષ ભક્તિમતી થવાનો ઉપદેશ આપ્યો છે. તેનું કારણ એ છે કે, જેઓ વૃદ્ધ છે. માબાપ જેવાં છે તેમની પાસે ક્વચિત્ દોષ થાય છે તો પણ ક્ષમા મેળવી શકાય છે; પરંતુ પોતાની ઉંમરનાં યુવાન્ માણસોને—સગાં વ્હાલાંને કોઈ પણ કારણથી દુઃખ દેવામાં આવે છે તો તેનું પરિણામ ઘણું અમંગલજનક આવે છે. જેઠના સમજવામાં જો કદાચ એમ આવે છે કે, બંધુપત્ની પોતાનો તિરસ્કાર કરે છે તો તેના મનમાં સ્વાભાવિક રીતે અભિમાન ઉપજે છે; પરંતુ પિતૃસ્થાનીય સગાં વ્હાલાં, વહુના ઉપર પોતાની કન્યાના જેટલો પ્રેમ રાખતાં હોવાથી એવે સ્થળે તેઓ પોતાનું અપમાન થયું સમજતાં નથી. આથીજ સાસુ સસરા કરતાં પણ જેઠ પાસે સ્રીએ વિશેષ સાવધાનતાથી તેમજ બુદ્ધિપૂર્વક વર્તવાની જરૂર છે.

જેઠની પાસે સામાન્ય અપરાધ, સાધારણ નિર્લજતા યા તો ચપળતા પ્રકાશ કરશો નહિ. નિરંતર તેના પ્રત્યે તમારાં કાર્યોથી તમે ગાઢ ભક્તિ દર્શાવજો. કોઈ પણ વખતે તેની સાથે ઉંચે શબ્દે બોલશો નહિ. સાસુ સસરાની જેવી રીતે અતિ યત્નથી સેવા ચાકરી કરો તેવી જેઠની પણ કરજો અને હમ્મેશાં તેના ઉપદેશ પ્રમાણે વર્ત્તજો.

## દિયર પ્રત્યેનું કર્ત્તવ્ય.

દિયરને તમે તમારા ન્હાના ભાઈની માફક જાણજો. જો તેનામાં અને તમારા ભાઈમાં અંતર સમજશો તો પછી તમે તમારા પતિને પોતાના કેવી રીતે કરી શકશો? જે દિવસે તમે એમ જુઓ કે, તમારા ભાઈ અને દિયર તમારા મનમાં સમાન થયા છે—એક થયા છે તે દિવસેજ તમે તમારા પતિના હૃદયને તમારૂં હૃદય માન્યું છે એમ સમજજો. નહિ તો પ્રેમપત્રોમાં તમે તમારા પતિને તમારૂં અર્ધાંગ માનો તેથી શું થયું? તમે તમારા ભાઈ પ્રત્યે જેવા પ્રેમથી જુઓ તેવાજ પ્રેમથી દિયરને પણ જોજો. તમારા બંધુની જેવી સેવાશુશ્રુષા કરો તેવીજ તેની પણ કરજો.

## દેરાણી, જેઠાણી, તેમજ નણંદ પ્રત્યેનું કર્ત્તવ્ય.

જેઠાણીઓ તેમજ મ્હોટી નણંદોને તમારે તમારી મ્હોટી બ્હેનો અને દેરાણીઓને તથા ન્હાની નણંદોને ન્હાની બ્હેનો સમાન સમજવી જોઇએ. અનેક વખતે તેમની સાથે વહુઓનો ઘણો દ્વેષ જોવામાં આવે છે. તેઓજ એવા દ્વેષને ઉત્પન્ન કરે છે. હિંદુ કુલ–લક્ષ્મીઓએ આ માટે શરમાવાની જરૂર છે. કદાચ નણંદો તેમજ જેઠાણીઓ તમારી પ્રત્યે ખોટો વ્યવહાર ચલાવે, તેઓ તમારી ઈર્ષ્યા કરે તો પણ તમારે તો યત્નપૂર્વક તેમની સેવા ચાકરી કરવી જોઇએ. એમ કરવાથી તમે સહેલાઈથી તેમના દ્વેષભાવને દૂર કરી તેમને વશીભૂત કરી શકશો. આ સ્વાભા-

વિક રીત છે માટે તેમના અસંખ્ય દોષો હોય તો પણ વહુએ કદાપિ તેમની સાથે વિવાદ કરવો જોઇએ નહિ અગર તો તેમના પ્રત્યે અસંતોષ દર્શાવવો જોઇએ નહિ. તેમની સાથે હમ્મેશાં પોતાની બ્હેનના જેટલો પ્રેમ રાખવો જોઇએ.

---

## દાસ, દાસી વગેરે પ્રત્યેનું કર્ત્તવ્ય.

"સગાં વ્હાલાં પ્રત્યેનું કર્ત્તવ્ય" ના ઉલ્લેખ પછી દાસ દાસી, અતિથિ અભ્યાગત તથા બીજાં સગાં વ્હાલાં પ્રત્યે કેવો વ્યવહાર ચલાવવો ઉચિત છે તેની થોડી ઘણી હકીકત કહીશું. પાસેનાં સગાં વ્હાલાંને સહેલાઇથી વશ કરી શકાય છે; પરંતુ જેમની સાથે વિશેષ દૂરનો સંબંધ હોય છે તેમને સંતોષ આપવાનું કામ ઘણું કઠિન છે. આથી તેમના પ્રત્યેના વ્યવહારમાં વિશેષ સાવચેત રહેવાની જરૂર છે. દાસ દાસીઓ બીજાંનાં સંતાનો હોય છે, તેમાં પણ તેઓ અજ્ઞાન્ હોય છે. આવી સ્થિતિમાં તેમને વશ કરવાને માટે વિશેષ સ્નેહ, આદર, અને યત્ન દેખાડવાની જરૂર છે. દાસ દાસીઓ જો વશ નથી કરી શકાતાં તો ગૃહસંસારની ખરાબી થાય છે. આથી તેમને વશ કરવાની સહુથી પ્રથમ જરૂર છે. તેમને હમ્મેશાં ધ્યાનથી ભોજન કરાવવું જોઇએ, કામ કરવાની આજ્ઞા પ્રેમપૂર્વક કરવી જોઇએ. તેમના પ્રત્યે તેઓ તમારા ઘરનાંજ માણસો હોય એવો ભાવ દર્શાવવો જોઇએ, તથા તેઓ પારકાં છે એમ ન માનવું જોઇએ. જ્યાં સુધી તમે આમ નહિ કરો ત્યાં સુધી તમારા ઘરસંસાર ઉપર તેમને માયા ઉપજશે નહિ. અમારૂં કહેવાનું એમ નથી કે તેમનો દોષ જોવામાં આવતાં તેમને શાસન ન

કરવું. અપરાધનું શાસન કર્યા સિવાય તેમના ઉપર પ્રભુત્વ રાખી શકાતું નથી; પરંતુ શાસન એવા ભાવથી કરવું જોઇએ કે, એ શાસનમાં સ્નેહમમતાનો અંશ હોય. તમે જેવી રીતે તમારાં બાલબચ્ચાંને શાસન કરો છો તેવીજ સ્નેહમમતાથી તમારે તેમને શાસન કરવું જોઇએ. આથી તમારા ગમે એવા કર્કશ વ્યવહારથી પણ તેમનું મન દુભાશે નહિ.

આલોક તેમજ પરલોકને માટે અતિથિ અભ્યાગતની સેવા કરવાની પણ ઘણીજ જરૂર છે. આ સેવા સ્ત્રીજાતિનો એક ગુણ છે એમ અમે આગળ જણાવી ગયા છીએ. આ ગુણનો ઉપયોગ કર્યાથી અપાર પુણ્યની પ્રાપ્તિ થાય છે. માત્ર એટલુંજ નહિ; પરંતુ જનસમાજમાં સુખ્યાતિ મેળવવાને માટે પણ અતિથિ અભ્યાગતોની સેવા કરવાની જરૂર છે. અતિથિ અભ્યાગતો જો સેવાથી સંતુષ્ટ થાય છે તો તેઓ પોતાની સેવા કરનારની સર્વત્ર પ્રશંસા કરે છે. આથી એવી સેવા કરનારનો યશ સર્વત્ર ફેલાય છે, અને તેથી અસંખ્ય માણસોની ભક્તિ અને સ્નેહ તેના પ્રત્યે આકર્ષાય છે.

દૂરનાં સગાં હમ્મેશાં કોઇની પાસે જતાં આવતાં નથી. કોઇ ખાસ પ્રસંગેજ તેઓ પોતાના સગાને ત્યાં આવે છે. એ સમયે તેઓ પોતાના પ્રત્યે પોતનાં સગા વ્હલાંના વ્યવહારને મનમાંને મનમાં સમજી લઇને ચાલ્યાં જાય છે. આવા પ્રસંગોએ તેમના પ્રત્યે વ્યવહાર ચલાવવામાં વિશેષ સાવધાનતા રાખવાની જરૂર છે. જો ટૂંક સમયમાં જે કોઇ પોતાને ત્યાં આવેલાં સગાં વ્હાલાંઓ પ્રત્યે ખોટો વ્યવહાર ચલાવે છે તેઓ પોતાના થોડા સમયના કાર્યને માટે પોતાના શિરે જીવનપર્યંતનું મ્હોટું કલંક

બેસાડે છે. આથી ઘેર કોઇ સગું વ્હાલું આવે તો તેનું મન આનંદિત કરવું જોઇએ.

કોઇ નિરાધાર માણસને પોતાના દુર્ભાગ્યને યા તો દરિદ્રતાને લીધે નિરૂપાયે સગા વ્હાલાને ત્યાં રહેવું પડે છે. આવા પ્રસંગે તેને કેટલીક વખત પોતાનાં સગાં વ્હાલાંનો તિરસ્કાર વેઠવો પડે છે. આ ઘણું નિષ્ઠુર કાર્ય છે. પોતાના કમનશીબેજ તેઓ બીજાના આશ્રયમાં જઇને રહે છે, અને તે ઉપરાંત જો તેમનો તિરસ્કાર કરવામાં આવે તો તેમને કેટલું બધું દુઃખ થાય તેની કલ્પના કરી શકાય તેમ નથી. આવી સ્થિતિમાં તેમના પ્રત્યે હૃદયશૂન્ય થવામાં મહાપાપ છે! એવી રીતે કોઇને દુઃખ દેવું એ મ્હોટો અધર્મ કરવા બરાબર છે. જેઓ એવું અધર્મી કાર્ય કરે છે તેના પર ઈશ્વર નારાજ થાય છે. સહુએ એમ યાદ રાખવું જોઇએ કે, ઈશ્વર નારાજ થતાં તેમની પણ ભવિષ્યમાં એવી શોચનીય સ્થિતિ થાય છે.

---

## દૈનિક ગૃહકાર્ય.

**સ્ત્રીઓની જવાબદારીઃ**—પુરૂષોનું કર્ત્તવ્ય ઘરની બ્હાર હોય અને સ્ત્રીઓનું ઘરમાં હોય છે, એમ અમે જણાવી ગયા છીએ; પરંતુ આ ઉપરથી કોઈ સ્ત્રીએ એમ નથી સમજવાનું કે, તેમને ઘરમાં જે કર્ત્તવ્ય બજાવવાનું છે તે સાધારણ છે. પૂર્ણ વિચાર કરી જોશો તો માલૂમ પડશે કે, મનુષ્યનું ગૃહજ માત્ર તેનું એક શાન્તિનું સ્થાન છે.

જો આ ગૃહ સુવ્યવસ્થિત હોય છે તો મનુષ્ય પોતાનાં સઘળાં દુઃખોને ભૂલી જઇ શાન્તિ મેળવી શકે છે. જો ઘરમાં શાન્તિ નથી હોતી તો પછી મનુષ્ય આખા જગત્‌માં પૂજ્ય હોય, માન પામતો હોય તો પણ તેના દુઃખનો પાર રહેતો નથી. આથી સ્ત્રીઓએ પોતાના ગૃહરાજ્યને સુવ્યવસ્થિત કરવાના પ્રયત્નો લક્ષ્યપૂર્વક કરવા જોઇએ.

**પ્રાતઃકૃત્યઃ**—હમ્મેશાં પ્રભાતકાળે અર્થાત સૂર્યોદય થતા પહેલાં જાગ્રત થઈ ઇશ્વરના નામનું સ્મરણ કરવું. પછીથી પતિના પગની ધૂળ મસ્તક પર ચઢાવી શયનમંદિરની બ્હાર નીકળી કામકાજ કરવા મંડી જવું.

કુટુંબનાં બીજાં માણસો જાગી ઉઠે તે પહેલાંજ ઘર, ચોક, ઓટલો વગેરે સાફસુફ કરી નાખવું જોઇએ. જો દાસદાસીઓ હોય તો આ કાર્યમાં તેમની સહાયતા લેવાને વાંધો નથી.

**રસોઈઃ**—સ્ત્રી જાતિનું મુખ્ય કર્ત્તવ્ય રસોઇ બનાવવાનું છે. રસોઇ કરી પતિ, પુત્ર, સાસુ સસરા વગેરેને તૃપ્ત કરવા જેવું કાર્ય સ્ત્રીજાતિને માટે બીજું એક પણ નથી. આજકાલ અનેક ગૃહિણીઓ પોતાના આળસુ તેમજ વિલાસી સ્વભાવને લીધે પોતે રસોઇ નહિ બનાવતાં રસોઇયા યા તો રસોઇયણ પાસે રસોઈ તૈયાર કરાવે છે. આવી સ્ત્રીઓના જીવનને ધિક્કાર છે. ગમે એવી શ્રીમંત સ્ત્રીએ પણ પોતે તદ્દન અશક્ત થઇ ગયા સિવાય કદિ આમ કરવું જોઇએ નહિ. તમારા હાથની બનાવેલી રસોઇ જમીને તમારાં સગાં સંબંધીઓ જેવી તૃપ્તિ તેમજ જેવો આનંદ અનુભવી શકશે તેવી તૃપ્તિ અને તેવો આનંદ નોકરની રસોઈ

જમ્યાથી તેમને કદિ થશે નહિ; આ વાત નિરંતર સ્મરણમાં રાખવી જોઇએ.

હમ્મેશાં નિયમિત સમયે રસોઈ તૈયાર કરી સહુને ભોજન કરાવવા તરફ પ્રત્યેક કુલ-લક્ષ્મીએ પૂર્ણ લક્ષ્ય રાખવું જોઇએ. રસોઈ પીરસવાનાં વાસણો ઘણાં સ્વચ્છ રાખવાં; કેમકે અસ્વચ્છ વાસણોમાં ઉત્તમ પદાર્થો જમવામાં આવે છે તો પણ તેથી કદિ સંતોષ ઉપજતો નથી.

કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે, જેઓ સારી સારી દ્રવ્ય-સામગ્રી મળે છે ત્યારેજ ઉત્તમ રસોઈ બનાવી શકે છે; નહિ તો તેઓ રસોઈ બનાવવા પ્રત્યે વિશેષ લક્ષ્ય આપતી નથી. હરેક પ્રકારની રસોઇ ઉત્તમ કરવામાં સ્ત્રીએ પૂર્ણ ધ્યાન આપવું જોઇએ. જે સ્ત્રીઓ સામાન્ય પદાર્થોનો ઉપયોગ કરી, ઉત્તમ રસોઈ બનાવી શકે છે તે સ્ત્રીઓજ વિશેષ ચતુર ગણાય છે.

**પાન બનાવવું:**—પ્રત્યેક સ્ત્રીને બરાબર પાન બનાવતાં આવડતું નથી. આથી અનેક પુરૂષોને અસંતોષ ઉપજે છે. માટે દરેક સ્ત્રીએ સહજ વિશેષ લક્ષ્ય આપ્યાથી તેઓ ઉત્તમ પ્રકારે પાન બનાવી શકશે.

**સ્વચ્છતા અને સુવ્યવસ્થા:**—હમ્મેશાં ઘરની સઘળી વસ્તુઓ સુવ્યવસ્થિત રાખવી જોઇએ. દરેક સ્ત્રીએ ધોબીનું ખર્ચ જેમ બને તેમ ઓછું કરવાનો યત્ન કરવો જોઇએ. પુરૂષો આવી નજીવી—સામાન્ય વાતોનું વારંવાર સ્મરણ કરી તમને ઉપદેશ આપી શકતા નથી. તમારે પોતેજ તપાસ કરવી જોઇએ કે, કયું કપડું મેલું થયું છે, કયું કપડું સ્વચ્છ કરવાની જરૂર છે તથા કયું કપડું સીવવાનું છે. તમારી આવી સાધારણ સહાયતાથી

પુરૂષોને અત્યંત તૃપ્તિ થાય છે. માત્ર એક સાબુ અને બે પૈસાના સોય દોરાથી તમે આ કાર્ય સહેલાઇથી કરી શકો તેમ છો. વળી કપડાં સ્વચ્છ રાખવાનું મુખ્ય કારણ એ છે કે, મલિન વસ્ત્રો પહેરવાથી શરીર બિમાર થવાનો સંભવ રહે છે, ચેપી રોગો હુમલો કરે એવો ભય રહે છે; માટે સ્ત્રીએ પોતનાં દરેક કાર્યમાં સ્વચ્છતા તરફ લક્ષ્ય આપવાની ઘણીજ જરૂર છે. સ્વચ્છતાથી મનુષ્ય નિરોગી રહે છે. અને નિરોગી શરીર એજ મ્હોટામાં મ્હોટું સુખ છે. કેમકેઃ

"શરીરે સુખી તો સુખી સર્વ વાતે,
શરીરે દુઃખી તો દુઃખી સર્વ વાતે."

આ વચનો પ્રત્યેકના જાણવામાં છે, હવે સુવ્યવસ્થા સંબંધી થોડી હકીકત હિંદુ બ્હેનોને જણાવવાની જરૂર છે. અવ્યવસ્થાથી અનેક સમયે ગંભીર નુકસાન ભોગવવું પડે છે. જે ઘરમાં અવ્યવસ્થા હોય છે તે ઘરમાં જોઇતી વસ્તુ જરૂરને વખતે મળી આવતી નથી. કેટલીક વખતે એમ પણ બને છે કે, ઘરમાં કોઇ બિમાર માણસને તપાસવા ડૉકટર આવેલો હોય છે, એવે સમયે પ્રિસ્ક્રિપશન લખવાને માટે કાગળ, ખડીઓ તેમજ હૉલ્ડર વગેરે લેખન સામગ્રીમાંથી કોઇ વસ્તુનો પત્તો લાગે છે તો કોઇ વસ્તુનો પત્તો લાગતો નથી. અવ્યવસ્થાથી આવી આવી અસંખ્ય અડચણો વારંવાર ભોગવવી પડે છે; માટે દરેક સ્ત્રીએ પ્રત્યેક વસ્તુ ચોક્કસ ઠેકાણે મૂકી રાખવી જોઇએ.

**લેખન વાંચન અને ભરત-ગુંથણઃ**—આજકાલ આપણા દેશમાં અભણ સ્ત્રીઓની સંખ્યા ઘણી છે, એ ઘણાજ અફસોસની વાત છે. વિદ્યાની પ્રગતિ એજ પ્રત્યેક દેશની ઉન્ન-

તિનું પ્રથમ પગથીઉં છે. આજકાલ કેટલાક અજ્ઞાની લોકો એમજ ધારે છે કે, સ્ત્રીઓને કેળવણી આપવાની કાંઇ જરૂર નથી. સ્ત્રીઓને કેળવણી આપ્યાથી તેઓ અનીતિને રસ્તે ચઢી જાય છે; પરંતુ આવી ધારણા બાંધતાં પહેલાં સ્ત્રીઓને કેવું શિક્ષણ આપવાની જરૂર છે તે વિચારવાની ખાસ જરૂર છે. સ્ત્રીઓને જો લક્ષ્યપૂર્વક ધર્મકર્મનું, ગૃહસંસારને સ્વર્ગીય બનાવવાનું, સંતાનોને કેળવવાનું તેમજ સારી રીતે ઉછેરવાનું તથા જરૂરી ઔષધોપચાર તેમજ સારવારનું શિક્ષણ આપવામાં આવે તો તેથી એ શિક્ષણનું ફળ ઘણુંજ લાભદાયક થયા સિવાય રહે નહિ. સ્ત્રીઓને આવું શિક્ષણ તેમનાં માતા પિતા તરફથી તેમજ ભવિષ્યમાં પતિ તરફથી મળવું જોઇએ, અને જે સ્ત્રીઓના ભાગ્યમાં આવી રીતે શિક્ષણ મેળવવાનું ન હોય તેમણે સારી નિશાળોમાંથી આવું શિક્ષણ મેળવવું જોઇએ. સતી સીતા, સાવિત્રી, દમયંતી, તારા, લીલાવતી, પાર્વતી, ઝાંશીની વીર રાણી, લક્ષ્મીબાઇ વગેરે આદર્શ નારીઓનાં આદર્શ ચરિત્રોનો સ્ત્રીઓએ મનનપૂર્વક અભ્યાસ કરવો જોઇએ. આથી તેમના વિચારો ઉન્નત થશે, આચારો સુધરશે અને તેને પરિણામે તેમનાં સંતાનો પણ સુયોગ્ય નિવડશે.

સ્ત્રીઓએ ભરત-ગુંથણ શિખવાની પણ ઘણી જરૂર છે; કેમકે અવકાશનો વખત લોક નિંદામાં પસાર નહિ કરતાં આવાં કાર્યોમાં પસાર કરવાથી સગાં સંબંધીઓ સંતુષ્ટ થાય છે. જે સ્ત્રીને ભરત-ગુંથણનું કામ સારી રીતે આવડતું હોય છે તે દરજી વગેરેનું ખર્ચ ઘણું ઓછું કરી શકે છે.

**દરરોજનો હિસાબઃ**—દરરોજ આખા દિવસના કામ-

કાજથી પરવારી જ્યારે સૂવા જવાનો સમય થાય ત્યારે એક વખત દિવસની આવક તથા ખર્ચનો હિસાબ કરવો જોઇએ. સંસારના ખર્ચનો હિસાબ રાખવામાં પુરૂષોને કાંઇક અડચણ પડે છે. ગૃહિણીજ ઘરમાં થયેલા ખર્ચનો હિસાબ સહેલાઇથી રાખી શકે તેમ છે. શાકનો હિસાબ, ધોબીનો હિસાબ, દૂધનો હિસાબ, તથા નોકર ચાકરના પગારનો હિસાબ ગૃહિણીએ સૂવા જતાં પહેલાં લખવો જોઇએ.

**કુટુંબની સેવા ચાકરીઃ**—કુટુંબમાં કોઇ પણ માણસ બિમાર થતાં, તથા ઘેર અતિથિ અભ્યાગત આવતાં તેમની સેવા ચાકરી કરવી એ સ્ત્રીજાતિનું મુખ્ય કર્ત્તવ્ય છે. આ સંબંધી અમે પ્રથમ કેટલોક ખુલાસો કરી ગયા છીએ; તેથી તેનો અત્રે પુનરૂલ્લેખ કરવાની જરૂર નથી.

**વ્રત ઉપવાસાદિઃ**—હિંદુ પરિવારમાં સ્ત્રીઓએ વ્રત ઉપવાસાદિને પાળવા જોઇએ. એમ કરવાથી મન પવિત્ર, શરીર નિરોગી તથા ચિત્ત સ્થિર થાય છે.

**પુસ્તક વાંચવા સંબંધીઃ**—સ્ત્રીઓએ પોતાના અવકાશને સમયે ગમે એવી ચોપડીઓ વાંચવી જોઇએ નહિ. કેટલીક ચોપડીઓ એવી હોય છે કે, જે વાંચતાં લાભને બદલે નુકસાનજ વધારે થાય છે. શ્રૃંગારિક નાટક, નૉવેલો નહિ વાંચતાં સ્ત્રીઓએ પૌરાણિક કથાઓ વાંચવી જોઇએ. આધુનિક પુસ્તકોમાં કેટલાંક પુસ્તકો સ્ત્રીઓને માટે વાંચવાં યોગ્ય છે. પોતાનાં વડિલ સગાં સંબંધીની સલાહ પૂછી એ પુસ્તકો સ્ત્રીઓએ વાંચવાં જોઇએ.

**હસ્તાક્ષર:**—પ્રત્યેક સ્ત્રીએ પોતાના હસ્તાક્ષર જેમ બને તેમ સુંદર બનાવવા જોઇએ.

**મિતવ્યય:**—હમ્મેશાં મિતવ્યયી થવું જોઇએ. જો પોતાના પતિની આવક થોડી હોય તો એ થોડી આવકમાંથી, એવી ચતુરાઇથી સંસાર ચલાવવો જોઇએ કે, જેથી દરિદ્ર પતિ દરિદ્રતાના દુ:ખનો સહજ પણ અનુભવ કરી શકે નહિ.

---

# પૌરાણિક નીતિકથાઓ.

---

## લક્ષ્મી-રૂક્મિણી સંવાદ.

એક દિવસે રૂક્મિણી દેવી લક્ષ્મીજીને મળવા સ્વર્ગમાં ગયાં હતાં. લક્ષ્મીજીએ પૂર્ણ પ્રેમથી રૂક્મિણીને પોતાની પાસે બેસાડ્યાં, તથા તેમની સાથે વિવિધ પ્રકારની વાતચિત કરવા લાગ્યાં.

અનેક પ્રકારની વાતચિત થયા પછી રૂક્મિણી દેવીએ એકાએક પૂછ્યું કે:–"બ્હેન ! તમે કયી કયી સ્ત્રીઓની પાસે હમ્મેશાં રહો છો ? કયી સ્ત્રીને તમે વિશેષ પ્રિય ગણો છો ? તથા કેવી રીતે તેઓ તમને નિરંતર પ્રિય થાય છે ?"

રૂક્મિણીનો પ્રશ્ન સાંભળી લક્ષ્મીજી હસી પડ્યાં. ત્યાર પછી તેઓ મધુર વચને કહેવા લાગ્યાં:–"ઠીક બ્હેન ! તમારા પ્રશ્નનો ઉત્તર આપું છું તે સાંભળો:—

"જે રમણીઓ પતિના પ્રત્યે અપાર પ્રેમમયી હોય છે તેઓજ મ્હને સહુના કરતાં વિશેષ પ્રિય છે. તેમનો હું એક

ક્ષણુને માટે પણુ ત્યાગ કરી શકતી નથી. હું તેમના સહવાસની હમ્મેશાં ઇચ્છા રાખું છું. સઘળા ગુણો હોવા છતાં જે રમણી પતિના ઉપર પ્રેમ રાખતી નથી તેનો હું તિરસ્કાર કરૂં છું.

"જે રમણીઓ ક્ષમાશીલ અર્થાત્ કોઈ કાંઈ અપરાધ કરે તેને ક્ષમા આપે છે તેમના ઘરમાં હું નિવાસ કરૂં છું.

"સત્યવાદિની રમણીઓ મ્હને વિશેષ પ્રિય છે. સરળતા હોયા સિવાય કોઇ મ્હને પ્રાપ્ત કરી શકતું નથી. જેઓ કુટિલ પ્રવૃત્તિ, છળના તથા ચતુરાઇ કરીને હમ્મેશાં બીજાં માણુસોને છેતરે છે તેઓ મ્હારા તિરસ્કારને પાત્ર છે. હું તેમને દર્શન સુદ્ધાં આપતી નથી.

"જે રમણીઓ પવિત્ર, સુઘડ, નિરંતર દેવદ્વિજ પ્રત્યે ભક્તિવતી, વ્રતપરાયણા તેમજ બ્રાહ્મણ તથા અતિથિઓની સેવા કરવામાં નિમગ્ન રહે છે, તેઓ ત્વરાથી મ્હને મેળવી શકે છે.

"જે રમણીઓએ ઇંદ્રિયો ઉપર જય મેળવ્યો છે, જેઓ પતિ સિવાય બીજા પુરૂષનું મ્હોં જોવાને પણ નારાજ હોય છે તેમનાજ ગૃહમાં હું અચળ રહું છું. તેઓ નિરંતર મ્હને બાંધી રાખે છે.

આમ કહ્યા પછી, થોડા સમય સુધી શાન્ત રહીને પુનઃ લક્ષ્મીજીએ કહ્યું:–"બ્હેન! તમારી પાસે મ્હેં મ્હને પ્રિય થઈ પડતી રમણીઓની વાત કહી; હવે કયી સ્રીઓ મ્હને અપ્રિય લાગે છે તેની જે હકીકત કહું તે સાંભળો.

"જેઓ હમ્મેશાં સ્વામી નારાજ થાય એવું કાર્ય કરે છે, તેમને વિવિધ પ્રકારનું દુઃખ દે છે, તેમનો તિરસ્કાર કરી નહિ કહેવાનાં વચનો કહે છે તેમનું મ્હોં સુદ્ધાં હું કદિ જોતી નથી.

"જેઓ પતિના ગૃહનો ત્યાગ કરીને બીજાના ગૃહમાં રહેવાને ઉત્સુક હોય છે, જેઓ પતિ કરતાં પણ અન્ય માણસને વિશેષ પ્રિય ગણે છે એવી રમણીઓને હું કદિ સ્પર્શ સુદ્ધાં કરતી નથી; કેમકે તેઓ અસ્પર્શ્ય છે.

"જેઓ શરમ વગરની છે, કજીઓ કરનારી છે, વાચાળ છે, જેની તેની સાથે વાતચિત કરે છે, જેમનું ચિત્ત અસ્થિર અર્થાત્ ચંચળ છે, જેમનું મ્હોં વિરક્ત રહે છે, જેમનામાં દયા માયા નથી હોતી તેમનો હું ત્યાગ કરૂં છું.

"જેઓ અસ્વચ્છ, ઉંઘણસી, આળસુ તથા ઉચ્છૃંખલ છે તેમજ કોઈ પણ કાર્ય કરતાં તેના ફળ પ્રત્યે જેમની દૃષ્ટિ નથી તેઓ કદિ મ્હને મેળવી શકતી નથી.

## સુમના-શાણ્ડિલીનો સંવાદ.

શાણ્ડિલી નામની એક રમણી કોઇ પણ પ્રકારની તપશ્ચર્યા યા તો વ્રતનું અનુષ્ઠાન કર્યા સિવાય સ્વર્ગમાં ગઇ હતી.

આવો પ્રકાર જોઇ સુમના નામની દેવબાલાએ આશ્ચર્ય પામીને તેને પૂછ્યું:-"દેવિ! કયાં સુકર્મોના પરિણામે તમે આ સ્વર્ગલોકમાં આવી શકયાં?"

શાણ્ડિલીએ ઉત્તર આપ્યો:-"દેવિ! મ્હેં મસ્તક મુડાવીને, ભગવાં વસ્ત્રો ધારણ કરીને યા તો કોઇ પણ પ્રકારની તપશ્ચર્યા કરીને સ્વર્ગ મેળવ્યું નથી. માત્ર સ્વામી-સેવાના બળથીજ હું

સ્વર્ગલોકમાં આવી શકી છું. જે સ્ત્રી મન, વાચા તેમજ કર્મથી સ્વામિ સેવા કરે છે તે જો કોઇ પણ પ્રકારનું વ્રત યા તો તપ કરતી નથી તો પણ સ્વર્ગમાં આવી શકે છે. મૃત્યુલોકમાં મ્હેં મ્હારા પતિને કેવી રીતે પ્રસન્ન કર્યા છે તે સાંભળો.

"મ્હેં મ્હારા પતિ નારાજ થાય એવાં વચનો કદિ ઉચ્ચાર્યાં નથી.

"જ્યારે મ્હારા પતિ વિદેશમાં જતા હતા ત્યારે હું ચિત્તને કાબુમાં રાખી શુદ્ધ અંતઃકરણથી તેમનું કલ્યાણ થાય એવીજ પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કર્યા કરતી હતી. હું પતિની ગેરહાજરીમાં કદિ આનંદ-વિનોદ યા તો વિલાસમાં મગ્ન થઈ નહોતી. ચોટલામાં સુગંધિત તેલ સુદ્ધાં નાખતી નહોતી.

"હું કદી બારી બારણામાં ઉભી રહેતી નહિ, તથા કોઇ પણ માણસની સાથે વિશેષ વાતચિત કરતી નહોતી.

"ખુલ્લી રીતે કે છુપી રીતે કોઇ પણ પ્રકારનું નિંદાપાત્ર યા તો અમંગલજનક કાર્ય કરવાની કદિ મ્હને ઇચ્છા થઇ નહોતી.

"હમ્મેશાં મનને કાબુમાં રાખીને, એકનિષ્ઠાથી હું દેવતા, પિતૃલોક અને બ્રાહ્મણોની પૂજા કરતી હતી. તે સિવાય મ્હેં વ્રત તથા ઉપવાસ કર્યા છે, તેમજ સાસુ સસરાની સેવા પણ કરી છે.

"સ્વામી જ્યારે વિદેશમાંથી ઘેર આવતા ત્યારે હું ભક્તિ તેમજ એકાગ્રતાથી તેમની સેવા કરતી હતી.

"સ્વામિને ન રૂચે એવું ભોજન હું કદિ ખાતી નહિ.

"પતિ જ્યાં સુધી ઉંઘી જતા નહિ ત્યાં સુધી ગમે તેવું જરૂરનું કામ હોય તો પણ હું તેમનો ત્યાગ કરતી નહિ.

“ જો પતિથી કોઇ પ્રતિજ્ઞા પાળી શકાતી નહિ તો હું વિવિધ પ્રકારનાં કડવાં વચનો કહી તેમને વિરક્ત કરતી નહિ.

“ અમારી ગુપ્તવાત હું કોઇને કદિ જણાવતી નહિ. જેઓ પતિની તેમજ ઘરની છુપી વાર્ત્તા સહુને જણાવી દેતી હતી એવી સ્ત્રીઓનો હું બિલકુલ સહવાસ રાખતી નહિ.

“ પુત્ર, કન્યા વગેરે કુટુંબી માણસોને માટે રોજ જે કાર્યો કરવાનાં હોય તે હું હમ્મેશાં પ્રભાતકાળે ઉઠી મ્હારા હાથે યા તો નોકર ચાકરના હાથે વ્યવસ્થાથી કરાવતી હતી.

“ નિત્ય ઘર તેમજ ઘરમાંની સઘળી વસ્તુઓ સ્વચ્છ રાખતી હતી. ”

## પાર્વતીએ કરેલું સ્ત્રીધર્મનું વર્ણન.

એક દિવસે દેવાદિદેવ મહાદેવે સતી પાર્વતીજીની પાસેથી સ્ત્રીધર્મનું વર્ણન સાંભળવાની ઇચ્છા કરી હતી. તેના ઉત્તરમાં પાર્વતી દેવીએ કહ્યું હતું કેઃ—“ પ્રભુ ! સ્ત્રીધર્મ હું જેટલો જાણું છું તેટલો આપને કહી સંભળાવું છુઃ—

“ પિતા માતા વગેરે આત્મીય સગાં સંબંધીઓની સંમતિ લઈ યોગ્ય પાત્ર સાથે પરણવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે.

“ પતિભક્તિજ સ્ત્રીનો સહુથી મુખ્ય ધર્મ છે. એજ તેની તપસ્યા છે, તેમનું સ્વર્ગ છે. પતિસેવા સિવાય સ્ત્રીનો બીજો ધર્મ યા તો વ્રત નથી.

“ પતિજ સ્ત્રીનો પરમ દેવતા, પરમ બંધુ અને પરમ ગતિ

છે. સ્ત્રીજાતિને માટે પતિનો પ્રેમ સ્વર્ગ કરતાં પણ શ્રેષ્ઠ છે. જે સ્ત્રી આ વાત નથી સમજતી તેના જેવી અધમ સ્ત્રી બીજી એક પણ નથી.

"હે નાથ! પતિ જો અપ્રસન્ન અર્થાત્ નારાજ રહે છે તો સાધ્વી સ્ત્રીને સ્વર્ગ મેળવવામાં પણ સુખ નથી. સ્વામીના પ્રેમનો ત્યાગ કરી તેઓ સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખતી નથી.

"પતિ દરિદ્ર હોય, રોગી હોય, વૃદ્ધ હોય, કદરૂપો હોય તથા કદાચિત શ્રાપ પામેલો હોય તો પણ તે સ્ત્રીજાતિનો દેવતા છે. તેની આજ્ઞા પ્રત્યેક્ સ્ત્રીએ પ્રસન્ન મુખે, કોઇ પણ પ્રકારના સંકોચ સિવાય પાળવી જોઇએ.

"હે દેવાદિદેવ! જે સ્ત્રીનું ચરિત્ર ઉત્તમ પ્રકારનું છે, જે સ્ત્રી પ્રિયદર્શના છે તે કદિ પતિને અપ્રિય વાત કહેતી નથી. તે હમ્મેશાં તેના પ્રત્યે સારો—નિકષ્કપટ વ્યવહાર રાખે છે. પતિનું મુખ જોઈ તે સ્વર્ગસુખ અનુભવે છે અને આહાર નિંદ્રા ભૂલી જાય છે. જે હમ્મેશાં સ્ત્રીધર્મ જાણવાને અને પાળવાને ઉત્સાહિની છે, જે પતિના વ્રતમાં અનુરક્ત છે, જે પતિનેજ પરમાત્મા સમજે છે, પતિનેજ જે પોતાનું સર્વસ્વ માને છે, પતિનું ધ્યાન ધરવામાંજ જે મગ્ન રહે છે તેજ સ્ત્રી ખરી સતી છે—તેનુંજ જીવન ધન્ય છે. હું એવી સ્ત્રીના અંતરમાં રહું છું.

"હે નાથ! જે સ્વામીની સેવા કરવામાં અને સ્વામીને વશ થઇ રહેવામાંજ વિશેષ આનંદ અનુભવે છે, સ્વામી કટુ વચન કહે યા તો ક્રોધે ભરાય તો પણ ક્રોધે નહિ ભરાતાં તેમની પ્રીતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, જે પરપુરૂષનું મ્હોં સુદ્ધાં જોતી નથી, સ્વામી દરિદ્ર, રોગી, અપંગ યા તો દુઃખી હોવા

છતાં મનસા, વાચા ને કર્મણાથી તેની સેવા કરે છે, જે કાર્ય કરવામાં ચતુર, પુત્રવતી અને નિરંતર પતિ પરાયણા છે, જે વિષય, કામના, ઐશ્વર્ય, તથા સુખ વિલાસનો ત્યાગ કરી માત્ર સ્વામી-સેવાનેજ ઇચ્છે છે, જે પ્રભાતકાળે ઉઠી ઘર સાફસુફ કરે છે, જે પતિની સાથે મળી વિવિધ પ્રકારના વ્રતોપવાસ કરે છે અને અતિથિનો સત્કાર કરે છે, જે સાસુ સસરાને સંતોષે છે અને દીન દુ:ખીઓ પ્રત્યે દયા દર્શાવે છે તે સ્ત્રીજ સ્વર્ગ મેળવી શકે છે."

## દ્રૌપદી-સત્યભામાનો સંવાદ.

એક દિવસે કૃષ્ણપ્રિયા સત્યભામા પાંડવ શિબિરમાં દ્રૌપદીની સાથે મુલાકાત કરવાને ગઇ હતી. દ્રૌપદીનો પતિપ્રેમ અતુલનીય હતો. પાંડવો કોઇ પણ કારણે તેનો અનાદર કરતા નહિ—તેઓ નિરંતર તેના પ્રત્યે પ્રેમ રાખીને વર્તતા હતા. આવો પ્રકાર જાણી સત્યભામાએ સતી દ્રૌપદીને પૂછ્યુ:-" દેવિ! કયા જાદુબળથી ત્હેં પાંડવોને ત્હારે વશ કર્યા છે? કયા વ્રતાચાર કિંવા યજ્ઞાદિને પ્રભાવે તું આવો અપૂર્વ પતિપ્રેમ પ્રાપ્ત કરી શકી છે? શું તું પતિને આકર્ષવાનું કાંઇ ઔષધ જાણે છે કે? બ્હેન! ત્હારૂં આટલું બધું માન જોઇ મ્હને એવો સંદેહ ઉપજે છે કે, ત્હેં અવશ્ય કોઇ અસ્વાભાવિક માર્ગ સ્વીકાર્યો છે! કેમકે તું એકલી પાંચે પાંડવોના અપૂર્વ પ્રેમને પ્રાપ્ત કરી શકી છે!"

સત્યભામાનાં આવાં વચનો સાંભળી સતી દ્રૌપદી હસી પડી. તેણે કહ્યું:–"બ્હેન તમે કેવાં અદ્‌ભુત વચનો ઉચ્ચાર્યાં? મંત્ર, જાદુ અગર તો ઔષધાદિ, નીચ સ્વભાવવાળી સ્ત્રીઓની સ્વાર્થ-સિદ્ધિનોજ માત્ર ઉપાય છે. સતી સાધ્વી સ્ત્રીઓ કદિ પતિપ્રેમની પ્રાપ્તિને માટે મંત્ર, જાદુ યા તો ઔષધનો પ્રયોગ કરતી નથી. ઉલટી તેઓ તો આવાં કાર્યોનો તિરસ્કાર કરે છે. તમારે મુખે આવાં વચનો સાંભળવાની મ્હેં સ્વપ્નમાં પણ કલ્પના કરી નહોતી. બ્હેન! મંત્રાદિથી પતિ વશ થતા નથી; પરંતુ જો પતિ કદાચ એમ જાણે છે કે, પોતાની પત્ની આવા નીચ પ્રયોગોથી પોતાને વશ કરવાને ચ્હાય છે તો તે પત્નીને સર્પિણી સમાન સમજી તેનાથી દૂર રહે છે; કેમકે આવા દુષ્ટ પ્રકારોથી કદાચ પતિના જીવનનો પણ નાશ થાય છે. અજ્ઞાની નારીઓજ આવી રીતે પતિના જીવનનો નાશ કરવાના કારણરૂપ થાય છે. અનેક પાપપરાયણા કામિનીઓએ પતિને વશીભૂત કરવાના હેતુથી ઔષધનો ઉપયોગ કરેલો હોવાથી કેટલીક કામિનીઓના પતિ આંધળા, કેટલીકના બ્હેરા તેમજ કેટલીકના અપંગ બની ગયા છે; માટે બ્હેન! આવા ઉપાયોથી સ્ત્રીજાતિનું કદિ કલ્યાણ થતું નથી; ઉલટું તેમનું અહિતજ થાય છે.

"બ્હેન! પતિના મનને રંજન કરવાને તથા હરી લેવાને સ્ત્રીજાતિએ સ્વામી–સેવા અને સ્વામીભક્તિજ કરવી જોઇએ. મ્હેં કેવી રીતે પાંડવોના પ્રેમને પ્રાપ્ત કર્યો છે તે સાંભળો:—

"બ્હેન! હું નિરંતર પાંડવોની તેમજ તેમની આત્મીય સ્ત્રીઓની એકનિષ્ઠ ભાવે સેવા ચાકરી કરૂં છું. હું પતિઓના ઉપર કદિ અભિમાન કરતી નથી. તેમની આજ્ઞાને હું પુષ્પવૃષ્ટિ

પ્રમાણે ઝીલી લઈ તે પ્રમાણે વર્તું છું. તેમનાં દર્શન નથી થતાં તો એક ક્ષણને માટે પણ હું સુખ-શાન્તિ મેળવી શકતી નથી. તેઓ જ્યારે કાર્ય પ્રસંગે મ્હારો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા જાય છે ત્યારે હું સર્વ પ્રકારના ભોગ-વિલાસોનો ત્યાગ કરીને તેમનું કલ્યાણ થાય એ હેતુથી વ્રત તપસ્યાદિ કરૂં છું, અને બ્રહ્મચર્ય પાળું છું. તેઓ જ્યારે પાછા આવી પહોંચે છે. ત્યારે પ્રસન્ન મુખે તેમને અભિનન્દન આપું છું, તથા તનમનથી તેમની સેવા કરૂં છું.

"બ્હેન! મ્હારા મત પ્રમાણે તો પતિના આશ્રયમાં રહેવું એજ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. પતિજ નારીનો દેવતા અને તેની એક માત્ર ગતિ છે; તેથી પતિ નારાજ થાય એવું કાર્ય કદિ પત્નીએ કરવું જોઇએ નહિ. સ્ત્રીજાતિનો પતિના જેવો દેવતા બીજો એક પણ નથી. જુઓ, પતિજ સ્ત્રીનાં સકળ સુખોનું મૂળ છે. તેના પ્રસાદમાંજ તેમને સંતાન, વિષય-વૈભવ, ઉત્તમ શય્યા, વિચિત્ર આસન, વસ્ત્ર, ગંધ, પુણ્ય, કીર્તિ તથા સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આવા પતિને કદિ કોઈ પણ કારણને લીધે નારાજ કરવા જોઇએ નહિ. હું કદિ તેમનાથી વિરૂદ્ધ થઈને કોઈ કાર્ય કરતી નથી. તેમના સૂતાં પહેલાં સૂઈ રહેતી નથી. તેમના ભોજન કરતાં પહેલાં ભોજન કરતી નથી. તેમની ઉપેક્ષા કરીને કોઈ પણ પરમ સુંદર પરપુરૂષનું-એટલે સુધી કે ગંધર્વ, કિન્નર યા તો દેવતાઓનું પણ કદિ મ્હોં જોતી નથી. જે વસ્તુઓ તેમને પસંદ નથી હોતી તે વસ્તુઓને હું વિષ સમાન સમજું છું. તેમનો ઉપદેશ હું સંકેત થતાંની સાથેજ સ્વીકારી લઇને તે પ્રમાણે કાર્ય કરૂં છું.

" હું સર્વદા શુદ્ધ શાન્તિસ્વરૂપમાં રહું છું.

" સાસુજીના ઉપદેશને હું કદિ અમાન્ય કરતી નથી તેમજ તેમની સેવાચાકરી કરતાં દુઃખનો અનુભવ કરતી નથી.

" હું હમ્મેશાં વ્રત, પૂજા તેમજ બીજી માંગલિક ક્રિયાઓ કર્યા કરૂં છું.

" હું નિરંતર સાસુજીની ઉત્તમ અન્ન, પાન અને વસ્ત્રાદિથી સેવા કરૂં છું; તેમના કરતાં ઉત્કૃષ્ટ ભોજન તેમજ વસ્ત્રાલંકારોની અપેક્ષા રાખતી નથી.

" સર્વદા અતિ યત્નપૂર્વક અતિથિ અભ્યાગત તેમજ યોગ્ય બ્રાહ્મણોની સેવા અને પરિચર્યા કર્યા કરૂં છું.

" બ્હેન ! હું હમ્મેશાં પાંડવોના આવકખરચના હિસાબની તપાસ રાખું છું, ઉત્તમ પ્રકારે ઘરને સ્વચ્છ કરૂં છું, સંસારોપયોગી પ્રત્યેક વસ્તુને યથાસ્થિત રાખું છું, તથા યથાસમયે રસોઈ બનાવું છું.

" દુષ્ટ સ્ત્રીઓની સાથે હું કદાપિ વાતચિત કરતી નથી.

" નિરંતર ઉદ્યોગ અને કર્ત્તવ્યપરાયણતામાં હું મ્હારો સમય વ્યતીત કરૂં છું. બહુ હસતી નથી તેમ કદી ક્રોધ પણ કરતી નથી.

" હું એકલીજ પતિના સમસ્ત પરિવારનું રક્ષણ કરૂં છું, ગાયોને ઉછેરૂં છું અને પાંડવોનાં સઘળાં સંતાનોની સંભાળ રાખું છું.

" બ્હેન ! આ સઘળા ઉપાયોથી હું પતિદેવતાના અંતરને આનંદિત કરી શકું છું. વશીકરણ વિદ્યા કિંવા મોહિની વિદ્યાથી કોઇ પણ સ્ત્રી પતિપ્રેમને પ્રાપ્ત કરી શકતી નથી.

“સખિ! તમે કદાપિ આવા ઘૃણિત ઉપાયોનું અવલંબન કરવાનો વિચાર તમારા અંતરમાં કરશો નહિ. જો તમે પતિ-પ્રેમને પ્રાપ્ત કરવાની અભિલાષા રાખતાં હો તો કેવી રીતે સફળતા મેળવવી તે હું કહું છું.

“તમે હમ્મેશાં નૈસર્ગિક પ્રેમ પ્રદર્શિત કરીને ઉત્તમ વસ્ત્રાલંકારોથી સુસજ્જિતા થઇને વિવિધ પ્રકારના સુરભિપદાર્થોથી તેમની આરાધના અને સેવા કરજો. ઘરનાં દ્વારમાં સ્વામીનો પદ-રવ સાંભળતાંની સાથેજ ભક્તિપૂર્વક તેમને સંમાન આપજો.

“તેઓ કોઈપણ કાર્યને માટે દાસ-દાસીઓ રાખે તો પણ તેમનાં સકળ કાર્યો તમે જાતેજ શક્તિ અનુસાર કરજો. તમારામાં શક્તિ હોય ત્યાં સુધી દાસ-દાસીઓ પાસે એ કાર્યો કરાવશો નહિ.

“જે સઘળી વ્યક્તિઓ તમારા પતિની પ્રણયપાત્ર હોય તેમની ઉત્તમ પ્રકારે પરિચર્યા કરજો.

“પતિ તમને જે કાંઇ કહે તે ગુપ્ત ન હોય તો પણ કોઇને કહેશો નહિ.

“પતિ જ તમારો એક પ્રભુ છે, તમારૂં સર્વસ્વ છે એમ સમજીને નિરંતર સકળ કર્તવ્ય કરજો. જો ભ્રમને પરિણામે તેઓ કોઇપણ રીતે ઉંધે રસ્તે જાય તો નમ્રતાથી તેમને ઉપદેશ આપી યોગ્ય ઉપાયનો ઉપયોગ કરીને તેમને એવા માર્ગેથી પાછા વાળજો. સ્ત્રી પતિને ધર્મ કર્મમાં સહાયતા કરે છે તેથી-જ સ્ત્રીનું બીજું નામ સહધર્મિણી છે. જો તમે તમારા પ્રયત્નોથી પતિને ધાર્મિક અને ગુણવાન્ ન કરી શકો તો તમે સહ-ધર્મિણી ક્યાંથી થઇ શકો?

"બ્હેન! આ સઘળા ઉપાયોનું અવલંબન કરશો તો તમે પતિદેવતાનો એકનિષ્ઠ પ્રેમ પ્રાપ્ત કરી શકશો તથા તમારી અક્ષય કીર્તિનો વિશ્વમાં વિસ્તાર થશે."

દ્રૌપદીનો આ ઉપદેશ સાંભળી સત્યભામાએ અતિ આનંદિત થઇ તેના પતિવ્રતાધર્મની મુક્તકંઠે પ્રશંસા કરીને વિદાય લીધી. વિદાય થતી વખતે તેણે કહ્યું:-"સખિ, જો તમારો આ ઉપદેશ સઘળી આર્યસન્નારીઓ-કુલલક્ષ્મીઓ પાળે તો રમણી સમાજનું અસાધારણ કલ્યાણ થાય. તમારી આ ઉપદેશમાળા પ્રત્યેક ભારતીય રમણીના હૃદય ઉપર બિરાજે એવીજ મારી ઇચ્છા છે.



# कुल-लक्ष्मी.

## ખંડ ૨ જો.

## ઉપયોગી નિબંધ-સંગ્રહ.

### સ્ત્રીજાતિનું શિક્ષણ.

અડધા સૈકા પહેલાં સ્ત્રીજાતિના શિક્ષણની આવશ્યક્તા સિદ્ધ કરવાને માટે મ્હોટા મ્હોટા લેખો લખવા પડતા હતા; પરંતુ આપણા મહદ્ સદ્‌ભાગ્યે હવે સમય બદલાયો છે, અને સૌ કોઈ સ્ત્રીશિક્ષણની જરૂરિયાત છે એમ વિચારે છે. **"कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः—"** આ મંત્ર હમણાં સર્વજનોને સંમત થયો છે. સ્ત્રીજાતિને શિક્ષણ આપવુંજ જોઇએ. એ શિક્ષણ કેવી રીતે આપવાથી વિશેષ કલ્યાણ થઈ શકે તેમ છે તેજ વિષયનું આ લેખમાં વિવેચન કરવામાં આવે છે.

વર્તમાન જાપાનની સમૃદ્ધિના સંબંધી એક ઈંગ્રેજ લેખકે લખ્યું છે કે, "The family life of a country and the

position occupied by women are probably the best tests of its civilisation. In comparing nation with nation we have no doubt in asserting that one of the most important forces in the progress of society is the education which the mothers convey to their children, and no nation can ever be great unless women rise to a high plan of thought and life, and kindle and foster similar ideas in the minds of the young."—Dai Nippon P. 375.

સાંસારિક જીવન તથા નારિજાતિની સામાજિક સ્થિતિજ સઘળા દેશોની સભ્યતાનો ખરો પરિચય છે. જાતિસમુહની અરસ્પરસની સાથે તુલના કરતાં, બાળકો ઘરમાં માતાની પાસેથી જે શિક્ષણ મેળવે છે તેનેજ જાતીય ઉન્નતિનું મુખ્ય ઉપકરણ ગણુવામાં આવે છે. સ્ત્રીઓના આચાર તથા જીવન ઉન્નત નથી થતું તો કોઇ પણુ જાતિ ખરૂં મહત્વ મેળવવાને શક્તિવતી થતી નથી. માત્ર માતાજ સંતાનોના હૃદયમાં યથા સમયે ઉચ્ચ-ભાવનાનું બીજ રોપવાને શક્તિવતી થઇ શકે છે.

ઉપરની બાબતનો વિચાર કરી જોતાં અત્યારની સ્ત્રી કેળ-વણી જોઇએ એટલા બહોળા પ્રમાણુમાં વિસ્તૃત નથી એમ તો સૌ કોઇ વિચારશીલ વ્યક્તિ કબૂલ કરશેજ. આ સંબંધી એક સમયે ભારતની સ્થિતિ અતિ ઉચ્ચ હતી એમ પ્રાચિન સાહિત્ય તેમજ પુરાણાદિનું અવલોકન કરતાં માલૂમ પડી આવે છે. વેદની રૂષીરમણીઓ, ગાર્ગી, મૈત્રેયી, લીલાવતી વગેરે પરમ પવિત્ર બુદ્ધિમતી અને વિદુષી રમણીનાં નામ સૌએ સાંભળ્યાં હશેજ

પછીથી જ્યારે શાક્યસિંહે બૌદ્ધધર્મનો પ્રચાર કરીને ભારતમાં નવયુગ વર્તાવ્યો ત્યારે ભારતનારીની સ્થિતિ કેવા પ્રકારની હતી એ હકીકત બૌદ્ધ શાસ્ત્રો જોવાથી માલૂમ પડી આવે તેમ છે. સ્થવિરા અને થેરી સંપ્રદાયનાં નામ ઘણાએ સાંભળ્યાં હશે. એ થેરીઓ શું સામાન્ય સ્ત્રીઓ હતી ? કેવી જ્ઞાનબુદ્ધિ, કેવો કઠોર વૈરાગ્ય, કેવો અપૂર્વ સ્વાર્થત્યાગ, કેવી મધુર સહાનુભૂતિ એ દેવીપ્રકૃતિ નારી સંપ્રદાયના હૃદયમાં રહીને ભારતમાં સ્વર્ગની શોભાનું દર્શન કરાવતી હતી આપણે વિદેશિની સંન્યાસિનીઓના આત્મોત્સર્ગને જોઇને મુગ્ધ થઇએ છીએ. એ સંન્યાસિનીઓની મૂળ માતા કોણ છે ? આપણા ભારતની વિદુષીઓજ,—બીજી કોઇ નહિ. હવે ભારતના એ દિવસો નથી. ગંભીર જ્ઞાનસંપન્ના પરોપકારણી સંન્યાસિનીઓ નથી. સેંકડો-હજારો ભારતનારીઓ એક સમયે, એકજ આશ્રમમાં રહીને જ્ઞાન તથા ધર્મની સેવામાં પોતાનું જીવન વીતાડતી હતી. એ સમયે ભારતનું ઘણુંજ ગૌરવ હતું. હુએનસિંગ જ્યારે ભારતની મુસાફરી માટે આવ્યો ત્યારે જાહિર રાજસભામાં સમ્રાટ્ હર્ષવર્દ્ધનની જમણી બાજુએ તેની વિધવા ભગિની રાજ્યેશ્વરી બેસીને જ્ઞાનધર્મની આલોચના એકાગ્રચિત્તે સાંભળતી હતી.

બીજા સઘળા અધિકારોનો વિષય છોડી દઇએ તો પણ ગૃહ એ રમણીનું રાજ્ય છે. તેના શિક્ષણ તથા શક્તિના ફેલાવાનું સ્થળ છે. એ સ્થળે ભારત-રમણી કેવી રીતે પોતાના દિવસો પસાર કરે છે ? આ પ્રકાર સૌથી જાણીતો છે, તેથી તેનું વર્ણન કરવાની જરૂર નથી. વિધાતાની અપાર કૃપાથી ભારતરમણીની અજ્ઞાનતાની રાત્રિનો અંત આવ્યો હોય એવાં ચિન્હ જણાય

છે. જાતિની ઉન્નતિનો મૂળ મંત્ર સ્ત્રીજાતિનું શિક્ષણ છે. સ્ત્રી જાતિની અજ્ઞાનતા તેમજ દુર્બળતા એજ સમસ્ત દેશની અજ્ઞાનતા અને દુર્બળતાનું કારણ છે. સ્ત્રીઓને સુયોગ્ય શિક્ષણ આપવાથી માત્ર તેમનુંજ કલ્યાણ થાય છે એમ નહિ; પરંતુ તેથી પુરૂષોની નીતિ પણ ઉન્નત થાય છે અને તેમની સુખસમૃદ્ધિમાં અવશ્ય વધારો થાય છે. શિક્ષણનો પ્રકાશ એજ ખરો દિવ્ય પ્રકાશ છે અને તેથીજ વિદ્યાને ત્રીજું લોચન ગણવામાં આવે છે. વિદ્યારૂપી લોચન પ્રકાશિત થતાં સકળ સત્ય જાણી શકાય છે. સ્ત્રીજાતિની ઉન્નતિના માર્ગમાં જેઓ કાંટા બિછાવવાનો પ્રયત્ન કરે છે તેમની ભીતિ પણ આટલા માટેજ છે. પુરૂષનો જન્મ દેવતાને માટે અને સ્વદેશને માટે છે ત્યારે સ્ત્રીનો જન્મ પુરૂષને માટે છે. સઘળા દેશોનાં નીતિશાસ્ત્રો પ્રારંભથીજ આવો ઉપદેશ આપે છે. કોઈ દેશના શાસ્ત્રમાં કહ્યું છે. “ નારીનો આત્મા નથી. ” આપણાં દેશનાં શાસ્ત્રોમાં કહ્યું છેઃ—“ પતિજ સ્ત્રીજાતિનો દેવતા છે. સ્ત્રીએ પતિનીજ પરમાત્મા સમજીને પૂજા અને સેવા કરવાની છે.” આવા પ્રકારના શાસન અને શિક્ષણદ્વારા નારીજાતિ સંપૂર્ણરૂપે આત્મોત્સર્ગ કરતાં શીખી છે. ધર્મશાસ્ત્રમાં સેવા અને આત્મોત્સર્ગની ઘણી પ્રશંસા કરવામાં આવી છે. આ બે મહત્ ભાવ પ્રાપ્ત કરીને નારીપ્રકૃતિ પ્રગાઢ ધર્મભાવ મેળવાને સમર્થ થઇ છે; પરંતુ બીજી તરફથી પુરૂષોને નુકશાન થયું છે. સ્ત્રીજાતિને માટે સઘળા કઠોર નૈતિક નિયમો છે, ત્યારે પુરૂષોને માટે ઢંગ નીતિ–નિયમો છે; પરંતુ જે સમાજમાં પુરૂષોનું નૈતિક ચરિત્ર શિથિલ હોય છે ત્યાં નારી જાતિ પણ શિથિલ થાય છે. એકની

ઉન્નતિ ઉભયની ઉન્નતિ છે અને એકનું પતન ઉભયનું પતન છે.

**हीयते हि मति स्तात हीनैः सह समागमात्।**
**समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम्॥**

આ સુંદર નીતિવાક્યનો વ્યતિક્રમ શું માત્ર નરનારી સંબંધીજ થશે? જો પુરૂષો અજ્ઞાની—ક્ષુદ્રબુદ્ધિ સ્ત્રીઓનાજ સહવાસમાં રહે તો તેઓ પોતાની ઉન્નતિ કેવી રીતે કરી શકે? આવી રીતે પુરૂષો સ્ત્રીઓને અજ્ઞાન્ રાખીને પોતે પણ અજ્ઞાન્ થતા જાય છે. કેમકે સ્ત્રી જ્ઞાની હોય યા અજ્ઞાની હોય તો પણ પુરૂષ ઉપર તેનો ઘણો પ્રભાવ પડે છે. આ વાક્યના સમર્થનમાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, સ્ત્રીઓ ઉન્નત હોય તો પુરૂષો પણ ઉન્નત થાય છે, અને સ્ત્રીઓ પતિત હોય તો પુરૂષો પણ પતિત થાય છે.

કેટલાક કદાચ એમ કહેશે કે, શિક્ષણ મેળવ્યા સિવાય પણ સ્ત્રીઓ ઉન્નત થઈ શકે તેમ છે. અમે કહીએ છીએ કે, અજ્ઞાનતાના પાયા ઉપર જે ઇમારત ચણાય છે તે ચિરકાળપર્યંત સ્થિર રહી શકતી નથી. એ ઇમારત અલ્પ કાળમાંજ જમીનદોસ્ત થાય છે. બાળકો જ્યારે રડે છે ત્યારે ઘણાં માણસો તેમને ભૂત પ્રેતનો ભય દર્શાવી શાન્ત કરે છે; પરંતુ આવી રીતે તેઓ બે ચાર વખતથી વધારે વખત શાન્ત થતાં નથી; કેમકે બે ચાર દિવસમાંજ બાળક સમજી જાય છે કે, રડવાથી પણ કાંઈ ભૂત આવતું નથી. ભ્રાન્તિનો ભંગ થતાંજ સઘળાં ધર્મશાસ્ત્રો નિરૂપયોગી થશે. જે બરાબર વિચારી, માહિતી મેળવી પોતાને જે માર્ગે જવાનું હોય છે તે માર્ગે જાય છે તેને કશી અડચણ વેઠવી પડતી નથી; પરંતુ જે આંધળાની માફક બીજાનો હાથ

ઝાલીને માર્ગ કાપે છે તે ક્ષણે ક્ષણે સંકટમાં પડે છે. કવિ જણાવે છે કે, અજ્ઞાનતા માત્ર બાળકોનુંજ સૌન્દર્ય છે. અજ્ઞાનતા એ સ્ત્રીઓનું પણ સૌંદર્ય છે એવું કોઇ કવિએ જણાવ્યું છે કે? વર્ત્તમાન સમયમાં બાળકને પણ કયાં સુધી અજ્ઞાન્ રાખવામાં આવે છે! બાળકના ક્ષુદ્ર મસ્તકમાં જ્ઞાનનો ભંડાર ભરવાને માટે આપણે કેટલા બધા વ્યાકુળ છીએ? પરિણામે આપણે આઠ વર્ષની ઉંમરના બાળકને તેની માતાના કરતાં પણ વિશેષ જ્ઞાની જોઇએ છીએ! આ વિચિત્ર સ્થિતિ જોવામાં આવતાં કોના અંતરમાં લજ્જા અને ક્ષોભ ઉપજે છે? કન્યાને અજ્ઞાની રાખતાં પિતા શરમાતો નથી, અજ્ઞાની સ્ત્રીને જ્ઞાનશિક્ષણ આપવાની પતિને સ્પૃહા નથી એવા પંડિત પિતા યા તો પતિને કોણ વિદ્યાનુરાગી કહી શકશે? પુરૂષને માટે જે કલ્યાણકર છે—ગૌરવનું કારણ છે તે સ્ત્રીને માટે અહિતકર તેમજ શરમનું કારણ કેમ છે? શું સ્ત્રીઓનામાં શિક્ષણ મેળવવા જેટલી બુદ્ધિ નથી? આ પ્રશ્નનો ઉત્તર કોઇ હકારમાં આપે તો અમે તેને તે ગંભીર ભૂલ કરે છે એમજ કહીએ; કેમકે વાસ્તવિક રીતે જોવા જતાં પુરૂષો કરતાં સ્ત્રીઓનીજ બુદ્ધિ વધારે ચપળ હોય છે. પુરૂષો કરતાં તેમની યાદશક્તિ પણ સતેજ હોય છે; તેથી સ્ત્રીઓને જેઓ અજ્ઞાની રાખવાની ઈચ્છા રાખે છે તેઓ સમાજના તેમજ સ્વદેશના શત્રુઓજ છે. સ્ત્રીની ઉન્નતિ અને શિક્ષણના માર્ગમાં અડચણ કરવાનો કોઇને અધિકાર નથી. આપણા દેશમાં હજી સ્ત્રીકેળવણીનો પ્રચાર જોઇએ એટલો નથી. શિક્ષણ વિભાગનો વાર્ષિક રિપોર્ટ જોયાથી આ સંબંધીની સંપૂર્ણ માહિતી મળશે. ખાસ કરીને શ્રીમંત સરકાર ગાયકવાડેજ વડો-

દરા રાજ્યમાં અર્થાત્ સ્વરાજ્યમાં કેળવણી પ્રત્યે વિશેષ લક્ષ્ય આપેલું જોવામાં આવે છે. તેઓ નામદારની કેળવણી પ્રત્યેની પ્રીતિની પ્રશંસા સર્વત્ર થતી જોવામાં આવે છે. સ્ત્રી કેળવણીનો બહોળો ફેલાવો કરવાના સતત પ્રયત્નો પણ તેઓ નામદારના કેળવણી ખાતા તરફથી નિરંતર થતા જોવામાં આવે છે. અન્ય રાજ્યોએ પણ નામદાર ગાયકવાડ સરકારનું આ વિષયમાં અનુકરણ કરવાની જરૂર છે.

હવે શિક્ષણના ઉદ્દેશો શા છે તે તપાસીએ. શિક્ષણના ઉદ્દેશ બે છે. ૧ જ્ઞાન મેળવવું, અને ૨ દ્રવ્ય મેળવવું-

**૧ શારીરિક શિક્ષણ:**-શરીર તેમજ મનની સઘળી શક્તિઓનો વિકાસજ શિક્ષણનો ઉદ્દેશ છે. જે શિક્ષણથી એ ઉદ્દેશ સિદ્ધ થતો નથી એ ખરૂં શિક્ષણ નથી. આપણા દેશમાં શારીરિક બળની વૃદ્ધિ થાય એવી કશી વ્યવસ્થા જોવામાં આવતી નથી. અનેકનું એમ કહેવું છું કે, ઘરકામ કરવામાંજ સ્ત્રીને ઘણી કસરત થાય છે, તેથી તેને માટે બીજી કસરતની જરૂર નથી; પરંતુ કેટલી શ્રીમંત શેઠાણીઓ ઘરમાં કામકાજ કરે છે ! તેમને માટે શારીરિક કસરતની ઘણી જરૂર છે. મહેનત પડે એવી રમત ગમતોથી પણ શરીર બળવાન્ તથા ચિત્ત પ્રફુલ્લ થાય છે. કેટલીક વખત સ્ત્રીઓનું શરીર બગડતાં ડૉકટર તેમને ખુલ્લી હવામાં ફરવા જવાની ભલામણ કરે છે; પરંતુ આપણી આર્યનારીઓમાંની કેટલીને તેમનાં સગાં વ્હાલાં ફરવા જવા દે છે ?

**૨ બાળલગ્ન:**-બાળલગ્ન પણ સ્ત્રીઓની શારીરિક સ્થિતિને ઘણી ખરાબ કરી નાખે છે. વૈદ્યો તેમજ ડૉકટરો એવો અભિપ્રાય પ્રદર્શિત કરે છે કે સઘળા શારીરિક અવયવો પૂર્ણાંશે ખીલ્યા

સિવાય બાળિકાએ માતા થવું ઉચિત નથી; પરંતુ ગુજરાતમાં આ અભિપ્રાય તરફ કોણ લક્ષ્ય આપે છે? સમસ્ત હિંદુસ્થાનમાંનાં ઘણાં ખરાં સ્થળોએ બાળલગ્ન પ્રચલિત છે. આજકાલ ચૌદ પંદર વર્ષની બાળિકાઓમાંની ઘણી ખરીને આપણે માતા થયેલી જોઇએ છીએ! આ માટે પણ નામદાર ગાયકવાડ સરકારે 'બાળલગ્ન-નિષેધ'નો કાયદો કરી પ્રજા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. જે દેશની સમાજિક રીતી આવી દુષિત છે એ દેશમાંની સ્ત્રીઓ શારીરિક સ્થિતિમાં દુર્બળ હોય એમાં શું આશ્ચર્ય? આપણા ગુજરાતમાં તથા મુખ્યત્વે કરીને હિંદુસ્તાનમાં બળવતી સ્ત્રીઓની સંખ્યા ઘણી થોડી અર્થાત્ નજીવી છે. નારીની શારીરિક સ્થિતિ સુધારવા પ્રત્યે સૌનું દુર્લક્ષ્ય જોવામાં આવે છે. અનેક ઠેકાણે અજ્ઞાનતાને લીધે પણ આવું દુર્લક્ષ્ય નજરે પડે છે. જો કોઈ બાળિકાને તેની સોળ વર્ષની ઉંમર સુધીમાં સંતાન નથી થતું તો તેને વંધ્યા ગણવામાં આવે છે. જ્યાં સુધી આ બાબત માટે આપણા લોકો બેદરકારી રાખશે ત્યાં સુધી આપણી ઉન્નતિ થવી સર્વથા અશક્ય છે.

નારીજાતિની શારીરિક દુર્બળતાનું ત્રિજું કારણ નિરૂપયોગી વસ્ત્રાલંકારોનો ઉપયોગ છે. સૌ કોઇ એમ જણાવે છે કે, ભૂષણપ્રિયતા એ સ્ત્રીજાતિની એક પ્રકારની દુર્બળતા છે. યથાયોગ્ય વસ્ત્રાલંકારોજ સ્ત્રીઓએ પહેરવા જોઇએ; પરંતુ જે વસ્ત્રાલંકારોથી શારીરિક સ્થિતિમાં બગાડ થાય તેમ હોય તેનો કદિ ઉપયોગ કરવો જોઇએ ન હ આપણા દેશની શ્રીમંત સ્ત્રીઓ કેટલીક વખતે એટલા બધા અલંકારો પહેરે છે કે, જેને પરિણામે શરીરમાં જોઇએ એટલું લોહી ફરી શકતું નથી. આવી

અલંકારપ્રિયતા એક પ્રકારની મૂર્ખાઇ છે. એથી સુંદરતામાં વધારો થવાને બદલે શરીર કદરૂપું જણાય છે! વસ્ત્રો તેમજ અલંકારોદ્વારા ઐશ્વર્ય દર્શાવવાની ઈચ્છા સારી નથી.

**માનસિક અને નૈતિક શિક્ષણ:**—માનસિક શિક્ષણના પહેલાં શારીરિક શિક્ષણની ચર્ચા કરવામાં આવી છે. કેમકે શરીરજ મનનું યંત્ર છે; તેથી શરીરની સુખાકારી પ્રત્યે પ્રથમ લક્ષ્ય આપવું જોઇએ.

બાળિકાઓના શિક્ષણ માટે બે ગંભીર મતભેદ જોવામાં આવે છે. (૧) એક વર્ગનું એમ કહેવું છે કે, બાળક તેમજ બાળિકાઓના શિક્ષણમાં કશો ફરક હોવો જોઇએ નહિ. (૨) બીજા વર્ગનું એમ કહેવું છે કે, બાળિકાઓને તદ્દન જૂદી જાતનું શિક્ષણ આપવાની જરૂર છે. પ્રથમ વર્ગનો મત એવો છે કે, સ્ત્રી પુરૂષના અધિકારમાં બિલકુલ ભેદ નથી—હમણાં જે ભેદ જોવામાં આવે છે તે માત્ર યુગ યુગાંતરની અજ્ઞાનતા અને એકદેશદર્શી શિક્ષણનું ફળ છે. બાળિકાઓને પણ જો બાળકોના જેવું શિક્ષણ આપવામાં આવે તો તેઓ બાળકોના જેવીજ નિવડે. આ ઉભય વર્ગનું કહેવું કાંઈક અંશે ખરૂં છે. નરનારીની પ્રકૃતિગત વિભિન્નતા કાંઈ તદ્દન હસવામાં ઉડાવી દેવા જેવી વાત નથી; કિન્તુ સ્વાભાવિક પાર્થક્ય શિક્ષણના દોષ અને અજ્ઞાનતાને લીધે ઘણું વધી ગયું છે. શિક્ષણના પરિણામે ઘણું ખરૂં પાર્થક્ય કેટલાક સમયને અંતરે દૂર થવાનો સંભવ છે. આ વાક્યની સત્યતા સાબિત કરવાને માટે આપણને બહુ દૂર જવું પડે તેમ નથી. ઈ૦ સ૦ ૧૮૪૯ માં મહાત્મા બીટને (બેથુન) જ્યારે પહેલ વ્હેલી બાળિકા વિદ્યાલયની સ્થાપના કરી

ત્યારે કેટલો ગરબડાટ ઉપસ્થિત થયો હતો ? એ સમયે આપણા દેશની સ્ત્રીઓ કોઇ પણ પ્રકારે માતૃભાષા લખી વાંચી જાણતી તો તેને સંપૂર્ણ શિક્ષિતા સમજવામાં આવતી હતી. હમણાં માત્ર ગુજરાતમાંજ નહિ પરંતુ હિંદુસ્તાનમાં ઘણે ખરે સ્થળે સ્ત્રીઓ યુનિવર્સિટીની ઉંચી પરીક્ષાઓમાં પણ પસાર થવા લાગી છે. અલ્પકાળની અંદરજ સ્ત્રીઓએ જ્યારે પોતાની વિદ્યાબુદ્ધિથી આવી ઉંચી પરીક્ષાઓ પસાર કરવા માંડી છે ત્યારે ભવિષ્યમાં તેઓ પોતાના જ્ઞાનને વિશેષ ઉન્નત કરી શકશે એ માટે કાંઇ સંદેહ નથી.

જેઓ નરનારીની પ્રકૃતિની વિભિન્નતાનો અસ્વીકાર કરે છે તેમને માત્ર એકજ વાત પૂછવાની છે. જે કાંઇ સઘળા દેશોમાં બન્યું છે તે માત્ર એકલા પુરૂષોના પ્રયત્નને પરિણામે કદિ બન્યું નથી. જો કે જ્ઞાનમાં પુરૂષનું પ્રાધાન્ય છે એ સત્ય છે; કિન્તુ નારીપ્રકૃતિ ધર્મપ્રવણ હોવા છતાં કોઇ નારી બુદ્ધ, ઇશુ કે મહમ્મદનું સ્થાન મેળવી શકી નથી. માત્ર એટલુંજ નહિ; પરંતુ પુરોહિતનું કામ પણ સકળ દેશોમાં નારીને અર્પણ નહિ થતાં પુરૂષોને જ અર્પણ થયેલું છે. નારીની બુદ્ધિ તીક્ષ્ણ, વિચારશક્તિ પ્રખર અને કલ્પના પ્રાણમયી હોવા છતાં નારીની ગંભીર અંતઃપ્રવેશની શક્તિ પુરૂષોની તુલનામાં ઓછીજ છે. તો પણ તેના ગંભીર અંતઃપ્રવેશના માર્ગમાં ઘણો અંતરાય છે એ ખરૂં છે. જેમને નિરંતર અસંખ્ય સામાન્ય ગૃહકાર્યોમાં અને બાળકોનું પ્રતિપાલન કરવામાં નિયુક્ત રહેવું પડે છે તેમને માટે ગંભીર અંતઃપ્રવેશનો અભ્યાસ થવો એ ઘણું કઠિન કાર્ય છે. પુરૂષને સુયોગ તેમજ સગવડતા ઘણી હોય છે,

તથા એથીજ એકનું પ્રાધાન્ય અને બીજાની અશક્તિ સ્વાભાવિક થઇ પડી છે. નારીપ્રકૃતિની બીજી એક વિશેષતા વાત્સલ્ય ભાવ છે. નારીની પ્રત્યેક્ નસમાં એ ભાવ હોય છે. દયા, સ્નેહ, વાત્સલ્ય, નિઃસ્વાર્થતા, પરોપકાર, આતિથ્ય એ સઘળા નારીના પ્રકૃતિસિદ્ધ સદ્‌ગુણો છે. શિક્ષણદ્વારા સઘળા સ્વાભાવિક ભાવોનો વિકાસ થઇ શકે છે, અગર તો શિક્ષણના દોષથી તેની વિકૃતિ પણ થાય છે. નારીજાતિની દુર્બળતા અને ત્રુટી કુશિક્ષણનું પરિણામ છે એમાં કશો સંદેહ નથી. ભીરૂતા, દુર્બળતા ક્ષુદ્રતા, પ્રશંસા પ્રિયતા વસ્ત્રાલંકાર સ્ત્રીજાતિના કુશિક્ષણનુંજ પરિણામ છે. સ્ત્રી જાતિના શિક્ષણ સંબંધીનો વિચાર કરવા જતાં પહેલાં સ્ત્રીપ્રકૃતિનો વિચાર કરવાની જરૂર છે; કિન્તુ નરનારીનું પ્રકૃતિગત પાર્થક્ય ગમે એટલું હોય તો પણ ઉચ્ચ પ્રકારના જ્ઞાન અને ધર્મશિક્ષણમાં નરનારીનો ભેદ રહેતો નથી. નારીની પ્રકૃતિના ફર્કનો ઉલ્લેખ કરીને જેઓ તેના ઉન્નત શિક્ષણની જરૂરિયાતનો અસ્વીકાર કરે છે તેઓ મ્હોટી ગંભીર ભૂલ કરે છે. સામાન્ય કાર્યોના સામાન્ય વિષયોમાં જેમને નિરંતર નિયુક્ત રહેવું પડે છે તેમના ચિત્તને ઉન્નત બનાવવાને માટે ઉચ્ચ શિક્ષણની જરૂર છેજ. કોઇ કોઇ તો બાર વર્ષની ઉંમરમાંજ બાળિકા વિદ્યાલયનું શિક્ષણ સર્વાંશે મેળવી શકાય છે એમ ધારે છે; પરંતુ અમે એ વાતને તદ્દન અસંભવિત માનીએ છીએ. શિક્ષણના આદર્શને એવો ક્ષુદ્ર કરવાને અમે તૈયાર નથી. નરનારીમાં સ્વાભાવિક વિષમતા હોવા છતાં સ્ત્રીશિક્ષણની અમુક સીમા બાંધી શકાય એમ અમે ધારતા નથી. પ્રકૃતિની વિરૂદ્ધ મનુષ્યની ઇચ્છા અને પ્રયત્નો

કદી વિજયી થઈ શકતા નથી. જે સ્ત્રીને માટે નથી તે સ્ત્રી પોતે પણ કદિ નહિ કરે. જીવનસંગ્રામમાં દુર્બળ છું કહીને સ્ત્રી કોઈની કૃપા મેળવવાને શક્તિવતી થશે નહિ. જીવનસંગ્રામમાં જો સ્ત્રી આ ક્ષેત્રમાં પુરૂષોની બરાબરીમાં નહિ ઉતરી શકે તો તે દૂર ખસી જશે. જે વ્યક્તિ જે કાર્યને માટે યોગ્ય નથી તે વ્યક્તિને તે કાર્ય કદિ સોંપવામાં આવતું નથી. જોન સ્ટુઅર્ટ મિલે કહ્યું છે કે:—" One thing we may be certain of that what is contrary to woman's nature to do they never will be made to do simply giving their nature free play." Subjection of women.

" અમે ખાત્રીપૂર્વક એક વાત કહી શકીએ છીએ કે, નારીપ્રકૃતિને પૂર્ણ સ્વાધીનતા આપવામાં આવતાં કોઇ પણ રીતે તેને તેની પ્રકૃતિથા પ્રતિકુલગામિની કરી શકીશું નહિ."

નારીની જ્ઞાનોન્નતિનો માર્ગ આજ સુધી બંધ હતો; પરંતુ એ માર્ગ હવે ખુલ્લો થયો છે. સ્ત્રીઓ વિશ્વવિદ્યાલયની પરીક્ષા આપવાને નાલાયક છે એમ હવે કોણ કહી શકશે? સ્ત્રીજાતિએ ધીમે ધીમે શિક્ષણના વિષયમાં પુરૂષ કરતાં પણ પોતાની વિશેષ યોગ્યતા દર્શાવવા માંડી છે. નારીના શિક્ષણની સીમા નક્કી કરવાની શક્તિ કોનામાં છે? સમાજ પુરૂષના ઉપર નારીનો સઘળો ભાર નાખવાને તૈયાર છે; પરંતુ નારી પોતાનો ભાર પોતે ઉપાડી લે એ માટે તે નારાજ છે.

**बाल्ये पितृवशे तिष्ठेत् पातिग्राहस्य यौवने ।**
**रक्षन्ति स्थविरे पुत्राः न स्त्रीस्वातन्त्र्यमर्हति ॥**

સ્ત્રી બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેશે, યૌવનમાં પતિને વશ રહેશે, વૃદ્ધાવસ્થામાં પુત્રો તેનું રક્ષણ કરશે. નારી સ્વાધીન રહી શકશે નહિ.

માત્ર શારીરિક બળજ શું આત્મરક્ષણનો ઉપાય છે ? સીતાદેવી કયા બળથી પ્રચંડ બળશાળી રાક્ષસપતિ રાવણના જુલ્મથી આત્મરક્ષણ કરી શકી હતી ?

अरक्षिता गृहे रुद्धा पुरुषैराप्तकारिभिः ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥

વિશ્વાસપાત્ર અને આજ્ઞાધીન નોકરોની સંભાળમાં સ્ત્રીઓ ઘરમાં પૂરાયલી હોય છે તો પણ તેઓ અરક્ષિતા છે. જેઓ પોતાની જાતનું પોતેજ રક્ષણ કરી શકે છે તેઓજ સુરક્ષિતા છે.

ચરિત્રનું બળજ નારીનું બળ છે. પોતાને જાણવું એજ જ્ઞાનપ્રાપ્તિનું શ્રેષ્ઠ ફળ છે.

વર્તમાન સમયમાં રમણીઓ વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓ આપે છે ખરી; પરંતુ એ શિક્ષણમાં ઘણો અભાવ તેમજ ઓછાપણું છે. આ લેખમાં એ સંબંધીની ચર્ચા અસ્થાને થઈ પડે તેમ છે. વિદ્યાશિક્ષણ મેળવવાને માટે ત્યાં જેટલો સમય અને શક્તિ જાય છે એટલું સુફળ આવતું નથી બાળિકાઓને માટે અન્ય પ્રકારના શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે તો તેથી વિશેષ સારૂં પરિણામ આવવાની આશા રહે છે. જે શિક્ષણ નારીજીવનની સફળતા પ્રાપ્ત કરવાને માટે ઉપયોગી થઇ પડે એજ ખરૂં સ્ત્રીશિક્ષણ છે. સ્ત્રીઓને માટે બે પ્રકારના શિક્ષણની જરૂર છે. (૧) સાધારણ, અને (૨) ઉચ્ચ. જેટલું શિક્ષણ મેળવ્યા વિના જીવનનાં સાધારણ કર્તવ્યો સારી રીતે ન બજાવી શકાય એજ

સાધારણ શિક્ષણનો ઉદ્દેશ થઈ શકે છે. બીજું ઉચ્ચ શિક્ષણ છે. સુયોગ અને યોગ્યતા અનુસાર સ્ત્રીઓએ ઉચ્ચ શિક્ષણ મેળવવું જોઇએ. આપણા દેશમાં બાળલગ્નના રિવાજથી ઘણી ખરી બાળિકાઓ ઉચ્ચ શિક્ષણ મેળવી શકતી નથી. માટે એમને થોડા સમયમાં આવશ્યક શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી જોઇએ. સાધારણ શિક્ષણ વ્યવસ્થાથી ઉત્તમ પ્રકારે માતૃભાષાનું શિક્ષણ અંક, ભૂગોળ, સ્વદેશનો ઇતિહાસ, સ્વાસ્થ્યતત્વ, વિજ્ઞાન, શિલ્પ તથા સંગીત વિદ્યાનું શિક્ષણ આપવાની યોજના કરવી જોઇએ.

ઇંગ્રેજી ભાષા, ઉચ્ચ ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન, દર્શન તથા સંસ્કૃતાદિમાં નિપુણતા મેળવવી એ ઉચ્ચ શિક્ષણ છે.

**સામાજિક શિક્ષણઃ**—સામાજિક ગૃહસ્થધર્મ તથા બાળઉછેર એ સ્ત્રીજાતિનાં બે મુખ્ય કર્તવ્ય છે. આ બન્ને કર્ત્તવ્યને યોગ્યરૂપે અમલમાં મૂકવાને માટે સ્ત્રીઓએ ઘણું શિક્ષણ મેળવવાનું છે. સઘળા વિષયોમાં સાધારણ જ્ઞાન નથી હોતું તો ગૃહિણી તરીકેનું કર્ત્તવ્ય બજાવી શકાતું નથી. તે સિવાય પ્રત્યેક સ્ત્રીએ પતિના કાર્યમાં યથાશક્તિ સહાયતા કરવી જોઇએ. પુરૂષ બ્હારનાં કાર્યો કરી થાકી જઇને ઘેર આવે ત્યારે સ્ત્રીએ તેને વિશ્રાંતિ આપી ઘરનું કામકાજ ઉપાડી લેવું જોઇએ. જે સ્ત્રી ગૃહકાર્યોનો ભાર પણ પોતાના પતિ પર મૂકે છે તે તદ્દન મૂર્ખ છે. પુરૂષોને માટે ઘર શાન્તિ તેમજ આરામનું સ્થાન થઇ રહેવું જોઇએ. બીજી તરફ જોવા જતાં સ્રીને માથે કમાણીનો ભાર પણ પુરૂષે મૂકવો જોઇએ નહિ. એ એક પ્રકારનો અત્યાચાર છે. આ સંબંધી જોન સ્ટુઅર્ટ મલે કહ્યું છે કેઃ—

" If in addition to the physical suffering of bearing children, and the whole responsibility of their care and education in early years the wife undertakes the careful and economical application of the husband's earnings to the general comfort of the family, she takes not only her fair share, but usually the larger share of the bodily and mental exertion required by their joint existence. If she undertakes any additional portion it seldom relieves her from this but only prevents her from performing of it properly."

*Subjection of women*

"સ્ત્રીઓ સંતાનોને ગર્ભમાં ધારણ કરવાનો શારીરિક કલેશ, તથા તેમને ઉછેરવાનો સઘળો ભાર ઉપાડી લે છે; તે સિવાય પતિની કમાણીનું દ્રવ્ય સાવધાનતા અને વિચક્ષણતાની સાથે ખરચીને સાંસારિક અભાવોને દૂર કરી ગૃહની સુખસ્વચ્છંદ-તામાં વૃદ્ધિ કરે છે. આથી તેમણે દામ્પત્ય જીવનમાં ગૃહધર્મ પાળવાનો શારીરિક અને માનસિક શ્રમનો ભાર યોગ્યરૂપેજ ઉપાડી લીધો છે. યોગ્યરૂપને બદલે ગંભીર ભાર ઉપાડી લીધો છે એમ કહેવુંજ વિશેષ ઉચિત છે. આ ઉપરાંત તેમના ઉપર જો બીજો કશો ભાર મૂકવામાં આવશે તો તેઓ આ સઘળાં કર્ત્તવ્યોની જવાબદારીમાંથી કદિ મુક્ત થઇ શકશે નહિ. ઉલટું એથી પરિણામે તેઓ આ સઘળાં કર્ત્તવ્યોને યોગ્યતાથી પાળવાને અશક્ત થશે."

સ્ત્રીઓ બાળકોને ઉછેરવાની સાથે દ્રવ્ય પેદા કરવાનું કામ કરી શકતી નથી. પ્રકૃતિએ સ્ત્રીને એટલી બધી શક્તિવતી બનાવી નથી. જો ઘરમાં બેસી સ્ત્રી કદાચ થોડા ઘણા પૈસા અવકાશના સમયે કોઇ સારૂં કામ કરીને મેળવી શકતી હોય તો તેને માટે વાંધો નથી; પરંતુ ગમે તે કારણથી સ્ત્રીએ વધારે વખતને માટે ગૃહનો ત્યાગ કરી બ્હાર જવું ઉચિત નથી.

વિચારકાર્યમાં જ્યારે પતિને સહાયતા કરવાની જરૂર પડે છે ત્યારે અજ્ઞાની પત્નીથી પતિને કોઈ પણ પ્રકારની સહાયતા મળતી નથી.

**સહજ વિજ્ઞાનઃ**—દરેક સ્ત્રીને સહજ વિજ્ઞાન અર્થાત્ પ્રાકૃતિક જગતના સઘળા સ્થૂળ નિયમોનું શિક્ષણ આપવું જોઇએ. એ સાથે સ્વાસ્થ્ય વિજ્ઞાનનું પણ શિક્ષણ આપવું જોઇએ.

**શિલ્પઃ**—સૂચિશિલ્પ, ચિત્રવિદ્યા વગેરે બાળિકાઓએ ખાસ શિખવાના વિષય છે. એથી ઘરના ખરચને ઓછું કરી શકાય છે, અને લક્ષ્મીની પ્રાપ્તિ પણ કરી શકાય છે. એ સિવાય શિશુઓને શિક્ષણ આપતી વખતે ચિત્રવિદ્યાના સામાન્ય જ્ઞાનની જરૂર પડે છે. તેમને પોતાને હાથે વિવિધ પ્રાણી અને વિવિધ પદાર્થોનાં ચિત્રો ચિતરી બતાવવાં જોઇએ.

**ગીતવાદ્યઃ**—બાળિકાઓને માટે ગીતવાદ્યના શિક્ષણની પણ ઘણી જરૂર છે. વર્ત્તમાન સમયમાં આપણા દેશનો જીવન–સંગ્રામ ઘણો કઠોર છે. એ કઠોર જીવન–સંગ્રામમાં જો સ્ત્રી ગીતવાદ્યથી આત્મીય જનોના ચિત્તને આનંદ આપતી નથી તો એ કઠોર જીવન–સંગ્રામ વિશેષ કઠોર થાય છે.

પૂર્વે હિંદુઓનો જીવનસંગ્રામ આવો કઠોર નહોતો. સૌ

કોઇ શાન્તિ તેમજ આનંદમાં પોતાનું જીવન પસાર કરતું હતું. એ સમયે મનની પરિતૃપ્તિને માટે આવા ગીતવાદ્યની આવશ્યકતા નહોતી; પરંતુ વર્તમાન સમયમાં જો બાળિકાઓ આ વિષયનું શિક્ષણ મેળવતી નથી તો તેમનો સંસાર દુઃખમય થાય છે. કવિતા તથા ગીતવાદ્યનું શિક્ષણ પણ બાળિકાઓએ પોતાની બાલ્યાવસ્થામાંજ મેળવવું જોઇએ. સંગીતથી સૌનું ચિત્ત આકર્ષાય છે. વિશેષતઃ બાળકોની કિન્ડરગાર્ટન શિક્ષા પદ્ધતિમાં સંગીતની સહાયતા ખાસ કરીને લેવામાં આવે છે. સ્ત્રીજાતિને પણ આ બે પ્રકારનું શિક્ષણ આપવાની ઘણી જરૂર છે. kindergarten શિક્ષણપદ્ધતિએ શિશુશિક્ષણમાં નવયુગ પ્રવર્તાવ્યો છે. આ શિક્ષણપદ્ધતિના મૂળમાં ઘણું ગંભીર સત્ય સમાઇ રહેલું છે. એ સઘળી ભાવના પ્રત્યેક માતૃહૃદયમાં ઉતારવીજ જોઇએ. સંતાનપાલન યા તો બાળઉછેર એ સ્ત્રીજાતિનું સૌથી મ્હોટામાં મ્હોટું કર્ત્તવ્ય છે. સાધારણ શિક્ષણ મેળવી સ્ત્રીઓ કદિ આવું મહત્વનું તેમજ ગંભીર કર્ત્તવ્ય પૂરતી યોગ્યતાની સાથે બજાવી શકશે નહિ આપણે જે દિશા તરફ દૃષ્ટિ કરીએ છીએ તે દિશા તરફ યોગ્ય સ્ત્રીશિક્ષણની આવશ્યક્તા જણાય છે. બાળકોને ઉછેરવાનું પૂરતું શિક્ષણ મેળવ્યા વિના કોઇ પણ સ્ત્રી માતા થવાને યોગ્ય ગણાતી નથી.

**રસોઈ, ઘરનું કામકાજ અને સેવાચાકરીઃ**—આ સઘળા વિષયોમાં પણ સ્ત્રીએ દક્ષતા મેળવવાની જરૂર છે. આ સઘળું શિક્ષણ મેળવવાનું ખરૂં સ્થાન ઘર છે. અભ્યાસથીજ આ સઘળા વિષયોમાં દક્ષતા મેળવી શકાય છે. વિલાયતમાં આવા વિષયનું શિક્ષણ આપનારાં કેટલાંક વિદ્યાલયો છે; પરંતુ આ

વિષયોની વિદ્યા માત્ર મ્હોડે મેળવવાથીજ સાર્થક થતું નથી. તેને કાર્યરૂપે અમલમાં મૂકવી જોઇએ.

અનેકનો મત એવો છે કે, બાલ્યાવસ્થાથી જે રમણી પુસ્તકોજ વાંચ્યા કરે છે તે ગૃહધર્મનું પ્રતિપાલન કરી શકતી નથી. સ્વાસ્થ્ય તેમજ ગૃહધર્મ તરફ દુર્લક્ષ્ય કરી સ્ત્રીએ બીજું શિક્ષણ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. કર્ત્તવ્યજીવનમાં વિશેષ યોગ્યતા મેળવવાને માટેજ જ્ઞાનશિક્ષણ છે. પુસ્તકના કીટ થઈ રહેવું એ સ્ત્રી યા તો પુરૂષના જીવનનો ઉદ્દેશ નથી. વિદુષી રમણીએ ગૃહસંસારનો ધર્મ પાળવામાંજ નિપુણ થવું જોઇએ. પાશ્ચાત્ય દેશોમાં ઘણી ખરી બાળિકાઓ બોર્ડિંગમાં રહીનેજ અભ્યાસ કરે છે. આથી સાંસારિક કાર્યોમાં તેઓ જોઇએ એવી નિપુણતા મેળવી શકતી નથી. આમ છતાં જાપાનમાં બાળિકાઓની શિક્ષણવ્યવસ્થા જૂદીજ જાતની છે. ત્યાં પણ બાળિકાઓના વિદ્યાભ્યાસને માટે બોર્ડિંગો છે. એ બોર્ડિંગોની વ્યવસ્થા તદ્દન જૂદી જાતની છે. ત્યાં બોર્ડિંગોમાંજ બાળિકાઓને ગૃહસંસારનું પણ ઘણું ઉત્તમ શિક્ષણ આપવામાં આવે છે.

જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે એ માટે બે મત છેજ નહિ. પરંતુ દ્રવ્યોપાર્જન કરી શકાય એવું શિક્ષણ સ્ત્રીજાતિને આપવું કે કેમ એ માટે મતભેદ જોવામાં આવે છે; તેથી એ સંબંધી પૂરતી ચર્ચા અને વિચાર થવાની જરૂર છે. જે સ્ત્રીઓ અવિવાહિતા રહે તેમણે દ્રવ્ય પેદા કરી શકાય એવું શિક્ષણ મેળવવું જોઈએ. હમણાં અનેક શિક્ષિતા રમણીઓ શિક્ષિકાનું કામ કરી પોતાના જીવનનો નિર્વાહ કરે છે; કિન્તુ સંખ્યાના થોડાપણાને લીધે આ ક્ષેત્રમાં તેઓ અભાવ પૂરો

કરી શકતી નથી. રમણીનો જીવન-સંગ્રામ અદ્યાપિ કઠોર થયો નથી. વર્ત્તમાન સમયમાં સ્ત્રીઓ પણ થોડી થોડી રકમ પેદા કરી શકે તેમ છે. જો અવકાશ મળતો હોય તો ઘરમાં રહીને સ્ત્રીએ કોઇ સારા કામથી પૈસા કમાવા એમાં કાંઇ હરકત નથી. એ માટે સ્ત્રીઓએ ભરત-ગુંથણનું શિક્ષણ પોતાની બાલ્યાવસ્થાથી કર્યું હોય છે તો તે ભવિષ્યમાં તેમને ઘણું ઉપયોગી થઇ પડે છે.

**વિધવાઓની કમાઈ:**—આજકાલ નિરાધાર હિંદુ વિધવાઓ પોતાનું જીવન ઘણા દુઃખમાં પસાર કરે છે. કેટલીક સાધારણ કુળની વિધવાઓ તો કોઇ ગૃહસ્થને ત્યાં રસોઇનું કામકાજ કરીને પોતાના જીવનનો નિર્વાહ કરે છે; પરંતુ જો બાલ્યાવસ્થાથી તેમને સારૂં શિક્ષણ મળેલું હોય છે તો તેઓ આ કરતાં વિશેષ કમાણીવાળાં અને ઉન્નતિજનક કાર્યો કરી શકે છે; પરંતુ સમાજ એ તરફ ક્યાં લક્ષ્ય આપે છે ? જ્યાં સુધી સ્ત્રીજાતિને એક મુઠી અનાજને માટે અન્ય વ્યક્તિના મ્હોં તરફ જોઇ રહેવું પડશે ત્યાં સુધી તેના દુઃખની સીમા રહેશે નહિ. વિધવાઓ નિરાધાર અને દુઃખી રહે એ સમાજને માટે એક કલંકજ ગણી શકાય. હિંદુ વિધવાઓ કેવી રીતે પોતાનું દુઃખી જીવન પસાર કરે છે એ પ્રકાર કોઇથી અજાણ્યો નથી. જેઓ નિરાધાર છે તેમને બાદ કરતાં જે વિધવાઓ શ્વસુરપક્ષમાં કિંવા પિયરમાં વૈધવ્યજીવન પસાર કરે છે તેમની વ્યવસ્થા કેવા પ્રકારની છે ? વિધવાઓને દાસીના કરતાં પણ વધારે મહેનત કરવી પડે છે. તેમનું સમાજ અપમાન કરે છે ! કોઇ શુભ પ્રસંગે તેમની હાજરી અમંગળજનક ગણાય છે. વિધવાઓ વિશેષ

શ્રમ સહન કરે એના અમે વિરોધી નથી; કેમકે શ્રમ કરવાથી તો ઉલટું કલ્યાણજ થાય છે. આળસના કરતાં શ્રમ કલ્યાણકર છે, વિલાસના કરતાં વૈરાગ્ય કલ્યાણકર છે અને પ્રભુતા કરતાં સેવા કલ્યાણકર છે. વિધવાઓ પાર્થિવ ભોગવિલાસ, સુખ સૌભાગ્ય નહિ ભોગવે; પરંતુ તેમના તરફ અપમાનથી શા માટે જોવું જોઇએ? પ્રત્યેક્ ગૃહસ્થના ઘરમાં વિધવાઓનું આસન અને સંમાન સર્વોપરી હોવું જોઇએ. તેમ હોય તોજ તેમના દુઃખિત હૃદયને થોડી ઘણી શાન્તિ મળે. તેઓ વિશેષ મહેનત કરે, વૈરાગ્યને અનુસરતું આચરણ આચરે તો હરકત નથી; પરંતુ તેમના પ્રત્યે સંમાન રહેવાની ઘણીજ જરૂર છે.

શિક્ષિતા રમણી ભાગ્યદોષથી વિધવા થાય છે તો તેને પોતાનો નિર્વાહ કરવાને માટે તથા પોતાનાં બાળકોનું પ્રતિપાલન કરવાને માટે બીજાના મ્હોં તરફ જોઈ રહેવું પડતું નથી. આ કાંઇ શિક્ષણનું સામાન્ય ફળ નથી. કેટલી સુખી સ્ત્રીઓ પતિના અકાળ મૃત્યુથી ભીષણ દુઃખસાગરમાં ડૂબી જાય છે તેની કલ્પના કરી શકાય તેમ નથી. જો ગૃહિણીઓ સુશિક્ષિતા હોય તો કદાપિ આવી શોચનીય સ્થિતિ જોવાના પ્રસંગો આવે નહિ. ઘણી ખરી વખતે રમણીઓની અજ્ઞાનતાને લીધે તેમની સંપત્તિ લુચ્ચા દગાબાજ માણસોના હાથમાં જાય છે. એ રમણીઓ પોતાનાં સંતાનોને પણ સુયોગ્ય કેળવણી આપી શકતી નથી—તેમના કુટુંબની પણ ઘણી દુર્દશા થાય છે. શિક્ષિતા સધવા, વિધવા યા તો કુમારિકા સ્ત્રી આત્મરક્ષણ કરવાને સમર્થ થાય છે.

વર્ત્તમાન સમયમાં અમેરિકન અને યૂરોપીય સ્ત્રીઓ જેવી રીતે આપાર જ્ઞાનસ્પૃહા, આશ્ચર્યજનક કાર્યકુશળતા, પ્રબળ પરો-

પકારિતા વગેરે સદ્ગુણોનો પરિચય કરાવે છે; તેથી સમગ્ર સ્ત્રી-જાતિના ગૌરવમાં વધારો થયો છે. એ દેશમાં પણ અડધા સૈકા પહેલાં સ્ત્રીશિક્ષણ જોઇએ એટલા પ્રમાણમાં નહોતું. ઘણો વાદ-વિવાદ થયા પછીથીજ સ્ત્રીશિક્ષણનું દ્વાર ખુલે છે. વિલાય-તમાં થોડાં વર્ષોથીજ સ્ત્રીજાતિને માટે ઉંચી કેળવણીની વ્ય-વસ્થા થઈ છે. પ્રથમ ઇ. સ. ૧૮૬૯ માં Hitchin (હિચિન) શહેરમાં Girton College ( ગાર્ટન કૉલેજ )ની સ્થાપના થઇ છે. ત્યાર પછી થોડાજ કાળમાં ચારે તરફ અસંખ્ય વિદ્યાલયો અને મહાવિદ્યાલયોની સ્થાપના થઇ છે. અત્રે તેનાં કેટલાંક ના-મોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

ઑક્સફર્ડમાં ઇ. સ. ૧૮૭૯ માં Somervelle College સ્થપાઇ.
,, ,, Lady Margaret Hall સ્થપાયો.
,, ૧૮૮૬ માં St. Hugh's Hall. સ્થપાયો.
ઑાકસફર્ડમાં ઇ૦ સ૦ ૧૮૯૩માં St. Hilda's Hall સ્થપાયો.
કેમ્બ્રિજમાં ઇ૦ સ૦ ૧૮૭૩ માં Girton College સ્થપાઇ.
,, ઇ૦ સ૦ ૧૮૮૦ માં Nownham College સ્થપાઇ.
લંડનમાં ઇ૦ સ૦ ૧૮૪૮ માં Queen's College સ્થપાઇ.
,, ઇ૦ સ૦ ૧૮૪૯ માં Bedford College સ્થપાઇ.
,, ઇ૦ સ૦ ૧૮૮૨ માં Westfield College સ્થપાઇ.

આ સિવાય સ્કૉટલેન્ડની સ્ત્રીઓને માટે કેટલાંક ઉંચી કે-ળવણીના વિદ્યાલયો સ્થાપિત થયાં છે. આ ઉપરથી વિદેશી સ્ત્રીઓના અભ્યાસની કેટલી બધી સગવડો વર્તમાન સમયે થઇ છે તે માલૂમ પડી આવશે. વળી આટલા થોડા સમયમાં આંગ્લ રમણીઓએ તેમના વિદ્યાભ્યાસનો જે પરિચય કરાવ્યો છે તેથી

આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેતું નથી. તેમની વિદ્યાપ્રીતિ અતિ પ્રસંશાપાત્ર છે. એ વિદ્યાવિલાસિની રમણીઓથીજ આંગ્લ સમાજની અતિ ઉન્નતિ થઇ છે. કેટલીક વિદેશી રમણીઓ સુયોગ્ય વિદ્યાભ્યાસ કરીને હમણાં સ્કુલબોર્ડના સભ્યપદને શોભાવે છે. મ્હોટાં મ્હોટાં કારખાનાંઓ ચલાવી દેશીય વ્યાપારને ખિલવે છે. સ્વાસ્થ્ય ઇન્સ્પેકટર—પરિક્ષકનું કામ કરે છે. પોષ્ટખાતામાં અને તારખાતામાં ઉંચી જગ્યાએ કામ કરે છે. વર્તમાનપત્રોના સંપાદકનું કામ કરે છે તેમજ ગ્રંથકર્ત્રીનું ગૌરવપૂર્ણ કાર્ય સુદ્ધાં તેઓ કરે છે.

વિદેશી સ્ત્રીઓની આવી અસાધારણ ઉન્નતિ થયેલી જોઇને આપણે નિરાશ બની જવાનું નથી. જે કોઈ મહાન્ કાર્ય કરવાને માટે અગ્રેસર થાય છે તે અન્યની અપાર સાહસિકતા અને વિચક્ષણતા જોઈનેજ થાય છે. સરસ્વતી હિંદુઓની પરમપૂજનીયા દેવી છે. કમલાસના દેવી વીણા–પુસ્તક હાથમાં લઇ ભક્તની સેવાને સ્વીકારે છે. ક્યારે આપણી આ પુણ્યભૂમિ ભારતમાં ઘેરેઘેર ગૃહિણીઓ દેવી વીણાપાણિની પૂજા કરશે? જ્યાં સુધી દેવી સરસ્વતીની તન્મયતાથી ભક્તિપૂજા નહિ કરવામાં આવે ત્યાં સુધી સ્વદેશનો ઉદ્ધાર થવાનો નથીજ.

## સ્ત્રીશિક્ષણ સંબંધી બે બોલ.

આજકાલ સ્ત્રીશિક્ષણ સંબંધી આપણા દેશમાં સવિશેષ આગ્રહનો સંચાર જોવામાં આવે છે. હમણાં માત્ર મ્હોટાં શહેરોમાંજ નહિ; પરંતુ ન્હાનાં ન્હાનાં ગામોમાં

પણ બાળિકાઓને શિક્ષણ આપવાના પ્રયત્નો થતા જોવામાં આવે છે. આ શુભ લક્ષણ છે એ માટે સહજ પણ સંદેહ નથી; પુરૂષ સુશિક્ષિત હોય છે અને રમણી અશિક્ષિત અર્થાત્ અજ્ઞાન હોય છે તો સમાજનું અડધું અંગ દુર્બળજ રહે છે. આથી સ્ત્રીશિક્ષણની પણ ઘણી જરૂરિયાત છે.

આપણે અન્ય જાતિઓના સહવાસથી સ્ત્રીશિક્ષણની જરૂરિયાત સમજી શક્યા છીએ એમ નથી. "**कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः**" આપણા શાસ્ત્રનું અનુશાસન છે. આપણાજ પરમપવિત્ર ભારતદેશમાં લીલા, ખના, ગાર્ગી અને મૈત્રીયીએ જન્મગ્રહણ કર્યો હતો. એક સમયે ભારતનારી વેદમંત્રની બનાવનાર હતી. હમણાંના વિદુષીસમાજમાં પ્રથમની એ મહાજ્ઞાની, ધર્મપરાયણા વિદુષીઓની સમાનતામાં ગણી શકાય એવી કેટલી વિદુષીઓ છે ? પરંતુ જે ભૂતકાળના ગાઢ અંધકારમાં ઢંકાઈ રહેલું છે, તેનાથી આત્મશ્રેષ્ઠત્વનું પ્રતિપાદન કરવું એ એક નિષ્ફળ તેમજ હાસ્યજનક પ્રયાસ છે. હમણાં આપણા દેશમાં સ્ત્રીશિક્ષણની સ્થિતિ ઘણી શોચનીય છે. સમાજ યા તો જાતિની સર્વ પ્રકારની સફળતાનો આધાર સ્ત્રીશિક્ષણ ઉપરજ રહેલો છે. ઉતાવળથી ચાલતા એન્જીનની સાથે મ્હોટું કારખાનું જોડવાથી ટ્રેન જેવી રીતે ધીમેથી ચાલે છે તેજ પ્રમાણે સમાજ પણ અજ્ઞાની રમણી જાતિને વહન કરીને માત્ર સુશિક્ષિત પુરૂષોની સહાયતાથી ઉન્નતિને માર્ગે અગ્રેસર થઇ શકતો નથી.

આપણે આ સત્ય સમજી શક્યા છીએ તેથીજ બાળિકા

ઓના શિક્ષણને માટે ઘણી સ્કુલો અને પાઠશાળાઓની સ્થાપના થઇ છે; કિન્તુ આપણે બાળકોને શિક્ષણ આપવાને માટે જેવો યત્ન, શ્રમ, અર્થવ્યય અને સ્વાર્થત્યાગ કરીએ છીએ તેવો બાળિકાઓના સુશિક્ષણ માટે કરીએ છીએ કે ? આ વૈષમ્યનું કારણ સહુ કોઇ જાણે છે. આપણી સૌની સમજુતીજ એવી હોય છે કે, શિક્ષણ મેળવવાની આવશ્યકતા માત્ર દ્રવ્ય પેદા કરવા માટેજ છે. આ ઉદ્દેશ કરતાં બીજા કોઇ ઉચ્ચ ઉદ્દેશથી થોડાજ લોકો શિક્ષણ સંપાદન કરે છે. દ્રવ્ય પેદા કરવામાં પુરૂષ અને રમણી વચ્ચે વિરૂદ્ધતા જોવામાં આવે છે. વળી જો કોઇ પુરૂષ રમણીના શિક્ષણની સહાયતાથી પોતાના જીવનનો નિર્વાહ કરે છે તો આપણે એ માણસને મૂર્ખ સમજીએ છીએ; તેથી સ્ત્રીશિક્ષણની આવશ્યકતા છે એમ જાણવા છતાં આપણે પુરૂષશિક્ષણ પ્રત્યેજ વિશેષ લક્ષ્ય આપીએ છીએ. જ્યાં સુધી સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ સંકુચિત રહેશે ત્યાં સુધી આપણા સમાજની યા તો દેશની ઉન્નતિ થવી અશકય છે.

જેવી રીતે સ્ત્રીશિક્ષણની જરૂરિયાત છે તેવીજ રીતે સ્ત્રીજાતિને કેવા પ્રકારનું શિક્ષણ આપવું એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. નહિ તો સ્ત્રીશિક્ષણ દેશવ્યાપી થશે તો પણ તે સંપૂર્ણ ફળદાયક તો નહિજ થાય. નારીહૃદય સ્વભાવતઃ પુરૂષ કરતાં વિશેષ ભાવમય હોય છે; તેથી તેમના શિક્ષણ સંબંધી વિશેષ સાવધાનતા રાખવાની જરૂર છે. સ્ત્રીજાતિ પોતાના મન પર સંયમ રાખી શકે, ઘર કામ સારી રીતે કરી શકે, બિમારીમાં સારી સેવા ચાકરી કરી શકે, સંતાનોને સંપૂર્ણ લક્ષ્યપૂર્વક ઉછેરી શકે, પતિને સંકટ સમયે તેના એક સન્મિત્રની ગરજ સારી

શકે એવા પ્રકારનું શિક્ષણ આપવાનીજ ખાસ જરૂર છે.

જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં પણ જો નારીહૃદયમાં અભિમાન, રીસ, સ્વાર્થવૃત્તિ, વિલાસલાલસા યા તો અસંતોષની વૃદ્ધિ થાય તો પરિણામે આપણે એમ કહીને આક્ષેપ કરવો પડે કે, જે ઠેકાણે અજ્ઞાનતાથી સુખ છે તે ઠેકાણે વિજ્ઞતા-પ્રાપ્તિ મૂર્ખતા છે—

Where ignorance is bliss it is fully to be wise.

## સ્ત્રીજાતિનું કર્ત્તવ્ય.

(બંગનારીના એક લેખ ઉપરથી.)

આ જગતમાં પ્રત્યેક મનુષ્યને અમુક અમુક કર્તવ્યો બજાવવાનાં હોય છે. સંસાર માત્ર હસવા કૂદવાનું સ્થાન નથી-કઠોર કર્તવ્ય કરવાનું ક્ષેત્ર છે. અનેકના અંતરમાં એવી ધારણા છે કે, તેઓ જગતના કશા ઉપકારમાં આવી શકે તેમ નથી. તેમનાથી કોઇ પણ સત્કાર્ય સાધી શકાય તેમ નથી. આવી અમૂલક ધારણાને મનમાં સ્થાન આપવું ઉચિત નથી. આવી ભૂલ ભરેલી ધારણાથી અનેક માણસો પોતાનાં કર્તવ્યને બરાબર બજાવી શકતાં નથી. આપણે કદાચ ન્હાના હોઇશું, આ નિખિલ બ્રહ્માંડમાં કદાચ આપણી કશી ગણના નહિ થતી હોય; પરંતુ તેમ છતાં આપણે જગતના કામમાં યા તો ઉપયોગમાં તો આવી શકીએ તેમ છીએજ. આપણાથી સંસાર પર એક પણ બિંદુ જેટલો ઉપકાર થઇ શકતો હોય તો તે કરવામાં આપણે શા માટે પાછી પ્હાની કરવી? આપણે જ્યારે પ્રથમ આ

સંસારમાં આવીએ છીએ અને સંસારીનું જેવી સ્થિતિમાં દર્શન કરીએ છીએ તે કરતાં આપણે જ્યારે સંસારમાંથી વિદાય થઇએ છીએ ત્યારે તેને ઉન્નત સ્થિતિમાં જોઇ શકીએ છીએ. શું માત્ર પુરૂષોથીજ સંસારની યાતો જગતની ઉન્નતિ થઇ શકે તેમ છે? એમ નથી. નારીની સહાયતા સિવાય પુરૂષ કોઈ પણ કાર્ય કરી શકતો નથી. માતા પુત્રને, સ્ત્રી સ્વામીને તથા ભગિની ભાઇને ઉત્સાહિત કરીને જેવું સત્કાર્ય કરાવી શકે છે તેવું સત્કાર્ય બીજા કોઇથી કરાવી શકાતું નથી. ગુજરાતી ગૃહિણીઓ સંતાનને ખવડાવી પીવડાવી તથા તેમને પોતાના ખોળામાં બેસાડી રાખીનેજ સુખી સુખી થાય છે; પરંતુ જે કાર્યમાં લોકનો તિરસ્કાર વેઠવાનો હોય છે તે કાર્યને માટે કઠિન ત્યાગ કબૂલવો પડે છે. સમાજની સાથે સંગ્રામ કરવો પડે છે, એવા પ્રકારનું સત્કાર્ય કરવામાં કોણ ઉત્સાહ આપે છે? જનની જાતે જો એવું કાર્ય નથી કરતી તો તે સંતાનની સ્હામે કયું દૃષ્ટાંત ધરશે? પોતે જે કાંઇ કરતા નથી, તે કરવા અન્યને ઉપદેશ આપવાથી તેનું પરિણામ કદિ સફળપ્રદ થતું નથી.

સ્ત્રી, સ્વામીની સહચરી છે—સાથી છે. પરંતુ આપણા દુર્ભાગ્ય દેશમાં કેટલી સ્ત્રીઓ સ્વામીની સહચરીઓ થઇ શકે છે? પુરૂષો જગતની ઉન્નતિને અર્થે વિવિધ પ્રકારના વિષયોની ચિંતા કર્યા કરે છે. હવે સ્ત્રીઓ જો સ્વાર્થાંધ થઈ માત્ર પોતાની સુખ સગવડતા—પોતાનો સ્વાર્થ સાચવવાને તથા પોતાનું ઘર સુસજ્જિત કરવાને માટે વ્યાકુળ થઈ રહે તો શું તેઓ પુરૂષોની ચિંતાની સાથી તથા કાર્યની સાથી થઈ શકે ખરી કે? કોઈ પણ વિષયમાં તેમને સુયોગ્ય સલાહ આપી શકે ખરી કે? કોઈ પણ

સત્કાર્ય કરવા માટે તેમને ઉત્સાહિત કરી શકે ખરી કે ? સ્ત્રી સ્વામીના સંસારમંદિરમાં માત્ર ગૃહિણી નથી; પરંતુ સ્વામીના સુખ દુઃખની સાથી તેમજ શ્રેષ્ઠ સલાહ આપનારી છે. આ કાર્ય આપણા ગૃહસંસારમાંજ આબદ્ધ રહેલું છે. જ્યારે આપણે તેની બ્હાર જઇએ છીએ ત્યારે આપણી નિંદાજ થાય છે. આપણું દૈનિક કાર્ય આપણા સંસારમાંજ સંપૂર્ણ થાય છે આ-પણા પોતાના આહારવિહારનો તથા સુખસ્વચ્છંદતાનો ત્યાગ કરી આપણે આ જગતની સુખસ્વચ્છંદતાનો વિચાર કેમ કરતાં નથી ? આ સમસ્ત જગતને આપણે આપણા સંસારની માફક કેમ જોઇ શકતાં નથી ? આ જગતની જે જનની છે તેનુંજ આ બધું કુટુંબ છે. ત્યારે પછી આપણે સ્વાર્થાંધ થઇ એ જગજ્જનનીના સંસાર કાર્યમાં કેમ લક્ષ્ય આપતાં નથી ? સમાજનું અને જગતનું કલ્યાણ કરવાના વિચારો આપણે કેમ કરતાં નથી? પરમેશ્વરે આપણી માનસિક વૃત્તિઓને માત્ર પોતપોતાની સાં-સારિક ચિંતામાંજ આબદ્ધ રાખવા આપી નથી. એનો જગતની ઉન્નતિ કરવામાં ઉપયોગ કરાવવાનોજ ઈશ્વરનો મુખ્ય હેતુ છે.

પારિવારિક કર્તવ્યની સાથે સાથે બીજાં પણ અનેક કર્તવ્ય છે. આપણો વ્યવહાર જાણે કે સ્વતંત્ર છે—જાણે કે કોઈની સાથે કોઇનું બંધન નથી. સૌ પોતપોતાના સ્વાર્થનો વિચાર કરે છે અનેક કાર્યો કરવાના સંકલ્પ વારંવાર મનમાં ઉપજે છે; પ-રંતુ બ્હારથી સહાયતા નહિ મળી આવતી હોવાથી એ શુભચિંતા પાણીના પરપોટાની માફક હૃદયમાંજ સમાઈ જાય છે. સૌ એકત્ર થઇને જે કામ કરી શકે છે તે એક વ્યક્તિથી કરી શકાતું નથી. વળી અનેક સમયે કેટલાક સારા સંકલ્પો પણ સૌ

લોકો કાંઈ બોલશે તો એ ભયથી હૃદયના એકાન્ત સ્થાને સંકુચિત થઈ જાય છે. આપણો ઉત્સાહજ થોડો હોવાથી, લોકોનો તિરસ્કાર, તેમજ નિંદા આપણાથી સહન થઇ શકતાં નથી. વિદેશીય નારીઓના હૃદયમાં જેવો અનંત ઉત્સાહ હોય છે તેવો આપણી આર્ય મહિલાઓમાં કેમ હોતો નથી? વિદેશીય નારીઓ સમાજનું કાર્ય કરવાને માટે—જગત પર ઉપકાર કરવાને માટે કેટલું કષ્ટ પ્રસન્ન મુખે વેઠે છે? કેટલો આત્મત્યાગ કરે છે? કેટલી બધી વિદેશીય મહિલાઓ સગાં સંબંધીઓનો ત્યાગ કરી સમાજસેવિકા તરીકે પોતાનું જીવન પસાર કરે છે? કેટલે ઠેકાણે તેમણે અનાથાશ્રમોની સ્થાપના કરી છે? કેટલા કેટલા રોગીઓની તેઓ સેવા કરે છે? પારકાને માટે સ્વાર્થત્યાગ કરવો એજ ખરો ધર્મ છે. જે નારીમાં આવો ધર્મ હોય છે તે નારી આ પૃથિવીમાં દેવબાળા સમાન ગણાય છે. સૌ કોઇ કાંઇ પૈસાથી સહાય કરી શકતું નથી; પરંતુ સહાયતા પૈસા વિના પણ અનેક પ્રકારે કરી શકાય છે. જે નિરાશામાં નિમગ્ન હોય તેને આશા આપવી, શોકમાં સળગતાં માણસોને સાન્ત્વના આપવી તથા રોગીઓની સેવા કરવી એ નારીઓનું મુખ્ય કર્ત્તવ્ય છે. નારી સિવાય આ કાર્યો બીજા કોઇથી સારી રીતે કરી શકાતાં નથી. પારકાને પ્રેમદાન દેવામાં, પારકાને પોતાનું બનાવનામાં નારીજાતિજ વિશેષ કુશળ હોય છે. નારીના હૃદયમાં પ્રેમનો સતત પ્રવાહ વહ્યા કરે છે. એ પ્રેમના શીતળ પ્રવાહથી જગતમાં જે જીવો શોકતાપથી સળગી જતા હોય તેમને શાન્ત કરવા જેવું પરમ પુણ્ય બીજું કયું છે? મ્હારૂં પારકું ભૂલી જઈ, સકળના ઉપકારને માટે આત્મવિસર્જન કરવું એજ નારીજાતિનું કર્ત્તવ્ય છે.

અનેક સમયે શિક્ષણના અભાવે આ સકળ કાર્યો થતાં નથી. માત્ર પરીક્ષાઓ પાસ કરવાથીજ શિક્ષણ મેળવી શકાતું નથી. શું આપણી ભારતીય સન્નારીઓ પૂર્વે સુશિક્ષિતા નહોતી? ગાર્ગી, મૈત્રયી, સંઘમિત્રા, મીરાંબાઇ, વગેરે આદર્શ નારીઓની હકીકત કોણ નથી જાણતું? તેમના આત્મત્યાગનાં, ધર્મપ્રીતિનાં તથા સેવાપ્રેમનાં ઉજ્વળ ઉદાહરણો કોનાથી અજાણ્યાં છે? શિક્ષણના અભાવથી માનસિક વૃત્તિઓ અશુદ્ધ સ્થિતિમાં રહે છે—તેમનો સંપૂર્ણ વિકાસ થતો નથી; તેથીજ આપણા વિચારો સંકુચિત રહે છે. તેથીજ આપણે જગતનો વિચાર કરતાં નથી. અનેકની સમજ એવી હોય છે કે, સ્ત્રીઓને શિક્ષણ મળતાં તેઓ પુરૂષોના જેવી થઇ જાય છે, તેમની કોમળતાને સ્થાને સ્વચ્છંદતા આવે છે; પરંતુ આ એક પ્રકારનો ઘણો ગંભીર ભ્રમ છે રમણીની કોમળતા વિદ્યાપ્રાપ્તિથી ઉલટી વૃદ્ધિંગત થાય છે. જ્યારે શિક્ષણ નારીનાં જ્ઞાનચક્ષુઓ ઉઘાડે છે ત્યારેજ નારી પોતાના કર્તવ્યનો યોગ્ય નિર્ણય કરી તે પ્રમાણે વર્તી શકે છે. જ્યાં શિક્ષણનો અભાવ હોય છે ત્યાંજ સ્વાર્થ જોવામાં આવે છે. ઈશ્વરે આપણને સ્વાર્થી તરીકે રહેવાને માટે આ જગતમાં મોકલ્યાં નથી. આ જગતમાં કાંઇ આપણે હમ્મેશાં રહેવાનું નથી. આ સંસારમાંથી આપણે સૌને એક દિવસે વિદાય થવાનું છે. પોતાનું કર્તવ્ય કર્યા સિવાય આપણે આ જગતમાંથી વિદાય થઇએ છીએ તો અંતકાળે આપણા આત્માને અશાન્તિ ઉપજે છે અને તેથી આપણી સદ્‌ગતિ થતી નથી; તેથી આલોક અને પરલોક સુધારવા માટે આપણે યોગ્ય શિક્ષણ મેળવી, આપણા કર્તવ્યકર્મને યોગ્ય રીતે બજાવવું જોઇએ. કર્તવ્યશૂન્ય જીવન તે જીવનજ નથી.

# સ્ત્રીશિક્ષણ.

" The best women......are recognized chiefly in the happiness of their husbands and the nobleness of their sons." *Ruskin.*

સ્ત્રીશિક્ષણની આવશ્યકતા છે એમ આજકાલ સૌ કબૂલ કરે છે; પરંતુ સ્ત્રીઓને કયા કયા વિષયો કયાં સુધી શિખવવા એ સંબંધી સર્વત્ર મતભેદ જોવામાં આવે છે.

આપણા દેશમાં સ્ત્રીશિક્ષણ સંબંધીની હિલચાલ ઘણા થોડા સમયથીજ થવા લાગી છે; કિન્તુ વર્ત્તમાન શિક્ષણ પ્રણાલીનું પરિણામ આપણે ઇચ્છીએ છીએ એવું પ્રાપ્ત કરી શકીએ છીએ કે? સ્ત્રીપ્રકૃતિ અને પુરૂષપ્રકૃતિમાં એક પ્રકારની મુખ્ય વિભિન્નતા છે. એ વિભિન્નતાને અનુસરી પુરૂષ અને સ્ત્રીકેળવણીને પણ વિભિન્ન કરવામાં નહિ આવે ત્યાં સુધી આપણે સ્ત્રી શિક્ષણની વિશેષ પ્રગતિ ભાગ્યેજ જોઇ શકીશું. આપણા દેશમાં સ્ત્રીનું સ્થાન કયાં છે તેનો પ્રથમ વિચાર કરી જોવાની જરૂર છે. પ્રથમતઃ સ્ત્રી ગૃહિણી, દ્વિતીયતઃ તેઓ સખી અર્થાત્ સલાહ આપનારી, તૃતીયતઃ તેઓ જનની છે. તેથીજ તેમનું સ્થાન અંતઃપુરમાં છે. સ્ત્રીજાતિનો અંતઃપુરની બ્હારનો જે સંબંધ છે તે કાંઈ ઘણો જરૂરી નથી. ઘણા એમ કહેશે કે, આ અભિપ્રાય ઉચિત નથી. આ તો પુરૂષોની સ્વાર્થતાનું સૂચન કરે એવોજ અભિપ્રાય છે. આ મતનું પરિવર્ત્તન કરવું જોઇએ. વારૂ, આવા ભાવથીજ સમાજના કોઇ કોઇ અંશમાં

પરિવર્તન થવા લાગ્યું હતું; પરંતુ તેનું કાંઇ ઉન્નત ફળ આવ્યું છે કે? આપણે એમ ચોક્કસ સમજી રાખવું જોઇએ, કે પરિવર્તન એટલે કાંઇ સર્વ પ્રકારની ઉન્નતિ નથી. યૂરોપ અને અમેરિકામાં આવું પરિવર્તન ઘણું થયેલું છે; પરંતુ ગંભીર બુદ્ધિથી વિચારી જોવું જોઇએ કે, તેમની સ્થિતિ આપણા કરતાં સારી છે કે કેમ? આપણા ઘરસંસારોમાં જેટલી શાન્તિ છે તેટલી શાન્તિ તેમના ઘરસંસારોમાં છે કે કેમ? રમણીઓને કઠોર જીવનસંગ્રામમાં નાખવાથી તથા તેમની ઉચ્છૃંખલતાને આશ્રય આપવાથી તો ઉલટો પુરૂષોનો વિશેષ સ્વાર્થ પ્રદર્શિત થાય છે.

આપણા દેશમાં વર્ત્તમાન શિક્ષણવ્યવસ્થા સ્ત્રીઓ અને પુરૂષોની વિભિન્નતાના વિચારથી પ્રતિષ્ઠિત થયેલી નથી. આપણા દેશની સ્ત્રીકેળવણીનો આદર્શ પાશ્ચાત્યને અનુસરતો છે અપવાદ તરીકે અમુક ગણ્યાં ગાંઠયાં પુસ્તકો બાદ કરતાં સ્ત્રીઓ અને પુરૂષોને એકજ પ્રકારનાં પુસ્તકોનો અભ્યાસ કરાવવામાં આવે છે.

સ્ત્રીઓને કેવું શિક્ષણ આપવાની જરૂર છે તેનો વિચાર કરતાં પહેલાં ભૂતકાળમાં શું હતું તેનો વિચાર કરવાની આવશ્યકતા છે. સ્ત્રીશિક્ષણ આપણા દેશમાં કાંઈ નવુંજ નથી. મહાભારતમાં કુન્તિ, દ્રૌપદી, સુભદ્રા તથા ઉત્તરાના ચરિત્રનું અવલોકન કરતાં તેઓ શું અભણ હતી એમ આપણે ધારી શકીએ છીએ કે? આમ છતાં મહાભારત ઉપર પણ કેટલાકની આસ્થા નથી—કેટલાક તેને Fiction (કલ્પિત) કહીને ઉડાવી દે છે! ઠીક, ત્યારે હવે આપણે ઐતિહાસિક સમયમાં જઇએ. બુદ્ધદેવના જ્ઞાનપ્રકાશથી એક સમયે આપણો દેશ પ્રકાશિત થયો હતો. બુદ્ધદેવની પછી અશોકના સમયે બૌદ્ધધર્મનો પૃથિ-

વીમાં પૂર્ણ વિસ્તાર થયો હતો. એ સમયે અનેક ગ્રન્થકર્ત્તાઓ પણ પ્રકાશમાં આવ્યા હતા, તથા એમાં કેટલીક રમણીઓનો પણ સમાવેશ થયેલો હતો. કવિકુલગુરૂ કાલિદાસની શકુન્તલાને આચાર વ્યવહાર વિષયમાં એ સમયના એક ચિત્ર તરીકે ગણી શકીએ તેમ છીએ. શકુન્તલાને, તે જાતેજ શ્લોક લખી દુષ્યન્તને પત્ર લખતી ચિતરવામાં આવી છે. વરાહના પુત્ર મિહિરની સ્ત્રી ખના જ્યોતિષના ગંભીર જ્ઞાનથી પૃથિવીમાં પ્રસિદ્ધ થઈ હતી. લીલાવતીની વિદ્યાપ્રીતિ કયા હિન્દવાસીથી અજાણી છે? જ્યારે પ્રસિદ્ધ હુએનસિંગ રાજા હર્ષની રાજસભામાં પોતાનું જ્ઞાન પ્રદર્શિત કરવાને પ્રવૃત્ત થયો ત્યારે હર્ષની ભગિનીએ રાજસભામાં બેસીને હુએનસિંગની વકતૃતા ઉપર પોતાનો મતામત કોઇપણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય પ્રકટ કર્યો હતો. વળી આપણે ત્યાર પછી થોડા સમયના અંતરનાં ઉદાહરણો લઇએ. વિશ્વવિજયી શંકરાચાર્ય અને મંડનમિશ્રમાં તર્કની આલોચના થવાની હતી. એમની ઉભયની વચ્ચે મધ્યસ્થ કોણ રહે? અંતે મંડનમિશ્રની સ્ત્રીનેજ શંકરે મધ્યસ્થ તરીકે માન્ય કરી. તેણે ઉભયની તર્કચર્ચા સાંભળીને પોતાના પતિનેજ પરાજિત થયેલા ગણ્યા; પરંતુ એ તેજસ્વિની વિદુષી સતી સ્વામીના પરાજયથી દુઃખિત થઈ. કોઈપણ જાતનો સંકોચ રાખ્યા સિવાય તેણે શંકરને કહ્યું:–"આપ મ્હારી સાથે તર્ક કરો!" આ વાત શંકરે કબૂલ રાખી અને પરિણામે મંડનમિશ્રની પત્નીએ શંકરને એક એવો પ્રશ્ન પૂછયો કે તેઓ એ પ્રશ્નનો ઉત્તર આપી શકયા નહિ! સમસ્ત ભારતે જેમની આગળ પોતાનું મસ્તક ઝુકાવ્યું હતું તેમનું મસ્તક એક રમણીની આગળ ઝુકયું હતું.

આ સઘળાં ઉદાહરણો ઉપરથી માલૂમ પડે છે કે, ભૂતકાળમાં આપણા દેશમાં સ્ત્રીશિક્ષણનો સહજ પણ અભાવ નહોતો, તથા રમણીઓ શિક્ષણ પ્રાપ્ત કરીને પોતાની સ્વાભાવસિદ્ધ કોમળતા અને રમણીયતાને ગૂમાવી બેસતી નહિ. કેવી રીતે ભૂતકાળમાં આપણી આર્યનારીઓ આવું ઉત્તમ શિક્ષણ મેળવી શકતી હતી? અમે તો પારિવારિક શિક્ષણનેજ એનું મૂળ સમજીએ છીએ. આ શિક્ષણવ્યવસ્થાથી કોઇની પણ પ્રતિભાને વિકસવામાં અડચણ પડતી નહિ; પરંતુ સૌ કોઇ પ્રતિભાની સાથે જન્મગ્રહણ કરતું નથી. એવી રમણીઓ સામાન્ય શિક્ષણ મેળવીને પણ સંતુષ્ટ રહેતી હતી; છતાં અત્રે એટલું જણાવવાની જરૂર છે કે, સ્ત્રીશિક્ષણ બ્રાહ્મણ આદિ ઉચ્ચવર્ણમાંજ આબદ્ધ હતું. અન્યવર્ણોમાં પ્રથમ પુરૂષવર્ગને શિક્ષણ આપવામાં આવતું હતું અને તે પછી સ્ત્રીશિક્ષણ તરફ લક્ષ્ય આપવામાં આવતું હતું.

ઉપરનાં સઘળાં ઉદાહરણો ઉપરથી માલૂમ પડી આવશે કે પૂર્વે આપણા દેશમાં સ્ત્રીશિક્ષણનો અભાવ નહોતો; કિન્તુ યવનોના વિપ્લવની સાથેજ સ્ત્રીઓની શિક્ષણસ્થિતિ શોચનીય થઇ જવા લાગી. ધીમે ધીમે તેમની વિદ્યાની ખ્યાતિ અનંત કાળસાગરમાં ડૂબી જવા લાગી. વર્ત્તમાનકાળમાં એ ભૂતકાળની ગૌરવકથા ધીમે ધીમે પુનઃ પ્રકાશિત થવા લાગી છે.

વર્તમાન સ્ત્રીશિક્ષણની વ્યવસ્થાનો વિચાર કરતાં માત્ર વર્ત્તમાનકાળનેજ દૃષ્ટિમાં રાખવો જોઇએ નહિ. ભવિષ્યના અંધકારપૂર્ણ કાળ તરફ પણ દૃષ્ટિ પહોંચાડવાનો પ્રયત્ન કરવો જોઇએ. પ્રથમ કહેવામાં આવ્યું છે કે, સ્ત્રીઓને ખાસ કરીને ગૃહિણી, સખી અને જનનીનુંજ કર્ત્તવ્ય બજાવવાનું છે. બ્હારના સંબંધો

જેવા કે, ગ્રંથકર્ત્રી, શિક્ષયિત્રી, ધાત્રી આદિ ભાવ હજી પણ સર્વાંશે સ્પષ્ટ થયા નથી. સમાજમાં સ્ત્રીઓના પ્રત્યે બિનજરૂરી કઠોરતા ધીમે ધીમે ઓછી થતી જાય છે, તથા તેઓ પોતેજ પોતાના ભૂતકાળના ગૌરવનો પુનઃ ઉદ્ધાર કરવાનો યથાવકાશે પ્રયત્ન કરે છે. એથી ભવિષ્યમાં સારૂં પરિણામ આવવાનો સંભવ છે.

સ્ત્રીશિક્ષણના માર્ગમાં અસંખ્ય સંકટો આવી પડે છે. પ્રથમ તો તેમની વિવાહની ઉમ્મર છે. આપણા દેશમાં અગીઆર કિંવા બાર વર્ષની બાળિકાને વિવાહયોગ્ય ઉંમરની થયેલી સમજવામાં આવે છે. નામદાર ગાયકવાડ સરકારે બાળલગ્નનિષેધનો કાયદો કર્યો તે પૂર્વે તો સાત આઠ વર્ષની ઉમ્મરની કન્યાઓનું પણ લગ્ન થઈ જતું હતું. પ્રત્યેક્ રાજ્યે આ કાયદાનું અનુકરણ કરવાની જરૂર છે.

હવે બાળિકાઓને તેમની પોતાની ઘણી ન્હાની ઉમ્મરમાંજ સંસારમાંનાં પોતાનાં સઘળાં કર્તવ્યો શિખી લેવાં પડે છે.

હવે બાળિકાઓને તેમની બાલ્યાવસ્થામાં જે અવકાશ મળે છે તે અવકાશમાંજ અર્થાત્ તેઓ શ્વસુરપક્ષમાં જાય ત્યાં સુધીમાંજ તેમને સઘળું સાંસારિક શિક્ષણ મળે એવી વ્યવસ્થા થવી જોઈએ. બાલ્યાવસ્થામાં તેમને આવું શિક્ષણ આપવામાં આવે તો મ્હોટી ઉમ્મરે તેઓ પોતાની પ્રતિભાથી ગૃહસંસારનાં સકળ કાર્યો સહેલાઇથી કરી શકે. સ્વાભાવિક પ્રતિભા કદિ અટકી રહેતી નથી. અમુક માર્ગ જોવામાં આવતાં તે એ માર્ગે સહેલાઈથી આગળ વધી શકે છે. વળી સાંસારિક શિક્ષણની સાથે, સાહિત્ય, ઈતિહાસ, ભૂગોળ, અને ગણિતનું શિક્ષણ પણ આ-

ખવું જોઇએ. આવા પ્રકારનું શિક્ષણ આપી રહ્યા પછી છેલ્લા વર્ષમાં તેમને, સંગીત, ભરત ગુંથણ, ધાત્રીવિદ્યા, માંદાની માવજત કરવાનું શિક્ષણ, સ્વાસ્થ્ય વિજ્ઞાન, સીલાઈ વગેરેનું શિક્ષણ આપવું જોઇએ.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આવું શિક્ષણ ક્યાંથી આપવું—કોની પાસે અપાવવું ? વારૂં, ઉત્તરમાં અમે એમ પૂછીશું કે પ્રાચીન ભારતમાં સ્ત્રીજાતિને કોણ શિક્ષણ આપતું હતું ? શકુંતલાને કોણે શિક્ષણ આપ્યું હતું ? કણ્વ અગર તો ગૌતમીએજ. એ સમયે સ્ત્રીઓને શિક્ષણ આપવાને માટે વિદ્યાલયની સ્થાપના થઈ હોય એવો ઉલ્લેખ થયેલો જોવામાં આવતો નથી. ખનાને કોણે શિક્ષણ આપ્યું હતું ? તેનું પ્રતિ-પાલન રાક્ષસીએ કર્યું હતું. લીલાવતીને તેના પિતાએજ શિ-ક્ષણ આપ્યું હતું; તેથી પારિવારિક શિક્ષણવ્યવસ્થાજ ઉત્તમ લાગે છે. કન્યાને માતાએ, પિતાએ, ભ્રાતાએ અગર તો તેના સ્વામીએજ શિક્ષણ આપવું જોઇએ. જો તેઓમાંથી કોઈનાથી એ કાર્ય ન બની શકે તો પછી કન્યાને વિદ્યાલયમાં મોકલવી જોઇએ; પરંતુ વિદ્યાલયમાં પણ તેમને સ્ત્રીઓદ્વારાજ શિક્ષણ મળવું જોઇએ. બાળિકાવિદ્યાલયમાં પુરૂષ શિક્ષક હોવો જોઇએ નહિ.

સ્ત્રીશિક્ષણના અભાવથી આપણા દેશની અવનતિ થઈ છે. આપણા દેશની લક્ષ્મીઓ શિક્ષણ મેળવીને લક્ષ્મી, સરસ્વતી થાઓ. હિન્દમાં ઘેરેઘેરે દ્રૌપદી, ભદ્રા, સીતા, સાવિત્રી, ગાર્ગી, ખના, લીલાવતી વિરાજ કરો, અને સકળ હિન્દવાસીઓ તેમનું દર્શન કરી ધન્ય થાઓ; પરંતુ હમ્મેશાં મનમાં રાખવું જોઇએ કે પુરૂષ-કર્મ છે અને સ્ત્રી-શક્તિ છે.

"As unto the bow the cord is,
So unto the man is .the woman;
Though she bends him, she obeys him,
Useless each, without the other."
"Man for the field, woman for the heart,
All else confusion."

## માતૃ-સ્નેહ.

માતા પોતાના સંતાનને ચ્હાય છે, તથા જીવનપર્યન્ત તે પોતાના સંતાનની મંગલ કામના કરે છે, એ સનાતન સત્ય વાત છે. કોઈ પણ માતાને સંતાનો ઉપર પ્રેમ કેમ કરવો તેનું શિક્ષણ આપવું પડતું નથી. સન્તાન પણ જન્મતાંની સાથેજ સહજ જ્ઞાનથી માતાને ચ્હાય છે. પિતા-માતાની સાથે સન્તાનનો જે નિરંતરનો સંબંધ છે તે સંબંધને સાંધનાર મનુષ્ય નહિ; પણ વિધાતા પોતેજ છે. સન્તાનધનથી ધનવતી થઇને કયી માતા પોતાના જીવનનું સાર્થક થયું સમજતી નથી ? પુણ્યભૂમિ ભારતવર્ષમાં સન્તાનવતી જનની સૌભાગ્ય અને કલ્યાણની પ્રતિમૂર્ત્તિ રૂપે પૂજાય છે.

સન્તાનને સૌભાગ્ય તથા સંપદનો આધાર સમજવામાં આવે એ સ્વાભાવિક છે; કિન્તુ એ સૌભાગ્યની સાથે કેટલી ગંભીર જવાબદારી જડાઈ રહેલી છે તે વિષયની ચિન્તા કેટલી આર્યમાતાઓ કરે છે ? સાધારણ રીતે પુરૂષો કરતાં સ્ત્રી આધ્યાત્મિક સંપદમાં ઉતરતી પંક્તિની ગણાય છે; પરંતુ જે વિશ્વ-

પિતાએ સ્ત્રી તેમજ પુરૂષ ઉભયની ઉત્પત્તિ કરી છે તેઓ જો પુરૂષ કરતાં સ્ત્રીજાતિને હીન બનાવત તો તેઓ સ્ત્રીજાતિને માતૃપદ જેવું ગંભીર જવાબદારી ભરેલું અને માનનીય પદ સ્વાધીન કરત નહિ. જ્યારે સ્વર્ગદૂતના જેવું એક સુંદર કોમળ બાળ-પુષ્પ આવીને પ્રથમ માતાના ખોળાને શોભાવે છે ત્યારે તેના એ અસહાય નિર્દોષ મુખ તરફ જોઈને સ્નેહમયી માતાના અંતરમાં સ્વાભાવિક એવો પ્રશ્ન નથી ઉપજતો કે, વિધાતાના આવા અપાર આશીર્વાદોનું પરિણામ પ્રાપ્ત કરવા જેવી તેની યોગ્યતા ક્યાં છે? જો માતાઓ એવો વિચાર કરત કે, સન્તાન-રૂપે એક એક સ્વર્ગવાસી આત્મા તેમની પાસે સ્નેહ તેમજ પ્રેમથી પુષ્ટ થવાને આવ્યો છે—તેમની પાસે માત્ર શરીર નહિ પણ જીવન મેળવવાને આવ્યો છે—તેના બળની પરીક્ષા તેને પોતાના ભાવિ જીવનસંગ્રામમાં આપવી પડશે; જો એવો વિચાર કરત કે તે સારા અને ખોટા આદર્શનાં જે સઘળાં બીજ તેના સન્તાનના ચરિત્રમાં રોપશે, તે ભવિષ્યમાં શાખા પ્રશાખાઓમાં પરિણત થઈને તેના જીવનના સુખ દુઃખના કારણરૂપ થશે, તો માતા થવામાં કેટલી જવાબદારી છે એનો તેઓ થોડો ઘણો ખ્યાલ કરી શકશે. માતાપિતાના શરીરનો વ્યાધિ જેવી રીતે સંતાનને વારસામાં મળે છે તેવીજ રીતે માતાપિતાના સદ્‌ગુણો અને દુર્ગુણો પણ તેમનાં સંતાનોને વારસામાં મળે છે. વિશેષતઃ મનુષ્યસ્વાભાવમાં એવો એક ભાવ છે કે જેથી તે સદ્‌ગુણો કરતાં દુર્ગુણોનું અનુકરણજ સત્વર કરે છે. અનેક ઠેકાણે આ-પણે એવું જોઈ શકીએ છીએ કે, ધાર્મિક પિતાના સદ્‌ગુણો

કરતાં દુર્બળ પ્રકૃતિની માતાનું ચરિત્ર સંતાનમાં સવિશેષ પ્રકાશિત થયેલું હોય છે.

જો કે માતાના સ્નેહમાં સહજ પણ સ્વાર્થ હોતો નથી. સંતાનોનું નિરંતર કલ્યાણ થાય એવી ઇચ્છા રાખી તે જીવન-પર્યંત પોતાના સુખ તેમજ આરામનો ત્યાગ કરી તેમની સેવા કરે છે; પરંતુ તેમની આ કલ્યાણકામના સાધારણ રીતે તુચ્છ અનિત્ય સુખના ઉપર પ્રતિષ્ઠિત હોય છે. ઘણી ખરી માતાઓ માત્ર એવીજ કામના કરે છે કે, તેમના સંતાનો સહેલાઇથી જીવિકા મેળવે અને તેમનું કોઈ પણ પ્રકારે સાંસારિક અનિષ્ટ થાય નહિ; પરંતુ કેટલી માતાઓ દૃઢતાથી એમ કહી શકે છે કે, તેઓ હૃદયની શક્તિમાં અને ધર્મમાં શ્રેષ્ઠ થાય. એ માટે જો માતાઓને હજારો દુઃખ ભોગવવાં પડતાં હોય તો તેથી અમને બિલકુલ દુઃખ નથી !

વળી સન્તાન સચ્ચરિત્ર થાય એવી કામના કયી માતાને નથી હોતી ? પરંતુ માત્ર એવી કામના કર્યાથી શું ફળ છે ? સન્તાનનું ચરિત્ર સારૂં થવું યા માઠું થવું એ તેની માતાના ઉપર આધાર રાખે છે. આવું કઠિન સત્ય માતાઓએ પોતાના મસ્તક ઉપર ઉપાડી લેવું જોઇએ. નિશ્વાસ પ્રશ્વાસ જેવી રીતે સ્વાભાવિક, અનિવાર્ય અને અવિરામ હોય છે તેવીજ રીતે સન્તાનને સચ્ચરિત્ર કરવાની કામના સ્વાભાવિક અને અવિરામ થવી આવશ્યક છે. જે દિવસથી એક અસહાય અશક્ત માનવ-શિશુ આ અજ્ઞાત અપરિચિત જગતમાં માતાના સ્નેહ ઉપર અસાધારણ વિશ્વાસ રાખીને આત્મસમર્પણ કરે છે તેજ દિવસથી

માતા જેમ તેની સુખસ્વચ્છંદતા અને આરામને માટે પોતાને સંપૂર્ણ રીતે ઉત્સર્ગ કરે છે, તેના શરીરને પોષવાનો ભાર પોતાના ઉપર છે એમ તે ધારે છે તેવીજ રીતે તેના મનને અને આત્માને વિકસિત કરવાનો ભાર પણ તેઓએ ભૂલી જવો જોઇએ નહિ. પશુ તથા અન્ય પ્રાણીઓમાં એવું જોવામાં આવે છે કે જ્યાં સુધી તેમનાં બચ્ચાંઓ અશક્ત હોય છે ત્યાં સુધી તેઓ અપાર પ્રયત્નોથી અને પ્રેમથી તેમનું પ્રતિપાલન કરે છે; પરંતુ જ્યારે બચ્ચાંઓ સશક્ત અને સબળ બને છે ત્યારે પછી તેમનાં માતાપિતા તેમની ચિંતા રાખતાં નથી. એટલે સુધી કે ભવિષ્યમાં તેઓ પોતાનાં બચ્ચાંને ઓળખી સુદ્ધાં શકતાં નથી. પશુપક્ષીઓને આત્માની ચિંતા કરવી પડતી નથી. માત્ર શરીરનું પ્રતિપાલન કરવું એજ તેમનું કર્ત્તવ્ય છે; કિન્તુ વિધાતાએ મનુષ્યને મન યા તો મનુષ્યત્વ નામની જે વિશેષ સંપત્તિ અર્પણ કરી છે એની ચિંતા જો મનુષ્યો ન કરે તો પછી પશુપક્ષીઓ સાથેની તેમની ભિન્નતાનો નાશજ થયેલો ગણી શકાય.

સન્તાનને સચ્ચરિત્ર કરવાનો સર્વોત્તમ ઉપાય શો છે ? એજ કે માતાએ પોતાના ચરિત્રને અતિ ઉત્તમ. આદર્શ કિંવા અનુકરણીય કરવું. માતાએ પોતાની રૂચિ, ભાવ તેમજ કાર્યને નિર્મળ અને નિસ્વાર્થ કરવું જોઈએ. પ્રથમજ અમે જણાવી ગયા છીએ કે, સન્તાનને સચ્ચરિત્ર કરવાની કામના જનનીના મનમાં શ્વાસ પ્રશ્વાસ પ્રમાણે અનિવાર્ય અને અવિરામ થવી જોઈએ. જીવનપર્યંત શિક્ષા કરવાથી તેમજ માત્ર મુખથી શિખામણ આપ્યાથી કશું સારૂં પરિણામ આવતું નથી. સન્તાનની સમક્ષ

તો અનુકરણીય આદર્શજ મૂકવો જોઈએ. કેવી ચૂપકીદીથી માતાની દુર્બળતા સન્તાનોમાં પ્રવેશ કરે છે તેનાં અત્રે એક બે ઉદાહરણો આપવામાં આવે છે. એક વર્ગની માતાઓ સંતાનનો કોઈ પણ પ્રકારનો દોષ કિંવા દુર્બળતા જોવામાં આવતાં તરતજ સન્તાનને પુષ્કળ શાસન કરે છે. માતાએ પુત્રને અમુક કાર્ય કરવાની આજ્ઞા કરી; પરંતુ બાળકે પોતાનું રમવાનું છોડી નહિ દેતાં એ આજ્ઞા તરફ દુર્લક્ષ્ય કર્યું; આથી માતા પુત્રને મારવા માટે ક્રોધવશ થઈને આગળ વધી; પરંતુ એ સમયે તેના અંતરમાં એવો વિચાર આવ્યો નહિ કે, થોડા સમય ઉપર જ્યારે તે પોતાના કામકાજમાં ગુંથાયલી હોત અને બાળકે તેને કાંઈ કરવાનું કહ્યું હોત તો તેણે ‘ હમણાં મ્હારાથી નહિ બની શકે ’ એવોજ ઉત્તર આપ્યો હોત. જે આજ્ઞાભંગ માટે તે પુત્રને મારવા તૈયાર થાય છે તે આજ્ઞાભંગ કરવાનું બાળક કોની પાસેથી શિખે છે ? આવી રીતે માતા પોતાના દોષ અને દુર્બળતા સંબંધી સંપૂર્ણ અંધ બની જઈને સંતાનોનું ચરિત્ર સુધારવા જાય છે, તથા તે સમજતી નથી કે બાળક તેનુંજ અનુકરણ કરીને આવી રીતે આજ્ઞાભંગ કરતાં અને ક્રોધે ભરાતાં શિખ્યું છે.

બીજા એક વર્ગની માતાઓ સન્તાનોના દોષ જોવામાં આવતા હોવા છતાં તે તરફ આંખ આડા કાન કરે છે. પોતાનું સન્તાન કાંઇ ખોટી વાત બોલ્યું છે યા તો તેણે નહિ બોલવા જેવો શબ્દ ઉચ્ચાર્યો છે એમ જાણવામાં આવ્યા છતાં માતા બાળકની કિંવા સન્તાનની ભૂલ સુધારતી નથી. પોતાના સન્તાનની ભૂલ સુધારવા જતાં તે જનસમાજમાં હલકું ઠરે એવો

તેના અંતરમાં ભય રહે છે. આ ભય ઉચિત નથી. આથી તો માતા તેના સન્તાનના દુર્ગુણોને આશ્રય આપે છે.

ઉપર દર્શાવેલા બે વર્ગની માતાઓમાં બીજા વર્ગની માતાઓ તેમનાં સન્તાનોના ચરિત્રને સવિશેષ બગાડે છે. કેમકે તેઓ તેમનાં બાળકોને કપટતાનું શિક્ષણ આપે છે.

આપણે બાળકોને છેતરવાનું કામ ઘણું સહેલું સમજીએ છીએ; પરંતુ એ આપણો એક પ્રકારનો ભ્રમ છે. આપણી ઇચ્છા ગમે એવી હોય તો પણ આપણી ઈચ્છાની પાછળ જે સ્વભાવ છે તે બાળક જોઈ શકે છે. બીજાઓના કરતાં બાળકો મુખ જોઇને સ્વભાવ પરીક્ષા ઘણી સહેલાઇથી કરી શકે છે. વળી બાળક જે જુએ છે તેનું સત્વર અનુકરણ કરે છે. બાળકોના જેવી અનુકરણશક્તિ અન્ય કોઈનામાં હોતી નથી. બાળકનું હૃદય એક સ્વચ્છ આયના જેવું છે. એની આગળ જેવી છબી ધરવામાં આવશે તેવોજ તેમાં ફોટો કિંવા ચિત્ર પડશે; તેથીજ બાળકો પાસે માતાએ વિશેષ સાવધાનતાથી વર્તવાની જરૂર છે. માતાના સ્વભાવમાં બાળક જો કોઈ પણ પ્રકારે ઉત્તેજના અગર દુર્બળતા જોઈ શકે છે તો સન્તાન આગળ તે પરાજિત થાય છે. જે બાળક માતાને જલદી વિરક્ત તથા ઉત્તેજિત કરી શકે છે તે પોતાની માતાની દૃઢતા કેટલી ઓછી છે એ સારી રીતે જાણી શકે છે. તેથી બાળક ઉપર માતાએ જલદીથી વિરક્ત અને ઉત્તેજિત થવું જોઇએ નહિ.

ત્યાગ અને આત્મસમર્પણ સર્વ પ્રકારના પ્રેમને સાર્થક કરે છે. સન્તાનના પ્રત્યે માતાનો જે સ્નેહ હોય છે તેમાં જો આત્મસમર્પણ નથી હોતું તો એ સ્નેહ અમર થતો નથી. રામા-

યણુમાં કૌશલ્યાના પુત્રસ્નેહમાં આપણે કામનાશૂન્ય નિસ્વાર્થતાનું દર્શન કરી શકીએ છીએ. રામચંદ્રને વનમાં વિદાય કરતી વખતે દૃઢ તેમજ શાન્ત સ્વરે તેણે કહ્યું હતું કેઃ—

न शक्यते वारायितुं गच्छेदानीं रघुत्तम
शीघ्रंच विनिवर्त्तस्व च सतां क्रमे
यं पालयसि धर्मं त्वं प्रीत्या च नियमेन च
स वै राघव शार्दुल धर्मस्त्वामभिरक्षतु।

"વત્સ ! હું કોઇપણ રીતે તને રોકી શકતી નથી. હવે તું બેલાશક જા; પરંતુ સત્વર પાછો ફરજે, અને સન્માર્ગ ઉપર સ્થિર રહેજે. તું પ્રીતિ સહિત, નિયમ સહિત જે ધર્મ પાળવાને પ્રવૃત્ત થયો છે એ ધર્મજ ત્હારૂં રક્ષણ કરો." વિના દોષે દંડિત પુત્રના અપાર દુઃખભારને ધર્મને માટે, સત્યને માટે આવી રીતે કેટલી માતાઓ પોતાના મસ્તક ઉપર ઉંચકી લે તેમ છે ?

એ સમયની માતાઓ આવી ધર્મનિષ્ઠાવાળી હોવાથીજ રામ, અને યુધિષ્ઠિરાદિ જેવા સુપુત્રો ઉત્પન્ન થયા હતા. આજકાલ આપણા પરમપવિત્ર ભારતવર્ષની માતાઓ પૂર્વેના એ ધર્મને, તેજને તેમજ કર્ત્તવ્યને ગૂમાવી બેઠી છે; તેથીજ વર્ત્તમાનકાળનાં સન્તાનો પણ તેમના જેવાંજ થાય છે. માતાઓ જો પોતાનાં સન્તાનોને મનુષ્યત્વના ઉપર, ધર્મના ઉપર પ્રતિષ્ઠિત ન કરે તો પછી કેવી રીતે તેમનો ઉદ્ધાર થાય ?

આર્યમાતાઓ ! પૂર્વેના એ ધર્મને, તેજને અને નિસ્વાર્થ માતૃહૃદયને તમારે પુનઃ મેળવવું જોઇએ. અસ્તુ.

---

# સ્વદેશસેવામાં સ્ત્રીજાતિ.

અનેક યુગથી આપણા ભારતવાસીઓ જડતામાં ઘેરાઈ રહેલા છે. આપણા શરીરની શક્તિ, મનનું બળ તદ્દન ક્ષીણ બની ગયું છે. ભૂતકાળમાં આપણે શિલ્પવિજ્ઞાનમાં આશ્ચર્ય ઉપજે એવી જે અસામાન્ય નિપુણતા પ્રદર્શિત કરી હતી એ નિપુણતા હમણાં ભૂલી જવામાં આવી છે. છતાં સુખનો વિષય માત્ર એજ છે કે, ધીમે ધીમે આપણા અંતરમાં આપણી હીનતા દૂર કરી ઉન્નત થવાની અને જગતમાંની સભ્ય જાતિઓની સમાનતા પ્રાપ્ત કરવાની આંકાક્ષા ઉત્પન્ન થઇ છે; પરંતુ દેશની ઉન્નતિના પ્રયત્નોમાં આર્યનારીઓ શું કરે છે? આર્યનારીઓથી સ્વદેશનું કયું કાર્ય થઇ શકે છે? મનુષ્ય સમાજ પુરૂષ અને સ્ત્રી—બન્ને વિભાગમાં વિભક્ત થયેલો છે; તેથી જે જાતિ સ્ત્રીજાતિને દૂર રાખશે—સમાજમાં તેમને તેમનું ખરૂં સ્થાન નહિ મેળવવા દે એ જાતિનો વિનાશ થયા સિવાય રહેશે નહિ. જો આ વાત સત્ય હોય તો સ્ત્રીઓ પણ પુરૂષોની સાથે એક ઉદ્દેશથી અને એક આકાંક્ષાથી ન મળે તો પછી સ્વદેશની ઉન્નતિની આશા ક્યાંથી રાખી શકાય?

આ સ્થળે કેટલાક એમ કહેશે કે, આપણા ભારતવર્ષમાં સ્ત્રીઓની શિક્ષણસ્થિતિ અતિ શોચનીય છે. આવી સ્થિતિમાં તેઓ મ્હોટાં મ્હોટાં કાર્યોમાં પુરૂષોને કેવી રીતે સહાયતા કરી શકે? જો આ વાત સત્યજ હોય તો એના જેવી દુઃખની વાત બીજી કયી હોઇ શકે? સ્ત્રીઓની આવી શોચનીય સ્થિ-

તિને જેટલી વ્હેલી સુધારવામાં આવે તેટલું વ્હેલું સ્વદેશનું મંગળ થવાનો સંપૂર્ણ સંભવ છે; છતાં આપણા ભારતવર્ષની સ્ત્રીઓને આપણે જેટલી અજ્ઞાન ધારીએ છીએ તેટલી અજ્ઞાન તો તેઓ નથીજ. આપણા દેશની ઘણીખરી સ્ત્રીઓને લખતાં વાંચતાં આવડતું નથી તેથી તેઓ દેશસેવા કરી શકે નહિ એમ ધારવામાં ભૂલ છે. ઘણી અભણ સ્ત્રીઓ પણ અતિ ઉત્સાહથી દેશસેવા કરી શકે છે. આપણા દેશમાં જે સ્ત્રીઓ ભણેલી ગણેલી અર્થાત્ સુશિક્ષિતા છે તેમણે અભણ સ્ત્રીઓને કેળવવાના પ્રયત્નો કરી પોતાનાથી બની શકે એટલી સ્વદેશસેવા બજાવવી જોઇએ. સ્ત્રીજાતિએ મૃતપ્રાય નારીશક્તિને ફરીથી જીવિત કરીને દેશનું કલ્યાણ કરવાના કાર્યમાં રોકવી જોઇએ અને તેમણે પોતાનાં કર્ત્તવ્યપાલનનાં દૃષ્ટાન્તોથી પુરૂષોને પણ કર્તવ્યને માર્ગે આગળ વધારવા જોઇએ. પુરૂષોનાં સત્કાર્યોને અનુસરવું એ જેવી રીતે સ્ત્રીઓનું કર્તવ્ય છે તેવીજ રીતે પુરૂષોને કર્તવ્યને માર્ગે અગ્રેસર કરવા—નેત્રીત્વ કરવું એ પણ સ્ત્રીઓનુંજ કર્તવ્ય છે; નહિ તો સ્ત્રીઓથી બીજું કોઈ સારૂં કામ થઇ શકવાનો સંભવ નથી.

ભારતવાસિની નારીઓની સ્વતંત્રતા અને વિશેષત્વનો ઘણે અંશે લોપ થયો છે. જાતીય જીવનમાં સ્ત્રીઓનું ખરૂં સ્થાન ક્યાં છે તે સ્ત્રીઓ પણ સમજી શકતી નથી. જ્યારે સ્ત્રીજાતિ પોતાના જ્ઞાનને, શક્તિને અને ધર્મનિષ્ઠાને પુરૂષોની સાથે એકત્રિત કરશે ત્યારે ભારતનાં સઘળાં નરનારીઓ પોતાનું કર્તવ્ય બજાવી શકશે. હવે પુરૂષ અને સ્ત્રીને કર્મક્ષેત્રમાં એક બીજાની પાસે ઉભાં રહેવાનો સમય આવ્યો છે.

સ્ત્રીજાતિને વિવિધ કાર્યો કરવાનાં છે. તેમાં કેટલીક મહિલાઓએ નેતૃત્વને યોગ્ય થઇ પડે એવા સદ્‌ગુણોથી ભૂષિત થવાનું છે. કોઇએ આર્યબાળાઓને શિક્ષણ આપવાનું ઘણું મહત્વનું અને ગંભીર કાર્ય કરવાનું છે. જે સ્ત્રીઓ અભણ હોય તેમણે યોગ્ય સ્થાનેથી આવશ્યક શિક્ષક મેળવવાનું છે. શિક્ષણ મેળવવામાં આવે છે ત્યારેજ પોતાનું શું કર્ત્તવ્ય છે તેનો સહેલાઇથી નિર્ણય કરી શકાય છે તથા શિક્ષણની સહાયતાથી પોતાનું કર્ત્તવ્ય નિર્વિઘ્ને બજાવી શકાય છે. જે સ્ત્રીઓ નેત્રી થવાને યોગ્ય હોય તેમણે વિવેકને અનુસરીને તથા પોતાની જવાબદારીનો સંપૂર્ણ વિચાર કરીને સઘળા સ્વાર્થી વિચારોનો ત્યાગ કરવો જોઇએ. તેમણે સ્વદેશનું હિત કરવાની-જ અંતરમાં ચિંતા રાખીને સાધારણ આર્યનારીઓને કર્ત્તવ્યને માર્ગે અગ્રેસર કરવી જોઇએ. તેમણે યાદ રાખવું જોઈએ કે, પુરૂષોની માફક તેઓ પણ ભવિષ્યના વંશના કાર્યોને માટે જવાબદાર થશે. બાળક બાળિકાઓના ચરિત્રબંધારણનું અને તેમની સઘળી મનોવૃત્તિઓનો વિકાસ કરવાનું કામ સ્ત્રીજાતિના હાથમાં સોંપાયલું છે. માતાઓએ તેમનાં સન્તાનોના હૃદયમાં બાલ્યાવસ્થાથીજ દેશહિતનું બીજ રોપવું જોઇએ. તેમને વિવિધ પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ. ધર્મનીતિનો ઉત્તમ આદર્શ તેમની આગળ રજુ કરવો જોઇએ. સ્ત્રીજાતિએ પોતના ઘરની રચના એવી કરવી જોઇએ, તથા ઘરનો પ્રભાવ એવો થવો જોઇએ કે, સન્તાનો પોતાનાં માતાપિતાના ભૂત ઇતિહાસને પોતાના જાતીય જીવનનું ગૌરવ સમજી શકે.

આપણે આપણા પૂર્વજોના આદર્શથી કેટલા નીચે ઉતરી ગયા છીએ? એ સમજીને દેશના ગૌરવને પુનઃ પ્રતિષ્ઠિત કરવામાં સ્ત્રીજાતિએ પણ સહાયતા કરવી જોઇએ. આપણે આપણું તેમજ આપણાં સન્તાનોનું જીવન ઉન્નત કરવાના નિરંતર પ્રયત્નો કરવા જોઇએ. બાળકોના અંતરમાં સત્ય ધારણા માતાજ દૃઢ કરી શકે છે. કેમકે ગૃહશિક્ષણના પ્રભાવથીજ સન્તાનોનું જીવન બંધાય છે. બાલ્યાવસ્થામાં આપણે જે શિખીએ છીએ તેજ વિષયના સસંકારો મ્હોટી ઉમ્મરે આપણામાં દૃઢ થાય છે. બાલ્યાવસ્થાના સંસ્કાર જીવનપર્યન્ત કાયમ રહે છે. બાલ્યાવસ્થાના શિક્ષણ ઉપરજ મનુષ્યના ભાવિ જીવનની ઉન્નતિ અવનતિનો આધાર છે. માટે હે આર્યનારીઓ ! તમે તમારાં સન્તાનોને બાલ્યાવસ્થાથીજ સુયોગ્ય કેળવણી આપો, તેમનામાં દેશપ્રીતિ, ધર્મ અને નીતિના સંસ્કારો નાખો. એ પણ એક સ્વદેશસેવાનુંજ કાર્ય છે. આર્યનારીઓનાં સન્તાનોજ ભારતની આશા અને ભરોંસો છે.

આપણા કેટલાક દેશવાસીઓ કદાચ એમ કહેશે કે, ખરી રીતે તો ઘરજ નારીજાતિનું કર્ત્તવ્યક્ષેત્ર છે. સ્ત્રીજાતિ જો રાજનીતિ તરફ લક્ષ્ય આપે, અથવા તો ઘરની બ્હાર કોઈ કાર્ય કરવાને જાય તો પત્ની તેમજ માતા તરીકે તેને જે સઘળાં કર્ત્તવ્યો બજાવવાનાં છે તે એ બરાબર બજાવી શકશે નહિ. હવે આ સ્થળે અમે એવો પ્રશ્ન પૂછીએ છીએ કે ‘ગૃહ’ શબ્દનો અર્થ શો છે? જે સ્થળે આપણે જન્મ લીધો છે, જે સ્થળે આપણે રહીએ છીએ અને જે સ્થળે આપણે જીવનનો ત્યાગ કરીશું એજ ખરી રીતે આપણું ઘર છે. તેથી શું આ-

પણે આપણા ઘરમાં સ્ત્રીઓને જે કર્ત્તવ્ય બજાવવાનાં છે તેનાથી તેમને વિમુખ કરવાને ઇચ્છીએ છીએ? ધર્મમન્દિર, દેવમન્દિર વગેરે સઘળાં મન્દિરોનું પરિવર્ત્તન, સંસ્કાર અને ઉન્નતિ થાય છે; પરંતુ ગૃહમન્દિર-જેની પુરોહિત સ્ત્રીઓજ છે, એ મંદિરના સંસ્કાર માટે શા સારૂં પ્રયત્નો ન કરવા? અનેક પુરૂષોના અંતરમાં ગૃહ સંબંધી પ્રાચીન ધારણા દૃઢ થઈ છે. એ ધારણા સારી હો કિંવા ખોટી હો; પરંતુ તેના સંસ્કાર અથવા સ્ત્રીજાતિની અવસ્થાના પરિવર્ત્તનની વાત સાંભળતાંજ તેઓ ભયથી શંકાશીલ બની જાય છે. તેમનો એવો મત હોય છે કે, સઘળાં ગૃહકાર્યો સ્ત્રીજાતિએજ કરવાં જોઇએ, તથા આવી વ્યવસ્થાને તેઓ પૃથિવીમાં સર્વોત્તમ વ્યવસ્થા સમજે છે. મનુષ્યસમાજની પ્રથમની આ વ્યવસ્થા ઉત્તમ હતી એ માટે સહજ પણ સંદેહ નથી. પૂર્વે એકેક ઘર સમાજસ્વરૂપ હતું. તે સિવાય બીજી કોઇ વિસ્તૃત સમાજ નહોતી. પૂર્વે 'મ્હારો દેશ' તથા 'મ્હારી જાતિ' નો અર્થ હમણાંના જેટલો વ્યાપક નહોતો. હમણાં સમાજનો વિસ્તાર તથા આપણી સામાજિક જરૂરિયાત દિવસે દિવસે વધતી જાય છે. સ્ત્રીપુરૂષોને એકત્ર થવાની આવશ્યકતા પણ વધતી જાય છે. હવે સ્ત્રીજાતિ માત્ર પતિના કોમળ વ્યવહારથીજ સંતુષ્ટ થતી નથી. વળી સ્ત્રી માત્ર ધીરજવાળી હોય છે તો તેથી પુરૂષ પણ સુખી થઇ શકતો નથી. હવે પુરૂષો વિવાહિત જીવનમાં એક પ્રકારની ઉચ્ચ આશા રાખે છે. પત્ની પોતાના સહવાસથી સુખી થાય, પોતાના અંતરના ભાવ સમજી જઇ તે પ્રમાણે વર્તે, સારા ઉપયોગી ગ્રંથો વાંચે એવી વિવિધ પ્રકારની આશાઓ પુરૂષો રા-

ખવા લાગ્યા છે; આમ છતાં આ આશા કાર્યનું સ્વરૂપ ધારણ કરી શકતી નથી. ભારતની સ્ત્રી અને પુરૂષ સમાજના બે જુદા પડદાઓમાં રહે છે. ભારતમાં સ્ત્રીપુરૂષનું કાર્ય પણ એકબીજાંથી જૂદી જાતનું છે. પુરૂષ સ્વતંત્ર સ્થળે આનંદ વિનોદ કરી શકે છે, હરી ફરી શકે છે, સભા સમિતિઓમાં હાજરી આપી શકે છે ત્યારે સ્ત્રી ઘરમાં બેસી રસોઈ બનાવે છે તેમજ ઘરસંસારનાં સકળ કાર્યો કરે છે. આવી સ્થિતિમાં ઘરની ઉન્નતિ થાય એવો સંભવ કયાં છે ? જો પુરૂષ સ્ત્રીને પોતાની ખરી સહચરી કરે, તેના કામકાજમાં, તેના આનંદ-વિનોદમાં સ્ત્રીને મેળવે તો આપણા સમાજમાં એક ઉન્નત સભ્યતાનો વિકાસ થાય. એથી જે ન્હાના ઘરમાં આપણે રહીએ છીએ તેના ઉપરની આપણી આસક્તિ પણ દૂર થઇ જશે અને જેને ખરૂં ઘર કહી શકાય છે—જ્યાં નરનારીઓ સમાન ભાવથી મળી શકે છે, એવા ઘર ઉપર આપણને અપાર પ્રેમ ઉપજશે. આવું પરિવર્ત્તન થયાથી દેશનું તેમજ જગતનું કલ્યાણ સધાશે. કેમકે આમ થવાથી સમાજનાં બન્ને અંગ દેશહિતાર્થે સમાનભાવથી પ્રયત્ન કરશે. ભારતીય પુરૂષોએ હવે આંખો ઉઘાડીને પોતાની પરિસ્થિતિનો વિચાર કરવાની જરૂર છે. જે પુરૂષો સ્ત્રીઓની ઉન્નતિમાં વિઘ્નકર્ત્તા થાય છે તેઓ માત્ર સ્ત્રીજાતિનાજ નહિ; પરંતુ દેશના તેમજ જગતના દુશ્મનો છે. સ્ત્રી અને પુરૂષની શક્તિ એકત્રતાથી કાર્ય નહિ કરે ત્યાં સુધી સ્વદેશ જાગ્રત થઈ શકશે નહિ. તેથી એ ઉભય શક્તિની એકત્રતા થવાની અતિશય અગત્ય છે. એમ થશે એટલે આપણે જગતમાં પુનઃ એક

ઉન્નત જાતિ તરીકે સભ્યસમાજમાં સ્થાન મેળવી શકીશું. આત્મસંમાન અને દેશોન્નતિ એજ મનુષ્ય જાતિનો આદર્શ હોવો જોઇએ.

---

## ભારતવર્ષની ઉન્નતિ સાધવામાં સ્ત્રીજાતિનો અંશ.

(મિસિસ એનીબીસેન્ટના એક લેખ ઉપરથી.)

જ્યાં સુધી સ્ત્રીપુરૂષો એકત્ર થઇને કોઇ દેશની ઉન્નતિને માટે પ્રયત્નો નથી કરતાં એ દેશ જગતના રાષ્ટ્રમંડળમાં ઉચ્ચ સ્થાન મેળવી શકતો નથી. રાષ્ટ્રની ઉન્નતિને માટે જેવી રીતે ઉચ્ચશ્રેણીના યુવકોની આવશ્યકતા છે તેવીજ રીતે ઉચ્ચશ્રેણીની સ્ત્રીઓની પણ આવશ્યકતા છે. આધુનિક ભારતવર્ષમાં સ્ત્રીજાતિનું સ્થાન અપ્રાકૃતિક અને અનિશ્ચિત છે. એનું મુખ્ય કારણ એ છે કે ગયા સૈકામાં ભારતવર્ષમાં બે જાતની સભ્યતાનો પ્રચાર થયો હતો, અને સ્થિતિભેદમાં આ દેશનું પુરૂષચરિત્ર એક પ્રકારનું અને સ્ત્રીચરિત્ર અન્ય પ્રકારની સભ્યતાના પ્રભાવથી બંધાયું છે. સ્ત્રીઓમાં સઘળી સ્વદેશીય ભાવનાઓ છે ત્યારે પુરૂષોમાં વિદેશી ભાવનાઓ છે. આના પરિણામે સ્ત્રીપુરૂષો એકત્રિત થઇને દેશની ઉન્નતિ થાય એવું એક પણ કાર્ય કરી શકતાં નથી. ધર્મ વિષયમાં સ્ત્રીની સાથે પુરૂષની સહાનુભૂતિ નથી. વિચારશીલતાના અભાવે ધાર્મિક જીવન સંકુચિત થયું છે, તથા આદર્શ વિના સાર્વજનિક જીવન દુર્બળ

બની ગયું છે. હમણાં ભારતવર્ષ કચેરી અને ગૃહ—આ બે વિભાગમાં વિભક્ત થયું છે.

સ્ત્રીજાતિના ભાવ સ્વદેશીય સંસ્કારથી પરિપૂર્ણ હોવા છતાં તેઓ હમણાં પ્રથમના જેવી આર્યરમણીઓ નથી; તેમના જ્ઞાનનો નાશ થયો છે. કિન્તુ તેમની ભક્તિ હજી કાયમ રહી છે. સાર્વજનિક જીવનમાં તેઓ સહાયકારિણી થયેલી નથી તો પણ ગૃહમાં તેમનું એકાધિપત્ય કાયમ છે. પ્રાચીન ભારતવર્ષની રમણીઓ વીરત્વના આદર્શને ધરાવનારી હતી. દમયંતી, સીતા, ગાર્ગી, કુન્તી, ગાંધારી તથા રજપૂતાના અને મહારાષ્ટ્ર દેશની વીરાંગનાઓ તેનું ઉદાહરણ છે. તેઓ સભાગૃહમાં પતિને સુયોગ્ય સલાહ આપતી હતી. જરૂર પડતાં પતિની પાસે ઉભી રહીને યુદ્ધક્ષેત્રમાં શત્રુઓની સાથે યુદ્ધ કરતી હતી. પ્રતિપાલક રૂપે તેઓ સિંહાસન ઉપર બેસતી હતી, અને રાણીવેષમાં રાજ્યસત્તા ચલાવતી હતી. તારાબાઇ, ચાંદબીબી અને અહલ્યાબાઇનું નામ કોણે નથી સાંભળ્યું. ઈંગ્રેજી શિક્ષણના પરિણામેજ આ દેશનાં સ્ત્રીપુરૂષોનું ચરિત્ર ભિન્ન પ્રકારનું થઇ ગયું છે. તેથીજ સ્ત્રીજીવનમાં હીનતા આવી છે અને જીવનની પૂર્ણતાથી તેઓ દૂર ખસી ગઇ છે; તેથી પુરૂષોના જીવનમાં પણ ઘણી જાતનાં વિઘ્નો ઉપસ્થિત થયાં છે, તથા પુરૂષોની શક્તિ અને દેશભક્તિ ધીમે ધીમે ઓછી થતી જાય છે. માત્ર સ્ત્રીજ પુરૂષજીવનના મહત્વને સ્મરણમાં રાખી શકે છે. સ્ત્રીઓ સિવાયના યજ્ઞથી આપણે દેવતાઓની પ્રીતિ પ્રાપ્ત કરી શકીએ તેમ નથી.

તેથી ભારતવર્ષની ઉન્નતિ, અને શ્રીવૃદ્ધિ કરવાને માટે આ

દેશની બાળિકાઓને, અંતઃપુરમાંથી બ્હાર કાઢીને સાર્વજનિક જીવનમાં તેઓ પોતાનું પ્રથમનું સ્થાન મેળવી શકે એવા પ્રયત્નો કરવા દેવા જોઇએ. તેમના એવા પ્રયત્નોમાં પુરૂષોએ પણ પૂર્ણ સહાયતા કરવી જોઇએ. વળી આર્યરમણીઓએ યૂરોપીય રમણીઓનું અનુકરણ કરવાની કાંઇ જરૂર નથી. યૂરોપમાં સ્ત્રીઓ જીવન સંગ્રામમાં પુરૂષોની પ્રતિદ્વન્દ્વિનીઓ છે. સ્ત્રી, પુરૂષ કરતાં શ્રેષ્ઠ નથી. તે પુરૂષનું અંગ છે અને પુરૂષો પણ તેમના અંગસ્વરૂપ છે. સ્ત્રીપુરૂષ મનુષ્યત્વનાં બે નેત્રો છે. કૃત્રિમ ઉપાયથી સ્ત્રી અગર પુરૂષનાં કાર્યોની સીમા ઠરાવી શકાતી નથી. પ્રત્યેકને તેમની યોગ્યતા પ્રમાણે વિકસિક થવા દેવું એજ કર્ત્તવ્ય છે તથા કાયદા કાનુન રીતિ પદ્ધતિથી તેમને પૂર્ણતા પ્રાપ્ત કરવા દેવામાં અડચણ કરવી ઉચિત નથી.

પ્રથમ સ્ત્રીજાતિને શિક્ષણ આપવાની ઘણી આવશ્યકતા છે. દર્શન, સાહિત્ય, વિજ્ઞાન અને કળાકૌશલનો ભંડાર જેવી રીતે પુરૂષોને માટે ખુલ્લો છે તેવી રીતે સ્ત્રીઓને માટે પણ ખુલ્લો રહેવો જોઇએ. જેવી રીતે સતી સ્ત્રીની જરૂર છે તેવી રીતે વિદુષી રમણીની પણ જરૂર છે. નારીએ ધર્મ, દર્શન અને વિજ્ઞાનનું શિક્ષણ મેળવવાની પણ જરૂર છે. સ્ત્રીઓએ માત્ર સત્ય શિક્ષણ મેળવવું જોઇએ. પુરૂષો કરતાં તેઓ તેનો વિશેષ ઉપયોગ કરી શકશે. પુરૂષ જીવનપર્યન્ત વ્યવસ્થા કરનાર છે ત્યારે સ્ત્રી જીવનપર્યન્ત શાસનકાર્ય કરનાર છે.

ભારતની પુનઃ ઉન્નતિ થાય એ માટે સ્ત્રીઓને માટે સઘળાં ક્ષેત્ર ખુલ્લાં રહેવાં જોઇએ. સ્ત્રીપુરૂષો એક બીજાંને ગુલામ બનાવવાને માટે ઉપજ્યાં નથી. સ્ત્રીપુરૂષની ઉત્પત્તિ એટલા માટે

જ છે કે, તેમના ઉભયનામાં જે પાર્થક્ય અને વૈચિત્ર્ય છે તેનો તેઓ જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરવાના વિષયમાં ઉપયોગ કરી શકે. માતૃભૂમિના ચરણોમાં પુરૂષત્વ અને સ્રીત્વ સમર્પણ કરવું જોઇએ. કેમકે એ ઉભયની એકતાજ ભારતની શક્તિ, મુક્તિ અને દ્દઢતા છે.

---

## શિશુ-પાલન (બાળ-ઉછેર.)

---

આપણા દેશમાં સેંકડે ૩૦-૪૦ બાળકો એક વર્ષની ઉમ્મરમાંજ મરી જાય છે. બે વર્ષની ઉમ્મરનાં બાળકોની મૃત્યુસંખ્યા ઘણી થોડી છે; પરંતુ ત્રણ વર્ષની ઉમ્મરથી પાછાં ઘણાં બાળકો મૃત્યુ પામે છે. યૂરોપમાં વધારેમાં વધારે સેંકડે દશ બાળકો આવી રીતે મૃત્યુ પામે છે. બે ત્રણ વર્ષની ઉમ્મર થઇ ગયા પછી ત્યાં બાળકોના મૃત્યુનો વિશેષ ભય રહેતો નથી. આપણા દેશમાં ન્હાની ઉમ્મરનાં બાળકો વિશેષ સંખ્યામાં મૃત્યુ પામે છે તેનાં કેટલાંક કારણો અત્રે દર્શાવવામાં આવે છે. ૧, બાળકોનું જીવન પ્રથમતઃ એવું ક્ષણભંગુર રહે છે કે, સાધારણ ભૂલ કિંવા દુર્લક્ષ્ય થતાંજ તેઓ અવશ્ય મૃત્યુ પામે છે. ૨, કેટલાંક બાળકો જન્મથીજ ભાગ્યદોષે દુર્બળ હોય છે; તેમના જીવનની આશા ઘણી થોડી રહે છે. ૩, ઘણાં બાળકોનાં માતાપિતા દુર્બળ હોય છે; તેથી એવાં દુર્બળ માતાપિતાનાં સન્તાનો પણ મૃત્યુનો પરવાનો સાથે લઇનેજ આ જગતમાં આવે છે. ૪, કેટલીક સ્રીઓનાં સન્તાનો તો

બચતાંજ નથી-તેના વાસ્તવિક કારણનો કોઇ નિર્ણય કરી શકતું નથી. આ સિવાય બીજાં પણ અનેક કારણો છે. માતાનું દુર્લક્ષ્ય, ઉદાસિનતા, કુપથ્ય, બંધકોશ, ખાંસી, બિમારી વગેરેમાંથી તે બાળકોનું રક્ષણ મહા મુશિબતેજ કરી શકે છે. એક વખત કશી બિમારી થઇ જાય છે તો ફરીથી રોગ થવાની શંકા રહે છે; તેથી પ્રથમથીજ સાવધાન થવાની જરૂર છે.

બાળકોના આહાર માટે માતાઓએ વિશેષ સાવધાનતા રાખવી જોઇએ. જે ખોરાક બાળકો સહેલાઇથી પચાવી શકે તેમ હોય એવો પુષ્ટિકર ખોરાકજ યોગ્ય પ્રમાણમાં તેમને આપવો જોઇએ. ભારે ખોરાક બાળકોને ખવડાવવાથી ઘણી વખત માઠું પરિણામ આવે છે. ન્હાની ઉમ્મરમાં બાળકોને માટે માતાનું દૂધજ ઉત્તમ ખોરાક છે. જો માતાના દૂધમાં બગાડ હોય તો સત્વર તેની ચિકિત્સા કરાવવી જોઇએ. વળી બાળકોને નિયમિત સમયેજ ધવડાવવાં જોઇએ. બે મહિનાના બાળકને દિવસે બે કલાકને અંતરે અને રાત્રે ત્રણ કલાકને અંતરે ધવડાવવું જોઇએ. ત્રીજા માસથી ત્રણ ત્રણ કલાકને અંતરે અને આઠ માસ પછી ચાર કલાકને અંતરે ધવડાવવાં જોઈએ. પછીથી ધીમે ધીમે ધાવણ છોડાવી દેવામાંજ કલ્યાણ છે. ધાવણ છોડાવતાં પહેલાં બાળકને ગાયનું દૂધ પીવાનો અભ્યાસ પાડવો જોઇએ.

એકાએક બાળકના ખોરાકનું પ્રમાણ અને પ્રકાર પણ ફેરવવો જોઈએ નહિ. ગાયના દૂધમાં પણ યોગ્ય પ્રમાણમાં પાણી ભેળવવામાં નથી આવતું તો બાળકોને એ દૂધ પચી શકતું નથી.

ચોક્કસ પરીક્ષા કર્યા સિવાય બાળકને દૂધ પીવડાવવું જોઇએ નહિ. દૂધનું પાત્ર હમ્મેશાં સ્વચ્છ રાખવું જોઇએ. સાધારણ

અસ્વચ્છતાને પરિણામે પણ બાળકના પેટમાં બગાડ થવાનો સંભવ છે. જ્યાં કચરો પડે તેમ ન હોય અને માખીઓનો ઉપદ્રવ ન હોય એવે ઠેકાણેજ દૂધ ઢાંકી રાખવું જોઈએ.

બાળકોને તેમની બાલ્યાવસ્થાથીજ હમ્મેશાં સ્નાન કરાવવું જોઈએ. ઉન્હાળામાં સાધારણ ઠંડુ જળ અને શિયાળામાં તેમનાથી સહન કરી શકાય એવા ગરમ જળથી સ્નાન કરાવવું ઉચિત છે. ઘણા ગરમ જળથી સ્નાન કરાવવામાં આવે છે અને જો ઠંડો વાયુ વાય છે તો તેથી તાવ આવવાનો સંભવ રહે છે.

અસંખ્ય માતાઓ શિયાળામાં બાળકોને એટલાં બધાં ગરમ કપડાં પહેરાવે છે કે તેઓ સહજ પણ ઠંડી સહન કરી શકતાં નથી. આમ કરવું વ્યાજબી નથી. વધારે ગરમ કપડાંથી લાભ કરતાં નુકસાનજ વિશેષ થાય છે. અર્થાત્ આવી આવી અનેક બાબતો તરફ આર્યમાતાઓ પ્રથમથીજ સાવધાન રહે તો તેમનાં સન્તાનોના જીવનનું રક્ષણ થઇ શકે તેમ છે. અસ્તુ.

---

## સ્ત્રીઓની પરાધીનતા.

( જોન સ્ટુઅર્ટ મીલના તત્સબંધી વિચાર. )

હમણાં દેશમાં જ્યાં ત્યાં સ્ત્રીજાતિના ઉદ્ધારનો સવાલ ચર્ચાય છે, અને તે દિશામાં પ્રયત્ન પણ થાય છે. ઇંગ્લેંડમાં **જોન સ્ટુઅર્ટ મીલ** સ્ત્રીજાતિના ઉદ્ધારનો એક મહાન્ પયગમ્બર મનાય છે, અને તેનો "સ્ત્રીઓની

પરાધીનતા" નામનો ગ્રંથ આ વિષયમાં એક પ્રમાણભૂત ધર્મગ્રંથ મનાય છે. જેઓને સંસારસુધારાના વિષય તરફ પ્રીતિ છે તેમણે આ મહા વિદ્વાન્ ફિલસુફના વિચાર જાણવાની જરૂર છે. પોતાના વિષય ઉપર અત્યંત મનન અને પરિશીલન કર્યા પછી, પોતાના દૃઢ થયેલા સિદ્ધાંતો જેમ બને તેમ થોડા શબ્દોમાં દર્શાવવાની અતિ વિરલ શક્તિ જે વિદ્વાનોમાં છે તેઓમાં **મીલ** સર્વોપરી છે. આથી કરીને **મીલ**ના કોઈ પણ ગ્રંથનો સારાંશ લખવાનું કામ ઘણું મુશ્કેલ છે; છતાં પણ ઉપર કહેલા પુસ્તકમાંના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોને સમજાવવાનો આ પ્રયત્ન છે. સમગ્ર પુસ્તક ચાર અધ્યાયમાં વહેંચાયલું છે.

**અધ્યાય પહેલો:**—સ્ત્રીઓની પરાધીનતા એ સર્વથા અન્યાય છે એ સિદ્ધ કરવાનો આ પુસ્તકનો વિષય છે. સ્ત્રી-પુરૂષનો સંબંધ સમાનતાના પાયા ઉપર બંધાયલો હોવો જોઈએ. આ સત્યને દલીલવડે સાબિત કરવાનું કામ મુશ્કેલ નથી. મુ-શ્કેલી તો માત્ર એજ છે કે લોકો રાગદ્વેષને લીધે પ્રચલિત રૂઢીને આધીન થઈને અથવા સ્વાર્થપરાયણ થઈને કેવલ અંધ થયા છે. લોકોમાં કહેવાય છે કે સ્ત્રીઓની પરાધીનતા સાર્વત્રિક અને સર્વકાલીન્ છે. માટે તે વ્યાજબી છે. અઢારમા સૈકા સુધી ગુલામ રાખવાનો રિવાજ સાર્વત્રિક અને સર્વકાલીન ન-હોતો ? શું રાજાઓની આપખુદી સત્તા સાર્વત્રિક અને સર્વકા-લીન નહોતી ? આજ સુધી ઘણાખરા દેશોમાં તે પ્રચલિત હતી. માટે તે શું વ્યાજબી છે ? લોકો કહે છે કે સ્ત્રીઓની પરાધી-નતા સ્વાભાવિક છે. શું આ દલીલ પણ જૂઠી નથી ? ગુલામોના માલિકોને ગુલામી સ્વાભાવિક નહોતી લાગી ? તેઓ તો શું

પણ એરિસ્ટોટલ જેવા પ્રૌઢ અને પ્રતિભાશાળી તત્વવેત્તાઓને પણ ગુલામી સ્વાભાવિક માલૂમ પડી હતી. જુલમગાર પાદશાહો પોતાની આપખુદી સત્તાને સ્વાભાવિક નહોતા માનતા? મ્હોટા મ્હોટા જાગીરદારો અને અમલદારો પોતાની ગરીબ રૈયતને પશુવત્ ગણી વર્ત્તન ચલાવે તેમને પોતાની કૃતિ સ્વાભાવિક લાગે એમાં શું આશ્ચર્ય ? ખરી હકીકત તો એ છે કે જે વાત પ્રચલિત છે તેને લોકો સ્વાભાવિક માને છે અને અપ્રચલિત હોય તે અસ્વાભાવિક મનાય છે. સત્ય વાત એ છે કે અનેક પ્રકારની પરાધીનતાની માફક સ્ત્રીઓની પરાધીનતા પણ બળીઆના બે ભાગ ઉપર અવલંબી રહેલી છે.

અસભ્યતાના જમાનામાં અને સભ્યતાની નીચલી શ્રેણીઓમાં બળવાનનું ઉપરીપણું અને નિર્બળની પરાધીનતા એ માનવસમાજનો મોટો નિયમ હતો. ન્યાય અને સમાનતાની લાગણીનો ઉદય થયો નહોતો. જેમ જેમ સભ્યતા વધતી ગઈ તેમ તેમ નિર્બળનું સંરક્ષણ થતું ગયું, અને તેમને અધિકાધિક સ્વાતંત્ર્ય મળતું ગયું. તો પણ બળીઆના બે ભાગ એ પ્રાચીન સિદ્ધાંતનાં ઉદાહરણ અને પ્રયોગ ઘણા કાળ સુધી કાયમ રહ્યાં અને હજી પણ કાયમ છે; પરંતુ તે ધીમે ધીમે કમી થતાં જાય છે. ગુલામોની શૃંખલા તૂટી ગઇ, જાગીરદારોની સત્તા પણ ગઇ અને રાજ્યકર્ત્તાઓનું અનિયંત્રિકશાસન પણ લગભગ જતું રહ્યું છે. માત્ર સ્ત્રીઓનું દાસત્વ હજી અવશિષ્ટ રહ્યું છે. તેનાં કેટલાંક કારણ છે. સ્ત્રીપુરૂષનું પરસ્પર આકર્ષણ, પુરૂષના પ્રેમને ભોગવવાની સ્ત્રીજાતિની સ્વાભાવિક લાલસા, ઘણા પુરૂષોની સ્ત્રીપ્રત્યેની પ્રેમભરી વર્તણુક, સ્ત્રીઓની શારીરિક દુર્બળતા, એકત્ર થઇને

પોતાના હક્ક અને સ્વતંત્રતા માટે લડત કરવાનો અસંભવ, એક સ્ત્રીનું એકજ પુરૂષને અધીન થઈને રહેવું, ધર્મ, કેળવણી અને રૂઢીથી સ્ત્રીઓના મન પર પડેલા સંસ્કાર, વગેરે કારણોથી સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળતાં વિલંબ થયો છે. વળી અર્વાચીન સભ્યતાનું વલણ પરાધીનતાની વિરૂદ્ધ છે. પ્રાચીનકાળમાં સઘળા લોકોનો દરજ્જો, કર્તવ્ય અને ધંધો સઘળું અમુક કુળ કે જાતિમાં જન્મ લેવાથી નક્કી થઇ જતું. હાલ લોકમતનો ઝોક એવો છે કે દરેક સ્ત્રી યા પુરૂષને પોતપોતાની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવાની, તેનો યથેચ્છ ઉપભોગ કરવાની અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે સંમાન અને પદવી પ્રાપ્ત કરવાની પૂરેપૂરી સગવડ અને તક આપવી. જો આ વલણ—જો આ સિદ્ધાન્ત સત્ય અને હિતકર હોય તો સ્ત્રીઓની સ્વતંત્રતાના માર્ગમાં નાખેલી હરકતો ઉઠાવી લેવી જોઇએ. તેમને સામાજિક અને રાજકીય જીવનમાં તેમની શક્તિ અને યોગ્યતા પ્રમાણે તેમને પુરૂષોની ભાગીદાર થવા દેવી જોઇએ તેમજ સ્ત્રીપુરૂષના સમાન હક્કની તકરાર બંધ કરવી જોઇએ. ઘણે ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે સ્ત્રીઓ તેમની અવસ્થાથી સંતુષ્ટ છે તો તમે શા માટે માથું મારી ધાંધલ મચાવો છો ? જવાબ એ છે કે એક તો પોતાની હાલતથી બધી સ્ત્રીઓ રાજી નથી. ધણીને મૂકીને નાશી જવું અથવા સાસરે જતાં ફાંસીએ જતી હોય તેમ આક્રંદ કરવું, ધણી ધણીઆણીના કંકાસ વગેરે સંતોષનાં ચિન્હ છે! ખરૂં ને ? ભણેલી સ્ત્રીઓ ભાષણો આપીને અથવા લેખો લખીને પોતાની દુર્દશા વિષે પોકાર ઉઠાવે છે એ તો સંતોષનાં ચિહ્ન હશે ! ઘણીખરી સ્ત્રીઓ અનેક વર્ષોનાં વર્ષોથી અભણ

રહેલી હોવાથી તેઓ તેમને ઘેર પાળેલી ભેંસોના જેવી અજ્ઞાન્ છે તેથી તેમનો સંતોષ અજ્ઞાનજન્ય છે માટે વધારે શોચનીય છે. એમ તો પાંજરામાં પડેલા પોપટો પણ પાંજરામાં રાજી ખુશીથી રહે છે અને ઘણી વખતે તેમને છોડી મૂકે તો પણ પાછા પાંજરામાં આવી ભરાય છે. લાંબા સમયથી પરરાજ્યની ઝૂંસરી નીચે આવેલી પ્રજાઓમાંથી મનુષ્યત્વ નીચોવાઇ ગયું હોવાથી તેઓ પણ પરાધીન અવસ્થામાં સુખ માને છે, પણ તેથી શું ? એકવાર તેમને પોતાના સાચા હક્કનું અને સાચી પદવીનું સચોટ ભાન થવા દો અને જુઓ કે પછી શું થાય છે ! વળી સ્ત્રીઓ તરફથી પોકાર ઘણો ઓછો કરવામાં આવે છે તેનાં પણ કેટલાંક કારણ છે. એક તો તેમનો પોકાર વ્યર્થ જાય છે–પતિ અગર સમાજના દબાણમાંથી તેમને મુક્ત કરવા અશક્ત નીવડે છે. વળી સ્ત્રીઓને ધર્મ, સમાજ અને માબાપ તરફથી પ્રથમથીજ એવું શિખવેલું હોય છે કે ત્હારે ત્હારૂં વ્યક્તિગત અસ્તિત્વ ભૂલીજ જવું જોઈએ. પતિજ ત્હારૂં સર્વસ્વ છે. એની સેવા કરવી એજ ત્હારૂં એક માત્ર કર્ત્તવ્ય છે. એજ ત્હારો ધર્મ છે અને એજ ત્હારે માટે મોક્ષનો ઉપાય છે. એ સિવાય સંસારમાં ત્હારૂં કશું પ્રયોજન નથી. આ શિક્ષણનું પરિણામ એવું આવ્યું છે કે સ્ત્રીઓનો મોટો ભાગ પોતાનાં સામાજિક અને રાજકીય કર્તવ્યો ભૂલી ગયો છે—અરે તેમનું પોતાપણું ભૂલી ગયો છે. તે એટલે સુધી કે પોતાની ખરી સ્થિતિ પ્રાપ્ત કરવાનો યત્ન કરવો એનેજ તેઓ મહાપાતક ગણે છે. આ બધું ઉપર કહ્યા તે સંસ્કારથી થયેલું " હિપ્નોટિઝમ " છે. આથી કરીને માનસિક અને નૈતિક: નિર્બળતાનો ભોગ થઈ પડેલી

સ્ત્રીઓ મૂંગે મ્હોડે સઘળો અત્યાચાર સહન કરે છે. એ પણ ભૂલવું ન જોઈએ કે કેટલાક આગળ વધેલા દેશોમાં સ્ત્રીઓ પોતાના હક્ક માટે જીવ પર આવીને લડત ચલાવે છે અને કોઇ કોઈ ઠેકાણે તેમણે વિજય પણ મેળવ્યો છે.

એમ પણ કેટલાક કહે છે કે સ્ત્રીઓની પ્રકૃતિ રાજનૈતિક અને સામાજિક કાર્યો માટે અનુકૂળ નથી. પણ અત્યારમાં સ્ત્રી-ઓએ પોતાને વિષે સ્વતંત્રતાથી બહુજ થોડાજ વિચારો પ્રકટ કર્યા છે. વિચારશીલ સ્ત્રીઓની પાસે પુરૂષોનો પરિચય ઘણો અલ્પ છે. પુરૂષો ખુદ પોતાની સીઓનીજ ખરી પ્રકૃતિથી એ-ટલા બધા બિનવાકેફ છે. સ્ત્રીઓની કેળવણી અને તેમનું જીવન એટલું બધું કુદરતથી વિરૂદ્ધ થઈ ગયું છે કે સ્ત્રીઓનો ખરો સ્વભાવ ઓળખવાનો દાવો કેવળ મૂર્ખ સિવાય કોઇનાથી થઈ શકે એમ નથી; પરંતુ ઈતિહાસ જોતાં અને ખાસ કરીને પ્રા-ચીન હિંદુસ્તાનનો ઇતિહાસ જોતાં સમજાય છે કે સ્ત્રીઓને થોડી પણ તક આપવામાં આવતાં તેઓ થોડું ઘણું મહત્વનું કામ કરી શકે છે. આ ઉપરથી સહજ અનુમાન થઇ શકશે કે સ્ત્રીઓ સાર્વજનિક કાર્ય સફળતાપૂર્વક કરવાની શક્તિ ધરાવે છે.

કોઇ એમ કહેશે કે સ્ત્રીઓને માટે સામાજિક જીવનનો માર્ગ ખુલ્લો થશે તો તેઓ લગ્ન નહિ કરે અથવા તો ઘર-કામ નહિ કરે. એમ કહેનારા વિચાર નથી કરતા કે સામાજિક અને રાજનૈતિક વાતાવરણમાં નિરંતર નિમગ્ન રહેનારા પુરૂષો શા-ન્તિ મેળવવાને માટે અવશ્ય કોઈ સુજ્ઞા સ્ત્રી સાથે લગ્ન કરે છે.

**અધ્યાય બીજો:**—હવે, હાલનાં લગ્ન અને સંસાર પર દૃષ્ટિ કરીએ. કાયદા મુજબ સ્ત્રી પતિને આધીન છે. એક સમય

એવો પણ હતો કે પતિ પોતાની પત્નીને વેચી શકતો અથવા મરજીમાં આવે તો તેને મારી પણ નાખતો. હાલ છેક તેમ તો નથી; પણ કેટલા બધા પુરૂષો પોતાની સ્ત્રીને મારે છે અથવા બીજી રીતે તેને દુઃખ દે છે. જો સ્ત્રી કૉર્ટનો આશ્રય લેવા જાય છે તો કૉર્ટ તેને તેના નિર્દય પતિને સ્વાધીન કરે છે. દુઃખ દેનાર પતિથી છુટાછેડા કરવાનો અધિકાર સ્ત્રીઓને મળવો જોઇએ.* જગતમાં ઘણા પુરૂષો કેવળ દૈત્ય જેવા છે. કાયદો અને રિવાજ તેમને પોતાની સ્ત્રી તરફ રાક્ષસી વ્યવહાર ચલાવવાની છુટ આપે છે. અલબત્ત, બીજા ઘણાક પુરુષો કેવળ દૈત્ય નહિ તો જંગલી મનુષ્ય જેવા તો છેજ. તેઓ પોતાની નિર્બળ સ્ત્રી, જે બિચારી તેને શરણેજ પડેલી છે તેને યથેચ્છ સતાવે છે. કેટલાક તામસી મિજાજવાળા પુરૂષો, બીજા પુરૂષો આગળ પોતાનું કશું વળતું ન હોવાથી, બાપડી સ્ત્રીની ઉપર પોતાનું બધું પરાક્રમ અને જુસ્સો વાપરે છે! બીજા કેટલાક લોકો જેઓ ઉપર કહ્યા તેવા અધમ નથી હોતા તો પણ ઘણીવાર તેઓ સ્ત્રી તરફ અપમાનપૂર્ણ વર્તણુક ચલાવે છે, અને તેને માટે તેઓ કદિ પસ્તાતા નથી. અલબત્ત, એવાં ઘણાં સંસ્કારી કુટુંબો છે કે જયાં ધણીધણીઆણી બેઉ સમાન અધિકાર ભોગવી, પરસ્પર અનન્ય પ્રેમપૂર્વક સંસારસુખ ભોગવે છે. આમ છે તેથીજ મ્હને સારા ભવિષ્યની આશા રહે છે. એવાજ પ્રકારનો બધાં દંપતિનો પરસ્પર વ્યવહાર થવો જોઇએ. મનુષ્ય સ્વભાવને જોતાં

---

* આ ભયંકર વિચાર છે. તેની સાથે અમે સંમત નથી. પરંતુ કેટલેક ઠેકાણે ગુજરતો સ્ત્રીઓ ઉપરનો અન્યાયયુક્ત જુલ્મ અટકવોજ જોઇએ.

એટલું કહેવાની જરૂર પડે છે કે જ્યારે સેવ્ય સેવકના સંબંધ પર નહિ પણ સમાન હક્કના નિયમ પર લગ્ન થશે ત્યારે સ્ત્રીઓ ઉપર ગુજરતો અણુઘટતો વ્યવહાર નાબુદ થશે.

કેટલાક તરફથી એવો પ્રશ્ન કરવામાં આવે છે કે સ્ત્રીપુરૂષને સમાન અધિકાર પ્રાપ્ત થવાથી ઘરસંસાર સારી રીતે ચાલશે ખરો ? કોઈ પણ રીતે બેમાંથી એકનું ઉપરીપણું તો જોઇએજ; તે સિવાય વ્યવહાર ચાલેજ નહિ. ઉત્તર એ છે કે બધી બાબતોમાં બેમાંથી એક્કેને પ્રાધાન્ય આપવાની જરૂર જણાતી નથી. પંત્યાળો વ્યાપાર કરનાર ધંધાદારીઓને બેમાંથી એકને પ્રાધાન્ય આપવાની જરૂર પડતી નથી. પતિ અથવા પત્ની બેમાંથી એક જે બાબતમાં વિશેષ માહિતગાર હશે તે બાબતમાં તે છેવટનો નિર્ણય કરશે. સાધારણ રીતે પત્ની કરતાં પતિનું વય વિશેષ હોય છે. દ્રવ્યની પ્રાપ્તિ પણ સામાન્ય રીતે તેજ કરે છે. આથી કરીને સંસારને લગતી મહત્વની બાબતોનો ફેંસલો પતિનાજ હાથમાં છે અને રહેવાનોજ. જેનું ચારિત્રબળ અને મનોબળ અધિક હોય તેનુંજ આધિપત્ય આપોઆપ થઈ જાય એમાં સંદેહ નથી. જો પતિપત્ની વચ્ચે પ્રેમ, ભક્તિ અને વિશ્વાસ હોય તો બેઉની સમાનતા છતાં પણ ગૃહકાર્ય નિર્વિઘ્ને ઘણે ઠેકાણે ચાલે છે તેમ બધે ચાલ્યા કરશે. જો એક બીજા ઉપર ઘૃણા અને અવિશ્વાસ હોય તો બેઉનું જીવન દુઃખમયજ થશે.

અસમાનતાના ધોરણ પર બંધાયલા લગ્નસંબંધ એકલી સ્ત્રીજાતિને દુઃખપ્રદ છે, એટલુંજ નહિ પણ પુરૂષજાતિની પણ માનસિક અને નૈતિક અધોગતિ કરે છે, અને તેમની

સંતતિને પણ યોગ્ય કેળવણી આપી શકાતી નથી. જેમને અ-યંત્રિત અધિકાર ચલાવવાની સત્તા મળે છે તેઓ લગભગ હમ્મેશાં અહંકારવશ થાય છે. ક્રમેક્રમે પાશવ, તામસિક વૃત્તિ-ઓને વશ થઇ નિષ્ઠુર થઇ જાય છે. તેવી છાપ બાળકોના કોમળ સંસ્કારગ્રાહી મગજ પર પડતાં તેઓ ક્ષમાશીલ, ન્યાયપરાયણ સંયમી અને ઉદારવૃત્તિનાં થતાં નથી. જનસમાજને ન્યાયના આધાર પર સ્થાપિત કરવો હોય તો કુટુંબની વ્યવસ્થા ન્યાય-મૂલક એટલે સમાનતાના ધોરણ ઉપર રચાવી જોઈએ. એ ઉપ-રથી એમ ચોક્કસ સમજાય છે કે સ્ત્રીજાતિને માટે સાર્વજનિક જીવનનો માર્ગ મોકળો થવાથી તેઓ લગ્ન નહિ કરે અથવા સ્ત્રી-ધર્મનું પાલન નહિ કરે એવી શંકા બિલકુલ પાયા વગરની છે.

**અધ્યાય ત્રીજો:**—સ્ત્રીજાતિને સાર્વજનિક કાર્યથી વિમુખ રાખવાનું ખાસ કારણ એ છે કે પુરૂષવર્ગ હમ્મેશાં તેમને પોતાની હકુમત નીચેજ રાખવાનું પસંદ કરે છે. સ્ત્રીઓની માન-સિક અને નૈતિક શક્તિઓ વિષે જૂદા જૂદા દેશોમાં ઘણા અસત્ય સિદ્ધાન્તો પ્રચાર થવા પામ્યા છે. સ્ત્રીજાતિને સહજ તક મળતાં તેઓ રાણી, સેનાપતિ, કવિ, લેખક તરીકે બુદ્ધિબળ અને મનો-બળનાં વિકટ કાર્યોમાં ફત્તેહ મેળવી શકે છે એવું ઇતિહાસ સિદ્ધ કરી બતાવે છે. ઘણા અર્ધશિક્ષિત અથવા તદ્દન અનક્ષર પુરૂષોને રાજકાર્યમાં મત આપવાનો અધિકાર છે. ત્યારે શું કારખાનાના મજુરો અથવા બીજા અભણ પુરૂષો જેમને "વૉટ" શબ્દ સુદ્ધાં બોલતાં નથી આવડતો એવા બળદ જેવા પુરૂષો કરતાં પણ શું વિદ્વાન્ સ્ત્રી ઉતરતી છે? અને જો ખરેખર તે ઉતરતીજ હોય તો કુદરતી રીતે તે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકે;

પણ તેમને, તેમની બુદ્ધિનો ઉપયોગ કરવાની મુદ્દલે તક ન આપવી અને કહેવું કે તેઓ કુદરતી રીતે અયોગ્ય છે એ સ્ત્રી-જાતિ તથા જનસમાજ તરફ અન્યાય થાય છે અને તેથી બેઉનું અહિત થાય છે. જો સ્ત્રી અને પુરૂષનું હિત અને સ્વત્વ એક એક હોય તો તેમને રાજકાર્યમાં પોતાની ભાગીદાર કરવાથી પુરૂષવર્ગને નુકસાન નથી. જો પૃથક્ હોય તો સ્ત્રીઓને તેમના હક્ક અને સ્વત્વના રક્ષણ માટે અધિકાર આપવો એમ ઇન્સાફની નજરથી કહેવું પડે છે. પ્રથમ કહેવામાં આવ્યું છે કે સ્ત્રીઓની કુદરતી શક્તિઓ કેટલી અને કેવા પ્રકારની છે તે કહેવાનો દાવો કોઇથી થઇ શકે એમ નથી; પરંતુ ભૂતકાળના અને વર્તમાનકાળના અનુભવો ઉપરથી એવા અનુમાન પર અવાય છે કે કેટલાક સાર્વજનિક ગુણોમાં સ્ત્રીજાતિ પુરૂષથી શ્રેષ્ઠ છે, અને તેવા ગુણોની જે કાર્યમાં જરૂર રહે છે તેવા કાર્યમાં તેઓ જરૂર વિજય મેળવી શકે છે.

દાખલા તરીકે સ્ત્રીજાતિમાં દયા અને પ્રેમ વિશેષ હોય છે. આ ગુણની ન્યાયકાર્યમાં તથા બીજાં સાર્વજનિક કાર્યમાં બહુ જરૂર પડે છે. વળી તેમનામાં લાગણીનો જુસ્સો અધિક પ્રમાણમાં હોય છે. અલબત્ત ભાવપ્રધાન મનુષ્યો કેવળ લાગણીને વશ થઇ કોઈ કોઇવાર ગંભીર ભૂલ કરી બેસે છે તોપણ જુસ્સાવાળાં મનુષ્યો વિકટ કાર્યોનો સપાટાબંધ નિકાલ આણી દે છે. વળી તેઓની બુદ્ધિ પુરૂષ કરતાં વધારે તીક્ષ્ણ છે. તેઓ અઘરી, ગુંચવણ ભરેલી બાબતો ઝટ સમજી જાય છે અને કેવળ નિયમો અને કલ્પનાઓને વશ થતી નથી. સ્ત્રીઓ એક વિષયમાંથી બીજા વિષયમાં જલદી પ્રવેશ કરી શકે છે, અને વિચાર કરવાની

સારી શક્તિ પણ ધરાવે છે. આવા ગુણવાળી જે સ્ત્રીઓ હોય તેમને સાર્વજનિક કાર્યથી દૂર રાખવી એ મહા વિનાશક નિયમ છે.

સ્ત્રીઓએ કેવળ ગૃહકાર્યમાંજ રચ્યાંપચ્યાં રહેવું જોઈએ તથા પોતાના પતિની સેવા સિવાય અન્ય કાર્યમાં તેમણે હાથ નહિ ઘાલવો જોઈએ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે એવી દલીલ કેટલાક કરે છે. પણ ખરૂં જોતાં જણાય છે કે જે બાબતો તર્ક અને સમીક્ષાની આગળ ટકી શકતી નથી તે બધી બાબતોના બચાવ માટે ધર્મની ખોટી ઢાલ ધરવામાં આવે છે. ધર્મશાસ્ત્રોમાં તો હિતકર અને અહિતકર એવી ઘણીએ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે; કેમકે જે સમયે તે શાસ્ત્રો રચાયાં તે સમયે એ બાબતો પ્રચલિત હતી, અને સ્મૃતિકારો ઘણા બુદ્ધિમાન છતાં તેઓ પોતાનાં આવરણો (limitations) થી મુક્ત થઇ શકયા નથી માટે એવાં શાસ્ત્રોની આજ્ઞા સર્વત્ર પ્રમાણભૂત ગણાય નહિ.

જો સ્ત્રીજાતિને સ્વતંત્રતા આપવામાં આવે તો તેથી જનસમાજને શો લાભ છે? ઉત્તરમાં અમે એમ કહીએ છીએ કે, તેથી હાલમાં સ્ત્રીઓ તરફ જે અણઘટતો વર્તણુક ચલાવવામાં આવે છે તે બંધ થશે.

**અધ્યાય ૪ થો.**—હાલમાં પુરૂષોમાંજ મિથ્યાભિમાન અને સ્વાર્થપરાયણતા જોવામાં આવે છે-કેમકે ઘણાખરા પુરૂષો માને છે કે સ્ત્રી તેમની સેવા કરવા માટેજ નિર્માણ થઈ છે-તે અધમ ભાવનાઓ નિર્મૂળ થશે. ગૃહસ્થજીવન પ્રેમ, ન્યાય અને સૌમ્યતાની પાઠશાળારૂપ થઇ જશે, અને તેથી દરેક કુટુંબ સમાજનું ભૂષણ અને આધારરૂપ નિવડશે.

સંસારમાં વિચારકો, સુધારકો અને રાજનીતિજ્ઞ તથા સાચા સેવકની હમેશાં તંગીજ જણાય છે. કેમકે અડધાં મનુષ્યોને અત્યાર સુધી આ પ્રદેશમાંથી બાતલ રાખવામાં આવ્યાં છે. સ્ત્રીઓને સાર્વજનિક કાર્યોમાં દાખલ કરવામાં આવે તો તેમના વડે ઉપર કહી તે તંગી કેટલેક અંશે દૂર થશે અને સંસારને તેથી વિશેષ લાભ થશે. એક તો હાલમાં સ્ત્રીઓની કુદરતી શક્તિઓનો વિકાસ ન કરતાં તેમને ચીમળાવી નાંખે છે. અથવા તો વસ્ત્ર, ઘરેણાં એવી નજીવી બાબતોમાં તેમનું ચિત્ત પરોવાયલું રહે છે. સ્ત્રીઓ પચાસેક વર્ષની વયે પોતાનાં પુત્ર પુત્રીઓને ઉછેરવાના કામમાંથી જ્યારે મુક્ત થાય છે ત્યારે તેમને માટે કશું ઉપયોગી કાર્ય ન હોવાથી તેમનું શેષ જીવન છેક બોજારૂપ થાય છે.* વળી કેટલીક સ્ત્રીઓ અમુક કારણને લીધે આખી જીદગી કુંવારી રહે છે. તેવી સ્ત્રીઓને સાર્વજનિક કાર્યકરવાની છુટ આપવાથી બહુ લાભ છે. બધી સ્ત્રીઓને ઘર કામમાંથી થોડી ઘણી ફુરસદ તો મળે છેજ. વધારે કેળવાયલી સ્ત્રીઓ ધારે તો વધારે અવકાશ મેળવી શકે. આ બધો સમય સંસારસેવાના કામમાં તેમણે ગાળવો જોઈએ.

જ્યારે સ્ત્રીઓને માટે સાર્વજનિક કાર્ય અયોગ્ય નહિ મનાય ત્યારે તેમને કેળવણી પણ પુરૂષોના જેવી ઉંચા પ્રકારની, ગંભીર અને ઉપયોગી આપવી પડશે. આમ થવાથી ભણેલા લોકોનો ગૃહસંસાર હાલ છે તે કરતાં પણ અનેક ઘણો સુ-

---

* અલબત, આપણા દેશની પચાસ વર્ષની સ્ત્રીઓ નવરી નથીજ બેસતી. તેઓ પોતાના દીકરાની વહુઓની ઉપર "ઈન્સ્પેક્ટર જનરલ" નું કામ કરે છે.

અગ્રહ નીવડશે. કોઈ એવી શંકા કરશે કે પતિ પત્નીના રાજકીય વિચારોમાં મતાંતર થતાં તેમની વચ્ચે કલહ નહિ ઉત્પન્ન થાય? પણ એમ થાય તેવો સંભવ નથી; કેમકે સ્ત્રી પુરૂષ બેઉ સામયિક વિષયો ઉપર જાહેરમાં ચર્ચા કરતાં થશે એટલે જેઓ એક મતનાં હશે તેઓ અરસ્પરસ લગ્ન કરશે. વળી હાલ જોઇએ છીએ કે પતિ પત્નીના વિચાર ધર્મ અને સંસાર સુધારાની બાબતમાં જૂદા અથવા વિરૂદ્ધ હોય છે; તેમ છતાં પણ તેઓ જો સમજુ અને ઉદાર હોય છે તો તેમનો ગૃહસંસાર પરમ શાંતિ અને સુખમાં ચાલ્યો જાય છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાથી એક બીજો લાભ છે. તેઓ પોતાની કિંમત–પોતાનું મહત્વ સમજતી થશે; તેથી તેઓ વિશેષ ગંભીર થશે. જીવનની ઉપયોગીતા પણ સમજવા માંડશે. પુરૂષ પણ મનુષ્યજીવન તરફ વધારે માનભરી લાગણીથી જોતો થશે.

જ્યારે સ્ત્રીઓની સ્વાધીનતાનો વિષય ચર્ચાય છે ત્યારે કેટલાક લોકો ઘણી નકામી, મૂર્ખાઈ ભરેલી દલીલો બતાવે છે. તેઓ કહેવા લાગે છે કે સ્ત્રીઓ તો પરાધીનતામાં સુખી છે. માત્ર પુરૂષો સ્ત્રીઓને તેમની ફરજ સમજાવે એટલે બસ. એક તો આ દલીલજ નિરાધાર છે અને કદાચ સત્ય હોય તો પુરૂષો આ શરતથી સ્ત્રીઓના અધિકાર નીચે રહેવા ખુસી છે? જે અવસ્થા હાલ સ્ત્રીઓની છે તે અવસ્થામાં રહેવા તેઓ ખુસી છે ખરા? ટૂંકામાં જે જે દલીલો ગુલામી તથા અનિયંત્રિત રાજપદ્ધતિનો બચાવ કરવા માટે કરવામાં આવે છે તે સઘળી દલીલો અત્રે પણ રજૂ કરવામાં આવે છે. આપણે જબરદસ્તીની નીતિ બહુ વખત સુધી પાળી ચુકયા. હવે જરા ન્યાયી થઈશું કે નહિ?

ઉપસંહારઃ—જૉન સ્ટુઅર્ટ મીલના વિચારોનો આ સંક્ષિપ્ત સારાંશ છે. "સ્ત્રીઓની પરાધીનતા" નામનું પુસ્તક ૧૮૬૭ માં પ્રકટ થયું. આખા યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લાંડમાં તેણે ઘણી અસર કરી છે. સ્ત્રીઓની કેટલીક અડચણો દૂર થઇ છે.* તેમને કેટલેક અંશે સ્વાધીનતા આપવામાં આવી છે. પાર્લામેન્ટની બાબતમાં "વૉટ" ને માટે સ્ત્રીઓ લડત ચલાવે છે તેમાં પણ જતે દહાડે તેમને વિજય મળશે એવાં ચિહ્ન દેખાય છે.

## સ્ત્રીઓને આવશ્યક જ્ઞાન આપવાના વ્યાવહારિક માર્ગો.

**કન્યાએ શ્વસુર પક્ષમાં રાખવાના વર્તનનું જ્ઞાનઃ-** એક કન્યાનો જન્મ થયા પછી તે સમજણી વયની થાય છે ત્યારથી જો કે તેને કન્યાશાળામાં મૂકી ભણાવવામાં આવે છે; પરન્તુ આપણા હિંદુ સંસારમાં સમજુ અને ડાહી ગણાતી માતાઓ કન્યાને ભણાવવા તરફ જેટલું ધ્યાન આપે છે તેના કરતાં બમણું ધ્યાન તે કામ કરતાં શિખતી થાય તે ઉપર આપે છે. કન્યા ધનવાન્ કુળની હોય પણ માતાને ચિન્તા એજ રહે છે કે વખતે પતિ ગરીબ મળ્યો તો ?!

* દાખલા તરીકે ઇંગ્લંડની કેટલીક યુનીવર્સીટીઓમાં બી. એ. ની પરીક્ષા પાસ કર્યા છતાં સ્ત્રી ઉમેદવારોને બી. એ. ની પદવી આપવામાં આવતી નહોતી. હવે તે પ્રથા નીકળી ગઇ છે. હજી તેમને વકીલાત કરવાની સનંદ આપવામાં આવતી નથી.

કન્યાને તેના ઘરનું બધું કામ કરવાનું હોવાથી તેને પ્રથમ તો કામ કરતાં શિખવવા ઉપર લક્ષ્ય આપવું જોઇએ. માતૃપક્ષમાં તો કન્યાને કોઈ દિવસ દુઃખ હોય નહિ; શિવાય કે તેને ઓરમાન માતા હોય. બધા દાખલાઓમાં ઓરમાન માતાઓ કન્યાને દુઃખ દે છે એવું હોતું નથી; પણ ઘણા દાખલાઓમાં તો એવું નજરે પડે છે. આથી એક કન્યાને તેની માતાએ ને નિશાળની શિક્ષિકાએ જે ખાસ જ્ઞાન સૌથી પ્રથમ આપવું જોઇએ તે **શ્વસુરપક્ષમાં કેવી રીતે વર્ત્તવું?** એ છે. (૧) વડિલોની આજ્ઞા પાળવી, (૨) સમાન અને ન્હાનાં સાથે નમ્રતાથી વર્તવું અને (૩) યથાશક્તિ શુદ્ધ હૃદયથી ગૃહને લગતું સોંપાયલું પ્રત્યેક્ કામ કરવું એ ત્રણ બાબતો કન્યાએ હમ્મેશાં લક્ષ્યમાં રાખવાની જરૂર છે. જ્યાં સુધી તેની સાસુ સશક્ત અને જીવતી હોય છે ત્યાં સુધી જો ઉપર કહેલા ત્રણ ગુણોમાંથી એક્કેમાં લગાર ચૂક થવા પામે છે તો તે કન્યાનો ભાર ભાગી જાય છે. કેટલેક ઠેકાણે સાસુઓ એવી કપરી હોય છે કે વહુઓની ફજેતી થયા વગર રહેતી નથી, અને લગાર સામો ઉચ્ચાર જો તે કરે છે તો સાસુ દ્વેષ રાખી તેને દુઃખિની કરવામાં બાકી મૂકતી નથી. **વડિલોની આજ્ઞા-પાલનતાનો** નિયમ જગતમાં પુરુષ તેમજ સ્ત્રી બન્નેને લાગુ પડે છે. સૂર્ય, ચંદ્ર, તારાગણ, રાત્રિ, દિવસ, રૂતુઓ વગેરેને હમેશાં ઇશ્વરની આજ્ઞામાં રહી, જેમ જગતનાં માણસો પ્રત્યેનું પોતાનું નિયમિત રૂણ અદા કરવાનું હોય છે તેમજ જગ-તનાં ન્હાનાં પ્રાણીઓએ મ્હોટાંને આધીન બની રૂણ અદા કરવાનું છે. કેટલાકો એવા મતના હોય છે કે પ્રાણાન્તે પણ

વડિલોને ટુંકારો કરવો ન જોઇએ. લશ્કરીઓમાં પોતાના સેનાધિપતિ માટે એવો નિયમ હોય છે કે તે ગમે એવું ફરમાન કરે તે એક પણ સામો શબ્દોચ્ચાર કર્યા વગર પાળવા તત્પર થવું જોઇએ. આ નિયમ સર્વસામાન્ય અને સર્વેએ ગૃહણ કરવા યોગ્ય છે. નમ્રતા આ જગતમાં જેવી કાર્યસાધક બને છે તેવો કોઇ પણ ગુણ બનતો નથી. નમ્રતાથી સમજાવી પટાવીને જે વાત કહેવામાં આવે છે તેથી લુચ્ચાના પીર પણ ઠગાઇ જઈ કહ્યામાં રહે છે. માટે એ ગુણ સ્ત્રીએ હમ્મેશાં ધારણ કરવો જોઇએ.

**પોતાનાથી બનતું કાર્ય** શુદ્ધ હૃદયથી કરવામાં કદાપિ અપયશ આવે છે; પરંતુ નિઃસ્વાર્થ બુદ્ધિથી થયેલાં કામો અન્તે પણ યશપ્રાપ્તિ કરાવ્યા વિના રહેતાં નથી. "કામ કર્યું તેણે કામણ કર્યું" એ કહેવત અત્રે અક્ષરશઃ ખરી લાગે છે. ઉપર ગણાવેલા ત્રણ મુખ્ય ગુણો ઉપરાંત (૪) વડિલોની લજ્જા રાખવી, (૫) શ્વસુર પક્ષનાં સર્વ સાથે હળીમળીને રહેવું, (૬) તે પક્ષની નિંદા ન કરવી, (૭) તેનાં ગૃહછિદ્ર કદાપિ ઉઘાડાં ન પાડવાં, (૮) મર્યાદા પુરઃસર રહી છોકરવાદ ન કરવી એ પાંચ ગુણો પણ જરૂર તેણે ગ્રહણ કરવાના છે; એનું જ્ઞાન તે કન્યાને મળવું જોઈએ. એવા કેટલાક પ્રસંગો આવે છે કે જેમાં એક કન્યા શ્વસુરપક્ષમાં શરમ કોરાણે મૂકે છે તો તેને દુઃખ વેઠવું પડે છે. લજ્જા એ સ્ત્રીઓના ગુણનું આભૂષણ છે. સાસુ સસરાનો, લજ્જાવાળી વહુ ઉપર ચાહ વધે છે. તેઓ તે વહુ ઉપર પોતાની પુત્રીના જેવીજ મમતા રાખે છે. સંપીને રહેવાનો ગુણ પણ તેવીજ રીતે સુખકર નિવડે છે. કુટુંબમાં એવી સ્ત્રીઓ

પણ હોય છે કે જેઓ પરસ્પર એક બીજાંનું ભૂડું એક બીજાની ગેરહાજરીમાં બીજાં પાસે બોલે છે. સુજ્ઞ કુલવધૂએ હમ્મેશાં તેવી નિંદા સાંભળવામાં કે કોઇ પણ પક્ષકાર બનવામાં પ્રવૃત્ત ન થવું. તેણે સદા એવી નિંદાથી દૂર રહી પોતે જાણે કશું જાણતીજ નથી એમ કરવું જોઇએ, અને કોઇ કાંઈ પૂછવા આવે તો "હું કહ્યુંએ જાણુતી નથી" એમ પ્રત્યુત્તર વાળી પોતાનું સ્વમાન જાળવવાનો લાગ સાધી લેવો જોઈએ. આથી શ્વસુર-પક્ષનાં છિદ્રો વધૂદ્વારા બહાર પડતાં નથી એમ સર્વના જાણ-વામાં આવ્યાથી કુટુંબીઓના ગાઢા સ્નેહની વૃદ્ધિ થવા પામે છે. ઘણી વહુઓ પોતાનું સાસરૂં જાણે માતૃપક્ષ જેવુંજ હોય અને ત્યાં સ્વચ્છંદતાથી વર્ત્તાય એમ સમજે છે. તેઓ ત્યાં મ્હો-ટેથી હસવામાં, મ્હોટેથી વાતો કરવામાં, ધબ ધબ ચાલવામાં કે દોડવામાં, માથેથી લૂગડાનો છેડો ખસી જાય તેનું ભાન નહિ રાખવામાં, કોઇ કોઈવાર તો નણંદો સાથે વઢવામાં કે એવાંજ અયોગ્ય વર્ત્તન કરવામાં અચકાતી નથી. આમ કોઇ દિવસ થવું ન જોઇએ. પોતે એ કુળની નથી પણ બીજા કુળની છે તથા એ કુળ તારવાને–તેનો ઉદ્ધાર કરવાને તેમાં તે પ્રવેશેલી છે એમ તેણે જાણવું જોઈએ. પોતે સદ્ગુણો ધારણ કરી, આસ-પાસનાંને સદ્દગુણી બનાવી, એ કુટુંબમાં પોતાની નામના તેણે કાઢવાની છે એ ભૂલવું જોઇતું નથી. દૂધમાં સાકર ભળવાથી જેમ દૂધ ગળ્યું અમૃત જેવું બને છે તેમ સુકન્યા જે કુળમાં જાય છે તે કુળ ઉત્તમ બને છે. શકુન્તલાને સાસરે વિદાય કરતી વખતે કશ્યપ ઋષિએ આશિર્વાદ અને શિખામણ આપ્યાં હતાં કેઃ—

"સેવે સૌ ગુરુને, બને પ્રિય સખી સર્વે સપત્ની તણી,
સ્વામી અવગણના કરે, તદપિ ના આડી જજે રોષથી;
ઔદાર્યે સહુ દાસીદાસ રીઝવે સદ્‌ભાગ્યથી ના ફૂલે,
આ રીતે ગૃહિણી વહૂ બની રહે, આધિજ બીજી કુળે."

( રા. બ. ક. ઠાકોરનું શાકુન્તલનું ભાષાન્તર )

**પતિ પ્રત્યે પત્નીના વર્તનને લગતું જ્ઞાનઃ—** સ્ત્રીઓએ સાસરામાં આમજ સમાવાનું છે. શ્વસુરપક્ષમાં આવ્યા પછી સ્ત્રીનો આખા જન્મનો સાથી જો કોઇ પણ હોય તો તે પતિજ છે. સાસુ સસરો વૃદ્ધ થઈ સ્વર્ગસ્થ થતાં અન્ય કુટુંબીઓ પોત પોતાનાં જૂદાં ઘર માંડવાનાં; પરન્તુ પતિ સાથે તો સ્ત્રીનું જન્મારા સુધીનું પાનું પડયું તે પડયુંજ. આથી પતિ પ્રત્યે પત્નીનું કેવું વર્ત્તન હોવું જોઈએ એ પ્રત્યેક્ કન્યાએ ખાસ લક્ષ્યમાં રાખવાનું છે. એટલા માટે **લગ્ન એ શું છે તે દરેક સ્ત્રીએ જાણવું જરૂરનું છે.** એક કન્યાના હૃદયપટ ઉપર એ પવિત્ર બન્ધનના સંસ્કાર અને તેની જોખમદારીનું ભાન નિરંતર અંકિત રહેવું જોઇએ. લગ્ન વખતે જે શાસ્ત્રોક્ત વિધિઓ કરવામાં આવે છે તેમાં રહેલા મંત્રોનું રહસ્ય સ્ત્રીઓને સમજાવવું જોઇએ. દેવો, સપ્તર્ષિ, સગાં વ્હાલાં—એ સર્વની સાક્ષીમાં, આ હીરની દેખાવમાં નાજુક પણ ગુણે દઢ અને બળવતી દોરીથી બંધાયલાં પતિપત્ની, એકબીજાંને નિભાવવાનું અને એક એકબીજાંનાં સુખદુઃખનાં સાથી થઇને રહેવાનું વચન આપે છે. પત્નીનું ભરણપોષણ પોતાના જીવનપર્યંત તાઢ તડકો વેઠીને, ખંત અને મહેનતથી ધનપ્રાપ્તિ કરીને કરવાનું પતિ વચન આપે છે, અને એને આધારે

એ તેની ફર્જ છે કે તેણે તેને પોષવી–ભલે પછી તે ગમે તેવી હોય. એ વચનથી પત્ની, પતિને દુઃખમાં આરામરૂપ થવા બંધાયલી છે; પતિ તેનું પોષણ કરે છે તે બદલ તેણે તેનેજ વળગી રહેવાનું છે. પતિએ એક પત્નીવ્રત અને પત્નીએ પતિ-વ્રત પાળવાનું છે અને એમાં જેઓ ભૂલ કરી પોતાનાં વચનો ભૂલી જાય છે તે પાપી, વિશ્વાસઘાતી અને દુરાચારી લેખાય છે. સપ્તપદીના એકે એક શ્લોકોના એકે એક અક્ષરમાં જે દિવ્ય રહસ્ય રહેલું છે તે સંલગ્નથી એકત્રિત થયેલા યુગલને બહુજ બન્ધનકર્તા છે; માટે પત્નીએ લગ્નની સાર્થકતા કરવાના હેતુઓ પરિપૂર્ણ કરવાને લગતું જ્ઞાન મેળવી, લગ્નથી ઉપસ્થિત થયેલી પોતાની જોખમદારીઓ સમજવી જોઇએ. કવિ ટેનિસન લગ્નને કેવું ગણે છે? તે કહે છે કેઃ—

"Oh ! there is something in marriage
like the veil of temple old,
That screened the hoy of holies
with blue & purple & gold !
Something that makes a chamber
where only the one may come,
A sacredness, too and a silenee,
where joy that is deepest is dumb."

લગ્નને આપણા રૂષિ મુનિઓ પવિત્ર બન્ધનરૂપ ગણી ગયા છે; એટલુંજ નહિ પણ સમજુ ઇંગ્રેજ લોકો પણ તેને તેવુંજ ગણે છે. ઈંગ્રેજ લોકોમાં તો પુનર્લગ્નનો ચાલ છે; પણ જેઓ લગ્નને પવિત્ર ગણે છે એવા ડાહ્યા, સમજુ અને જ્ઞાની,

વિદ્વાનો તથા કવિયો તેને જેવું તેવું સમજતા નથી એ કવિ ટેનિસનની ઉપરની કવિતાથી જણાશે.

લગ્નની જવાબદારી સમજ્યા પછી **એક સ્ત્રીએ પતિનો સ્વભાવ જાણવાની** અને તેથી સંપૂર્ણપણે માહિતગાર થવાની તજવીજ કરવી જોઈએ, અને તે માટે તેને અનુકૂળ કેમ થવાય એ જાણવું જોઇએ. બળ્યો એ અવતાર અને ધૂળ પડી એ સંસારમાં કે જ્યાં પતિપત્નીનાં હૃદય એકમેક થયાં નથી! પતિપત્નીનાં હૃદય એકરૂપ થવા સારૂ સર્વથી જાણીતો શ્લોક અત્રે અમારે ટાંકવો પડશેઃ—

**कार्येषु मंत्री करणेषु दासी**
**भोज्येषु माता, शयनेषु रंभा**
**मनोनुकूला क्षमया धरित्री**
**गुणैश्च भार्या कुलमुद्धरन्ती**

આ શ્લોક ઘણા લોકો જાણતા હશે; પણ તેના એકેકે એક શબ્દમાં રહેલું રહસ્ય કેટલા વિચારી જાણતા હશે!

પોતાનું જે સર્વસ્વ છે એ તેજ સૌભાગ્યચંદ્ર માટે છે એમ સ્ત્રીએ સમજવું જોઈએ, અને 'પતિનું સુખ એજ મ્હારૂં સુખ છે માટે તેને પ્રસન્ન કરવો એ મ્હારો પ્રથમ ધર્મ છે' એવું એક સ્ત્રીએ વિચારી વિનીત અને નમ્ર હૃદયથી પતિની ટેવો, તેની બોલવા ચાલવાની ઢબ, તેને શું પસંદ છે, અને તે શાની ઉપર અભાવ રાખે છે—એ સર્વથી વાકેફગાર બની જવું જોઈએ.

પતિનો સ્વભાવ જાણી લીધા પછી જેમ હંસ પાસે દૂધ અને પાણી મૂકવામાં આવતાંજ તે બન્ને જૂદાં પાડી દૂધ ગ્રહણ કરે છે તેમ તેના સદ્ગુણોનેજ પત્નીએ ગ્રહણ કરવા. પ્રેમાળ

**પત્નીએ પતિના દુર્ગુણોને સદ્‌ગુણોમાં ફેરવી નાંખવા આતુર પ્રયાસ સેવવો જોઈએ.** જે સ્ત્રી વિપથે ફસાયલા પતિને સુપથે આણે છે તે શું જેવી તેવી ગણાવી જોઈએ? એજ સ્ત્રી ખરી દેવીરૂપ છે અને એજ સ્ત્રી આ જગતમાં સૌને વંદન કરવા યોગ્ય છે કે જે પોતાના વિપથે ગયેલા નાથને સુપથે આણે છે.

પતિ, લગ્નની પવિત્ર ગાંઠથી બંધાઇને જેમ એકપત્નીવ્રત પાળવા બંધાયલો છે તેમ એક પત્ની તેનેજ વળગી રહેવા બંધાયલી છે. તેજ મારો તારણહાર છે અને તેજ મારો મુકુટમણિ છે એવી દિવ્ય ભાવનામાં તેણે રહેવું જોઇએ. પતિવ્રતને ખાતર દમયંતિએ પારધીને શ્રાપથી ભસ્મીભૂત કર્યો હતો. સીતાએ રાવણ જેવા નૃપતિને ઠોકર મારી હતી. પતિવ્રતને ખાતર દ્રૌપદિએ પતિઓના સુખને માટે દાસીપણું સ્વીકાર્યું હતું. આજ સુધી તેમના ગુણોનું ગાન આપણે કરીએ છીએ તેનું કારણ તેમના શીયળરત્નની જીવને સાટે પણ સાચવવાની કાળજીને માટેજ છે! લાખો રજપૂતાણીઓએ, મુસલમાનોને શરણે ન જતાં પતિને રણવાટમાં પ્રેરી પોતે કેશરિયાં કરી ચિતામાં પડી પોતાના કોમળ દેહોને ખાખરૂપ કરવામાં લગાર પણ ભીતિ રાખી નહોતી એનું કારણ તેમના શીયળવ્રતની સાચવટજ હતું! આથી પતિને દેવરૂપ ગણી તેની ભક્તરૂપ સ્ત્રીએ હમેશાં તેના વગર અન્યને સેવવો નહિજ એ દરેક કુલાભિમાની સ્ત્રીએ ખાસ જાણવાની જરૂર છે.

કહ્યું છે કે સ્ત્રીપરિક્ષા નિર્ધને તુ પુંસિ ॥ " પતિપાસે પૈસો નહોય ત્યારે તેને મ્હેણાં ટુણાં મારવાને બદલે, સંતોષ આપવો જોઇએ.

આ પ્રકારે પતિના સુખ માટે અને પોતાના સુખ માટે મથતી બાળાઓએ ૯ થી ૧૩ ગુણો મેળવવાના છે; એ પ્રકારનું જ્ઞાન સ્ત્રીઓને હોવું જોઇએ.

**ગૃહતંત્ર ચલાવવાનું જ્ઞાન**—કાળક્રમે એક સ્ત્રી પોતાના પતિ સાથે ઘર માંડે છે ત્યારે તેની જવાબદારીઓમાં વૃદ્ધિ થતી જાય છે. જવાબદારીઓ સાથે તેનાં કામો પણ વધે છે અને તે જેમ જેમ દક્ષતાથી તે કરતી જાય છે તેમ તેમ હોશિયાર ગણાય છે.

**ગૃહસ્થાશ્રમમાં પડયા પછી તેણે શું જાણવું આવશ્યક છે?**—એક કાર્યાલયમાં કરવાનાં કામોની જેમ વહેંચણી કરી દેવામાં આવી હોય છે તેમ ગૃહસ્થાશ્રમમાં પણ વહેંચણી કરવામાં આવી છે. તેમાં ઘરનું અંદરનું કામ સ્ત્રીને કરવાનું હોય છે, અને બ્હારનું કામ પુરૂષને કરવાનું છે. પતિ પ્રત્યે નિષ્કાળજી બતાવવાને બદલે એક સ્ત્રીએ હમ્મેશાં તેને પોતાનો પાસે જો ધન હોય તો તે આપવું અથવા તો તેને કોઈ પણ પ્રકારનો સારો માર્ગ બતાવી ધનપ્રાપ્તિ કરી આપવામાં સહાયરૂપ બનવું. એ જ્ઞાન પતિના સુખદુઃખની સાથી થવા ઈચ્છતી ઉત્સાહિની બાળાએ અવશ્ય મેળવવું જોઈએ. પતિનું ભલું કરવા માટે સતી તારા (હરિશ્ચન્દ્રની સ્ત્રી) ગુલામડી થઇને વેચાઈ હતી. એજ પતિનું શુભ ચિન્તન કરનારી સુલક્ષણી સાધ્વીઓની ધર્મ સમજવાની શક્તિ સૂચવે છે. એક ઉર્દુ-કવિ કહે છે કે:–

"ઔરત વો હય જીસમેં રહમ હો, શર્મ હો–સચ્ચાઈ

હો પારસાઈ હો, જીસને ફિરિસ્તોંકી તીનત ઔર હુરકી કીસમત પાઇ હો."

જાણીતો નવલકથાકાર રસ્કિન જણાવે છે કે "A man's work for his home is to secure maintenance, progress and defence; the woman's to secure its order comfort and loveliness.

પતિ ખેતી, વ્યાપાર કે ચાકરી કરી ધન લાવે છે, દરરોજની ઉપયોગી વસ્તુઓ બજારમાંથી લાવે છે, ઘરમાં જોઈતું રાચરચીલું વેચાતું લાવે છે, પહેરવાનાં કપડાં તથા લૂગડાંલત્તાંની ખરીદી કરી લાવે છે, અને સારૂં ધન એકઠું કરેલું હોય તો મૉજમજા અને આનંદનાં સાધનો પણ આણે છે. પત્ની, પતિએ આણેલા ધનનો સદ્વ્યય કરે છે, અને કરાવે છે; દરરોજનું પતિનું ખાવાનું બનાવે છે, ઘરની તજવીજ રાખી સ્વચ્છતા, આરોગ્યતા, સાદાઇ, કરકસર ઇત્યાદિ કાળજીવાળા ગુણોથી ગૃહની શોભામાં વધારો કરે છે. સામાન્ય પ્રકારે આ રીતની વહેંચણી તે બન્નેના કામની ગણાય. પછી ધનવાન્ લોકોમાં બન્નેનું કામ ગુમારતાઓ રસોઇઆઓ અને નોકરો પણ બજાવી લે છે. તો પણ મધ્યમવર્ગમાં અને ગરીબ લોકોમાં સંસાર નિભાવવાની રીતિ આ પ્રમાણેની હોય છે. વળી કોઇ પણ દેશમાં મધ્યમ અને ગરીબ વર્ગ જેટલા ધનવાનો હોતા નથી. એટલે ઘણું ખરૂં જે રૂઢીઓ ત્યાં સ્થાપિત થયેલી હોય છે તે આગળના બે વર્ગોને લીધેજ હોય છે.

ગૃહવ્યવહારમાં પડેલી સ્ત્રીને પાડોસીઓ, સગાં વ્હાલાંઓ

વગેરે સાથે ઘડીએ ને પલકે કામ પડે છે. તેવે પ્રસગે નિપુણતાથી કામ પાડવાની અને લેવાની કળા સ્ત્રીએ જાણવી આવશ્યક છે; કેમકે કેટલીકવાર પાડોસીનું તે કાંઇ માગી લાવે અને આપવા જવામાં બેપરવાઇ બતાવે અથવા તો પોતે કાંઈ આપ્યું હોય તે પેલી ન આલી જાય ત્યારે ધીમાશથી તેવી બાબતમાં કાળજી રાખવી એ સ્ત્રીને ઘણું કામનું છે. પોતાની સાદી અક્કલ ઝીણી ઝીણી બાબતોમાં વાપરી જાણનારી સ્ત્રી, પતિના પૈસાનો ઘણોજ બચાવ કરે છે, અને તેથી પોતાને તેમ પોતાના પતિને લાભ કરી આપે છે. સ્ત્રીની કાળજીને માટે ફક્ત એકજ ઘણો વ્યાવહારિક દાખલો અત્રે આપીશું:–ઘરમાં જે અનાજ ભરી મૂકવામાં આવે તે વારંવાર તપાસતાં રહેવું જોઇએ; કેમકે જો તે ન તપાસાય તો તેમાં જીવડાં પડે અથવા તો તે સડી જાય; અને તેને લીધે તે અનાજ કામમાં ન આવવાથી નાંખી દેવાની જરૂર પડે. ઘરમાં તેલ, ઘી અને એવીજ બીજી હરરોજના ખાવાના ઉપયોગમાં આવતી ચીજો વિષે ધ્યાન નહિ આપવાથી નાહક નાણાંની બરબાદી થાય છે. એક સુઘડ અને ચતુર સ્ત્રી આવી ન્હાની ન્હાની અસંખ્ય બાબતોને લગતું બધું જ્ઞાન મેળવે છે, અને ગુપ્ત રીતે થતો ગેરલાભ બચાવે છે. ટૂંકમાં ગૃહતંત્રને લગતી નિપુણતા કેમ મેળવવી તેને લગતું સંપૂર્ણ જ્ઞાન સ્ત્રીને હોવુંજ જોઇએ.

**બાળકને ઉછેરવાને લગતું જ્ઞાન.**—(अ) સમય જતાં એક ભારે જવાબદારીનો ઉમેરો એક સ્ત્રીના કાર્યમાં થાય છે અને તે **સુવાવડ** છે. એક સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો ત્યારથી તેણે કેવે પ્રકારે વર્તવું, શાશા આરોગ્યને લગતા નિયમો

પાળવા એ પ્રત્યેક વયવતી સ્ત્રીએ જાણવુંજ જોઇએ. સુવાવડ એ સ્ત્રીઓની મ્હોટામાં મ્હોટી ઘાત કહેવાય છે, અને તેમાંથી જે સ્ત્રીઓ બચે છે તેઓએ નવીન જન્મ ધારણ કર્યો છે એમજ ગણવામાં આવે છે.

વંધ્યા કેમ કહી શકે પ્રસવવેદના પીડ ?
ધનપતિ જાણે નહીં કદી, શું નાણાંની ભીડ !

એ કહેવું અક્ષરશઃ ખરૂં છે. તો આવા જીંદગી અને મૃત્યુની વચ્ચે ઝોલાં ખાતા પ્રસંગમાંથી સહેલાઇથી કેમ બચી શકાય એને લગતું જ્ઞાન જે સ્ત્રીઓ નથી મેળવતી તેમને કેટલો બધો ગેરલાભ થાય છે ? હિંદુ સંસારમાં અત્યાર સુધીમાં સુવાવડમાં મરી ગઈ હોય એવી સ્ત્રીઓનું પત્રક જોવામાં આવે તો તેથી ખરેખર કંપારી છુટયા વગર રહે નહિ. આ ઉપરથી અમારૂં દૃઢતાથી કહેવું છે કે ગર્ભધારણ પછી કેવી રીતે વર્ત્તવું એને લગતા સર્વદેશીય જ્ઞાનનો અભ્યાસ સ્ત્રીઓએ કરવોજ જોઈએ.

**બાળકને કેળવવા સંબંધીનું જ્ઞાન.**—(બ) આપણા દેશમાં બાલક જનમ્યા પછી પ્રથમ વાસાથીજ તેને કેવી રીતે ઉછેરવું એ જ્ઞાન આજકાલ પરિપૂર્ણ અંશે કેટલી સ્ત્રીઓ જાણે છે ? ઘણીજ ઓછી. જે યુવતીઓ ૧૫ કે ૧૬ વર્ષની વયમાં ગર્ભવતી થાય છે તેમને મશ્કરીમાં " ઢીંગલી માત.ઓ " કહેવામાં આવે છે તે ખરૂં છે; કારણ કે તેમને છોકરાં રમાડવાની બહુજ હોંશ થાય છે. બાળક સાથે " ઞા, ઞા; ધા, ધા; " ઇત્યાદિ બોલી આનંદથી રમત ગમત કરવી તેમને બહુ ગમે છે પણ તેને કાંઈક રોગ થયો હોય અથવા તો તે માંદલું રહેતું હોય તો

તેઓ તે બાળકને કાળરૂપ ગણી તેનાથી ત્રાસી જાય છે. બાળકોનાં શરીર એવાં નાજુક અને તકલદી હોય છે કે જો ધ્યાનથી તેમને ધવરાવવામાં કે સાચવવામાં ન આવે તો તેઓ ભાગ્યેજ નિરોગી રહે. એવા પ્રસંગોમાં થાકી જવું એના કરતાં તેમને થતાં દર્દોનો અભ્યાસ કરી તેના ઘરગથ્થુ ઉપાયો શા શા હોય છે તે કરતાં શિખવું જોઇએ. ઘણી અનુભવી વૃદ્ધ સ્ત્રીઓનો એ ચાલુ પોકારજ છે કે આજકાલની " ઢીંગલીઓ " પોતાનાં બચ્ચાંને બરાબર જાળવતી નથી અને પરિણામે ઘણાંજ બાળકો બે કે અઢી વર્ષની અલ્પ જીંદગી ભોગવી મૃતઃપ્રાય થાય છે. જેમ સુવાવડનો વખત મહા કપરો ગણાય છે તેમ બાળકોની બે કે અઢીવર્ષ સુધીની વયનો વખત મહા કપરો ગણાય છે. એટલી ઉમ્મરનાં બાળકોનું મરણપ્રમાણ આ દેશમાં વધુ થાય છે એ મરણપત્રકો જોવાથી ખુલ્લી રીતે માલૂમ પડી આવે તેમ છે. બાળક જન્મથીજ છ સાતવર્ષ સુધી માતાની ગોદમાં રહે છે અને તેનાથી છૂટું પડતાં બૂમાબૂમ પાડી મૂકે છે. તે વય વીતતાં તેને નિશાળમાં મૂકવામાં આવ્યાથી તે માતાથી ઘણુંખરૂં છૂટું રહે છે. ઘણા વિદ્વાનો એ બાબતમાં કહે છે કે માતા બાળકના મગજ ઉપર તે બાળકની છ સાત વર્ષ સુધીની વયમાં જે સંસ્કાર પાડે છે તે તેની જીંદગીપર્યંત રહે છે. બાળકનું મગજ એક રસાર્દ્ર જમીન જેવું હોય છે. જેમ રસાર્દ્ર જમીનમાં કડવાં બી વાવવામાં આવતાં તેમાંથી ઉત્પન્ન થતું વૃક્ષ મોટું થઇ ખરી પડતાં સુધી કડવાં ફળ આપે છે તેમ બાળકના મન ઉપર ખરાબ સંસ્કાર પાડવામાં આવતાં મોટપણે તે ખરાબ આચરણવાળું થાય છે. જેવી રીતે મીઠાં બીવાળી જમીન મીઠું વૃક્ષ

ઉગાડશે તેવીજ રીતે સારા સંસ્કારવાળું બાળક સારૂં નિવડશે. આથી માતાએ હમ્મેશાં બાળક ઉપર સારી છાપ પડે તે માટે તેના દેખતાં પોતાનું વર્તન કેવું રાખવું અને તેને કેવી રીતે કેળવવું તેને લગતું જ્ઞાન પ્રાપ્ત કરવું. જોઈએ, નીતિનાં પુસ્તકો લખનાર પ્રખ્યાત વિદ્વાન્ સેમ્યુઅલ સ્માઈલ્સ કહે છેઃ–

The tenist bits of opinion sown in the minds of children in private life, afterwards issue forth to the world and become its public opinion, for nations are gathered out of merseries and they who hold the bading strings of children may even exercise a greater power than those who weild the reins of Government.

આ ઉપરથી અમે એટલુંજ સિદ્ધ કરવા માગીએ છીએ કે ઉત્તમ માતા તરફથી બાળકને વારસામાં જે મળે છે તે તેની તરફનું શિક્ષણજ છે. માટે ખરી માતાએ માતા કેમ થવાય તેને લગતું જ્ઞાન મેળવવું જરૂરનું છે.

**અન્ય ઉપયોગી જ્ઞાનમાળાઃ**—એક માતાને બાળક થયા પછી એ બાળકને કેળવણી આપતાં ગમ્મત સાથે જ્ઞાન આપવાનું હોય છે એટલે જો માતા પોતે ભણેલી ન હોય તો બાળકને ચોપડીમાંનાં રમકડાં બતાવતી વખતે એ રમકડાંને લગતી આગળ પાછળની હકીકત તે બાળકને સમજાવી શકશે નહિ. આથી જરૂરનું છે કે માતાને પોતાને વાંચતાં લખતાં અને સમજતાં આવડવું જોઈએ. બાળકને ઉછેરતી વખતે માતાપિતાના જ્ઞાનની હમ્મેશાં ખરી કસોટી થાય છે. આગળ જણાવ્યું તેમ, શ્વસુરપક્ષ સાથે સુસં-

બંધ રાખતાં એક સ્ત્રીએ શિખવું જોઇએ; તે ઉપરાંત પતિ સાથેનો પોતાનો સંબંધ પ્રેમમય રાખવો જોઇએ; તે સિવાય ગૃહતંત્ર ચલાવતાં પણ શિખવું જોઈએ અને બાળકોને ઉછેરી કેળવવાં જોઇએ. તે ઉપરાંત પણ તેણે બીજું ઘણું જાણવું આવશ્યક છે. (૧) વાચન, (૨) લેખન, (૩) સામાન્ય હિસાબ, (૪) શીવણ, (૫) ભરત, (૬) ચિત્રકામ (૭) સંગીત, (૮) ધાર્મિકજ્ઞાન, (૯) વૈદકજ્ઞાન એવું જીવનમાં રસ ઉપજાવનારૂં જ્ઞાન પણ તેણે મેળવવું જોઇએ. જીવનની ઘડીઓ એકજ રીતની હમ્મેશાં રહેતી નથી. તેમાં કોઇવાર દુઃખ અને કોઇવાર સુખ આવે છે; કોઇવાર આરોગ્ય શરીર હોય છે અને કોઇવાર માંદા પણ થવાય છે. તેવા સમયોમાં ઉપયોગી થઈ પડનારૂં તથા નવરાશના વખતમાં આનંદ આપનારૂં જ્ઞાન ઉપર જણાવ્યું તે નવ પ્રકારનું છે. એ દરેક જ્ઞાનથી અન્યને તેમ પોતાને સ્ત્રીઓ લાભ આપી શકે છે. દાખલા તરીકે વાચન લેખન અને સામાન્ય હિસાબ એ ત્રણ પોતાને દરરોજ કામમાં આવે છે અને એજ જ્ઞાનથી બાળક નિશાળેથી ઘેર રહે તે વખતમાં તેને શિખવી શકાય છે. પોતે નવરી પડે ત્યારે સારાં સારાં પુસ્તકો વાંચે, તેમાંથી સારૂં સારૂં લખાણ ઉતારી લે, સગાં વ્હાલાંઓને કાગળો લખે, તેમના આવેલા પત્રો વાંચી શકે, એ લાભ વાંચતી લખતી સ્ત્રી પોતાને કરી શકે છે. ઘરમાં લેવાના દૂધના પૈસાનો અથવા તો પોતાને ઉપયોગી જે વસ્તુઓ તે બજારમાંથી આણે તેનો સામાન્ય હિસાબ તે, હિસાબના જ્ઞાનથી રાખી શકે છે, તથા તે ઉપરાંત બાળકને પણ શિખવી શકે.

શીવણનું જ્ઞાન તેને ઘરમાં ઉપયોગી થઇ પડે છે. તેથી

બાળકોનાં કપડાં અને પોતાની ચોળીઓ કે કબજા વગેરે પોતે ઘરમાં શીવી દરજીનું ખર્ચ ઉગારે છે.

ભરતના જ્ઞાનથી તે ઘરનો અને પોતાનાં લૂગડાંનો શણગાર કરી શકે છે, અને ગરીબ પતિની પત્ની તો સારૂં ભરત ભરી, તે વેચીને પૈસા મેળવે છે. ઘણીવાર એવું બને છે કે ભરવાનો સામાન ઓછી કિંમતે પડે છે અને ભરેલો મોંઘી કિંમતે વેચાય છે; તેથી આવી રીતના જ્ઞાનથી એક ગરીબ સ્ત્રી સારી કમાણી કરી શકે છે; જ્યારે મધ્યમવર્ગની અને ધનવાન્ સ્ત્રીઓ પોતાની શક્તિ પ્રમાણે ભરત ભરી પોતાના ઘરને બહુજ મઝાની રીતે શણગારે છે. શીવણનું જ્ઞાન પણ એમજ ઉપયોગી બનાવી શકાય છે.

ધાર્મિક જ્ઞાનથી એક સ્ત્રી પોતે પાપ કરતી અટકે છે એટલુંજ નહિ પણ પોતાનાં બાળકોને પણ અટકાવી શકે છે. એક માણસ કે સ્ત્રીને પૂજા કરવા માટે કોઇપણ પ્રકારનો ધર્મ હોય છે. કોઇ ધનની પૂજા કરે છે, કોઇ મૂર્ત્તિની પૂજા કરે છે, કોઇ અગ્નિની પૂજા કરે છે, કોઈ સૂર્યની પૂજા કરે છે, કોઇ નિરાકાર ઇશ્વરને પૂજે છે, કોઈ ગુરૂને પૂજે છે એમ વિવિધ પ્રકારની શ્રદ્ધાઓ જગતમાં સર્વ લોકોને રહેલી હોય છે. આ શ્રદ્ધાઓ પોતાનાથી સબળ અને દૈવી સત્તાધારી વ્યક્તિ પ્રત્યે હોય છે. કોઇને એ વ્યક્તિ તરફ એટલો બધો ભાવ આવી જાય છે કે તેનાથીજ પોતાનો ઉદ્ધાર થશે એમજ તેને લાગે છે. આ રીતે ભિન્ન ભિન્ન પ્રકારનું પૂજન થવાથી જગતમાં ભિન્નભિન્ન ધર્મો (religions) ઉત્પન્ન થવા પામ્યા છે અને જગતનાં સર્વ માણસોમાં તે વહેંચાયલા છે. હવે એ ભિન્ન

ભિન્ન ધર્મોમાંથી પોતાને જે પ્રતિ શ્રદ્ધા હોય અથવા તો પોતાનાં માતપિતાએ જે પ્રત્યે શ્રદ્ધા રાખવાનું શિખવ્યું હોય તે ધર્મમાં વિશ્વાસ રાખી પ્રત્યેક્ સ્ત્રીએ પોતાનું તથા પોતાનાં બાળકનું ભલું કરવું જોઇએ. એક માણસ આ જગતમાં દુઃખથી ઘેરાયો હોય તે વખતે તેને ગેબી મદદ પહોંચાડનાર ધર્મજ હોય છે. પોતાનો ધર્મ એક સ્ત્રી કે પુરૂષને ભરદરિયામાં દીવાદાંડી રૂપ થાય છે. ધર્મથી ચિત્ત નિર્મળ બને છે અને પાપ દૂર નાસે છે. ધર્મથી દયા, સ્નેહ, પરોપકાર, ભ્રાતૃભાવ, સુજનતા, શાંતિ ઇત્યાદિ ગુણો આવિર્ભૂત થાય છે. ન્યાયને અને સત્યને રસ્તે કોઇનું બુરૂં ન કરીને ચાલનાર સાત્વિક વૃત્તિવાળાં પુરૂષ કે સ્ત્રીને હમ્મેશાં ધર્મ વળગેલોજ રહે છે; માટે દરેક જણે ધર્મમાર્ગે અનુસરવું.

ચિત્રકામમાં શુરૂઆતમાં તો માણસો કે દેખાવો વગેરે કાંઇ ચિતરી ન શકાય. પ્હેલાં જેમ લીટીઓ દોરાવવામાં આવે છે તેમાં ગોળાકૃતિ, અંડાકૃતિ વગેરે કઢાવવામાં આવે છે તેમ ધીમે ધીમેજ એમાં પ્રગતિ કરવામાં આવે છે. હાલની હિંદુસંસારની સ્ત્રીઓને ચિત્રકળાનું સામાન્ય જ્ઞાન ઘણુંખરૂં હોય છે. નાગપાશ કાઢવી, લગ્નપ્રસંગોમાં ગણેશ કાઢવા વગેરે ચિત્રકાર્ય ઘણીખરી સ્ત્રીઓ જાણે છે. તે ઉપરાંત રંગોળી પૂરવાનું જ્ઞાન પણ તેઓને હોય છે; પરંતુ રંગોળીનું જ્ઞાન ગુજરાતી સ્ત્રીઓમાં બહુજ સારી રીતે ખિલેલું હોતું નથી. થોડા વખત ઉપર મુંબાઈમાં એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં પરભુ જાતની દક્ષિણી કોમની સ્ત્રીઓનાં રંગોળીનાં જૂદાં જૂદાં કામોનો એક વિભાગ રાખવામાં આવ્યો હતો. હાથથી રંગનો લોટ ધીમે ધીમે હેઠળ

પ્રસરાવી તેમાંથી કઢાયલાં માણસો, પુરાણનાં ચિત્રો, "ભલે પધાર્યા", "**स्वागतम्**" એવા શબ્દો, પાણીમાં પણ એ લોટ ખૂબીબંધ પલળ્યા વગર નાખી કાઢેલાં સ્થિર સુંદર ચિત્રો ઈત્યાદિ તેમાં રજુ થયેલાં હતાં. અને જોનારાઓ ખરે આશ્ચર્યચકિત થતા હતા કે સ્ત્રીઓ રંગોળીનું કેવું સારૂં કામ કરે છે! જેમ બને તેમ આ કળા ખિલે અને તે ઉપરાંત તેલમિશ્રિત રંગનું કામ, પાણીમિશ્રિત રંગનું કામ સ્ત્રીઓ શિખે તો ગૃહમાં ઘણો આનંદ થઇ રહે.

સંગીતમાં હિંદુ સ્ત્રીઓ ગરબાઓ ગાવામાં ઘણીવાર નિપુણ માલૂમ પડી છે. તેઓ નીતિપૂર્ણ જૂદી જૂદી ઢબના ગરબાઓ મધુર વાણીથી ગાય એ ઈચ્છવા જોગ છે. વાદ્ય સાથેના સંગીતથી શરીરમાં જૂદા જૂદા ભાવ ઉત્પન્ન થવા પામે છે. આલાપમાં લલકારાતું ગાન માણસનામાં કરૂણ રસ ઉપજાવે છે. વીરરસને લગતું ગાન હૃદયમાં જોમ ઉત્પન્ન કરે છે, અને એવીજ રીતે બીજાં રસયુક્ત ગાનો અસરકારક નીવડે છે. ઈરવિંગના "ધી વાઈફ" નામના લેખમાં એક ગરીબ થઇ ગયેલો પતિ થાકયો પાકયો જ્યારે ઘર તરફ આવે છે અને પોતાના બાગમાં પ્રવેશે છે ત્યારે તેની સ્ત્રી ઘરમાં ગાતી હોય છે. તેનું એ ગાન દૂરથી તેને કર્ણપ્રિય લાગવાથી તે ત્યાંજ બેસે છે અને ખરે, તેથી આનંદ મેળવે છે. આવીજ રીતે સ્ત્રીઓ સંગીતના જ્ઞાનથી પતિને આનંદ આપી શકે તેમ છે.

વૈદકજ્ઞાન એક સ્ત્રીને મેળવવાની જરૂર એટલા માટે છે કે સ્ત્રીઓને લગતા ગુહ્ય રોગોના ઉપચાર તે પોતાની મેળે કરી શકે. દરેકે દરેક ગામમાં સ્ત્રી–તબીબો હજુ જોઇએ તેટલી આ

દેશમાં મળી આવશે નહિ. ફક્ત મોટાં શહેરોમાંજ તે મળી આવે છે, અને તેમનો લાભ સર્વ સ્થિતિની સ્ત્રીઓ લઈ શકતી નથી. આપણા દેશ માટે હજુ એ બૂમ છે કે સ્ત્રી-તબીબો આ દેશમાં બહુજ ઓછી છે. “લંડન ટાઈમ્સે” ૧૯૧૨ ના જાન્યુઆરી માસમાં એ સંબંધમાં એક અગ્ર લેખ લખ્યો હતો, અને ત્યાર પછી આ દેશનાં વર્તમાનપત્રોએ એ પ્રશ્ન ઉપાડી લીધો હતો. તેમનું કહેવું એવું હતું કે હિંદુસ્તાનમાં ઘણી સ્ત્રીઓ ડૉકટરી મદદ ન મળવાથી મરણ પામે છે. તેઓ પુરૂષ-ડૉકટરોને પોતાના રોગો બતાવતાં શરમાય છે, અને સ્ત્રી ડૉકટરોની મદદ જોઈએ તેટલી મળી શકતી નથી; માટે સરકારે સ્ત્રી-ડૉકટરો કેળવનારી પાઠશાળાઓ ખોલવી જોઇએ અને તેમને એવી સરકારી નોકરીઓ આપવી જોઇએ કે જેથી તેઓ પોતાના ધંધામાં ઘણાંને ઉપયોગી થઇ શકે. અમારૂં આ સંબંધમાં એટલુંજ કહેવું છે કે જે સ્ત્રીઓ વૈદકજ્ઞાનનો અભ્યાસ કરે છે તેઓ સ્ત્રીઓના ગુહ્યરોગોથી સંપૂર્ણપણે માહિતગાર થઈ તે દૂર કરી ખરેખરી દેશસેવા બજાવે છે.

ઉપર જે ૯ પ્રકારનું જ્ઞાન બતાવ્યું એમાંથી ભરત, ચિત્રકામ, સંગીત અને વૈદક એટલું જ્ઞાન દરેક સ્થિતિની સ્ત્રીઓ સંપૂર્ણપણે મેળવી શકતી નથી; કારણ તે શિખવા અને અમલમાં મૂકવા માટે નાણાંની જરૂર પડે છે. માટે એ જ્ઞાનનો સંપૂર્ણ અમલ તો ધનવાન્ પુરૂષોની સ્ત્રીઓજ કરી શકે તેમ છે; પરન્તુ અન્ય અવશેષ જ્ઞાન તો સર્વ સ્ત્રીઓએ મેળવવું જોઇએ.

ઉપર દર્શાવેલું સર્વ પ્રકારનું જ્ઞાન જે સ્ત્રી મેળવી શકે છે તેણે પોતાનો દેહ સાર્થક કર્યો છે એમ કહીશું તો અતિશયોક્તિ નહિજ ગણાય !

કાવ્યની ખૂબીઓ સમજનારી, સ્નેહપૂર્વક નવલકથાઓ વાંચનારી, નીતિનાં પુસ્તકોનું સારી પેઠે મનન કરનારી તથા વ્યાવહારિક જ્ઞાનને અમલમાં મૂકનારી સ્ત્રીઓ બીજા દેશોમાંથી ઝળકી ઉઠેલી છે. ઈંગ્લાંડમાં મેરી કૉરેલી, મિસિસ હેન્ત્રીવુડ, મિસ મેરીઆ વગેરે સ્ત્રીઓ હાલની સાંસારિક નવલકથાઓ લખનારી ગણાય છે. તેમણે ઘણાં પુસ્તકો રચ્યાં છે અને તેઓએ પોતાના સ્ત્રીને જરૂરના જ્ઞાન ઉપરાંત પુરૂષોના જ્ઞાનની પણ માહિતી મેળવી છે. સ્ત્રીઓ આમ કરી શકે અને અમે ઇચ્છીએ છીએ કે એવી સ્ત્રીઓ આ જગતમાં જન્મી, સાંસારિક સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરી ભલે આ જગતને ઉદ્ધારે અને કીર્ત્તિ પામે !

**સ્ત્રીઓને ઉપર્યુક્ત જ્ઞાન પ્રાપ્ત કરવાના વ્યાવહારિક માર્ગો**:—હવે અમે આ લેખનો બીજો ઉદ્દેશ ઉપર્યુક્ત જ્ઞાન સંપાદન કરવાના વ્યાવહારિક અને સુલભ માર્ગોની ઉપર ચર્ચા કરીશું. એક કન્યા કે બાળક સૌથી પહેલાં માતાપિતાની ગોદમાં રહે છે અને પછી તે નિશાળે જાય છે. આથી સૌથી પ્હેલા બે માર્ગો કે જ્યાં કન્યાના જ્ઞાનનો મૂળ પાયો નંખાય છે તે માર્ગો–**માતા** અને **નિશાળ** છે. તેમાં પણ માતાની જોખમદારી બહુજ છે. " A mother is equal to hundred teachers. " એક માતા પોતાની પુત્રીને તેના શ્વસુરપક્ષમાં શી રીતે વર્ત્તવું તેને લગતું, પતિપત્નીના સંબંધને લગતું તથા ગૃહતંત્રને લગતું જ્ઞાન તેની કન્યાવયમાં આપી શકે, અને એ જ્ઞાનમાં નિશાળોમાંથી મળતું વાચન, લેખન, સામાન્ય હિસાબ આદિનું જ્ઞાન અનુપૂર્તિ કરે. ઉપર

ગણાવેલું ઘણુંખરૂં જ્ઞાન માતાજ પોતાની કન્યાને આપી શકે. અમે આગળ જણાવી ગયા છીએ તેમ પોતાના બાળકને કેળવવું એ ફરજ માતાને શિરેજ રહેલી છે. એ ફરજનું ઉલ્લંઘન ન કરી શકાય એવું છે. જો માતા પોતાના બાળકને કેળવવામાં ઉદ્યુક્ત થાય છે તો અવશ્ય તેને ઈશ્વરી મદદ મળ્યા વગર રહેતી નથી. તેણે ઇચ્છાએ કે અનિચ્છાએ બાળકને કેળવવુંજ જોઇએ; કારણ કે માબાપનો પ્રત્યેક્ શબ્દ, તેમનો દેખાવ અને અવાજની ઢબ, માબાપનું પ્રત્યેક્ કામ તથા તેમના આચાર વિચાર, બાળક ઉપર જાણ્યે કે અજાણ્યે અસર કરે છે. તો ખરાબ અસર અજાણ્યે પડે તેના કરતાં સારી અસર જાણીને પાડવામાં માબાપનું શ્રેય છે. બાળકો ન્હાની ઉમ્મરમાં જો આયાને અને નોકરોને સોંપાય છે તો તેઓ હલકા વિચારો ને આચાર શિખે છે, અને પરિણામે ખૂનખાર કલહમાં જે ઉદારતા, ગંભીરતા અને જે નેકટેક મ્હોટ કુટુંબોનાં ફરઝંદોમાં હોવાં જોઈએ તે નથી જણાતાં અને તેટલાજ માટે બાલ્યાવસ્થામાં બાળક, માતાની ગોદમાં રહેવું જોઇએ. માતા—એ બાળકના દર્પણરૂપ છે. બાળક તેમાં જુએ છે ને જો એ દર્પણ સાફ તથા ચળકતું હોય છે તો તેના ઉપર સારી અસર થાય છે. માતાપિતાએ છ કે સાત વર્ષ સુધી બાળકો સમક્ષ કેવું વર્ત્તન રાખવું તથા તેમને કેવા પ્રકારે કેળવવાં એ માર્ગ અત્રે અમે બતાવીશું.

(૧) બાળકના હૃદયમાં ન્હાનપણજથી ઈશ્વરનો ડર દાખલ કરવો. કોઇ પણ જાતનું ચોરી ચૂપકીદીથી કોઇપણ ઠેકાણે કરવામાં આવેલું કામ તે સર્વજ્ઞ પિતાથી અજાણ્યું રહેતું નથી તથા જેઓ એવાં બદકામ કરે છે તેમને જરૂર તે શિક્ષા કરે

છે એમ જગતના દુ:ખી માણુસોના દાખલા આપી બાળકના મનમાં ઠસાવવું.

(૨) બાળક ન્હાની કે મોટી બાબતોમાં જૂઠું ન બોલે, ચોરી ન કરે, એની ખાસ સંભાળ રાખવી. તેનાં કેટલાંક સોબતીઓ એવાં હોય છે કે સમજાવી પટાવી તેની પાસેથી અમુક ચીજ લઈ લે છે. પછી જ્યારે બાળકને જરૂર પડે છે અને તે વિના એ અંતરાય છે ત્યારે ચોરી કરે છે. આ સંબંધમાં માબાપે બહુજ ચોકસાઇ રાખવી, નહિ તો ભવિષ્યમાં એ બાળક અર્થનો અનર્થ કરી બેસે એવું બનશે.

(૩) એક બાળક હિમ્મતવાન્ અને નિડર બને એવું તેને શિખવવું; પરંતુ તે સ્હામું બોલનાર, નઠોર, આળસુ, એવું નજ બનવું જોઇએ.

(૪) મૌની થાય તેના કરતાં ભલે તેઓ બોલકણાં થાય; પરંતુ **अति सर्वत्र वर्जयेत्.** ભડભડ બધું ભસી વળે એવાં થાય એ નકામું છે.

(૫) Example is better than precept." વારંવાર શિખામણ આપવા કરતાં દાખલા આપીને જ ઘણુંખરૂં સમજાવવું. હર્બર્ટ સ્પેન્સર કહે છે કે:—"They should be told as little as possible and induced to discover as much as possible; for humanity has progressed solely by self instruction." તેઓ જે કાંઇ પૂછે તેના શાંતિથી ઉત્તર આપવા અને તેમાં જે કાંઇ તેઓ સારૂં કહે તેને ધીમેથી ઉત્તેજન આપવું. ખોટું કહે તે સુધારવું.

(૬) બાળકની સ્મરણશક્તિને વારંવાર કસ્યા કરવી. એક વાર કહેલું તેને યાદ રહે છે કે નહિ, કેટલું રહે છે, કેવી રીતે રહે છે એ બધું તપાસી ન્યૂનતા હોય તો તે પૂરવી.

(૭) કેટલીક માતાઓ બાળકને ઘડીમાં મારે છે અને ઘડીમાં હસાવે છે. કોઇ સમયે તેનોજ મ્હોટો ગુન્હો દુર્લક્ષ્યમાં ચાલ્યો જાય છે અને ન્હાનો નજરે આવતાં બાળકને એવું ધીબી નાખે છે કે પછીથી એ મારનાર માતાજ દયાળુ બની જાય છે અને પસ્તાવો કરે છે. આ એક મોટી ખામી છે. તેમનામાં ભય ઉત્પન્ન કરવો જોઇએ અને તે માટે કોઇવાર તેને મારવું પણ પડે; પરંતુ તેમાં અવ્યવસ્થિતપણું ન રહેવું જોઇએ. એક ગુન્હો બાળકે કર્યો છે એમ જોતાં ધીમાશથી પ્રથમ તો તેને શિખામણ આપવી જોઈએ. બીજી વાર તેનો ગુન્હો થયેલો જણાય તો પોતે આપેલી શિખામણની યાદ આપી ધમકાવવું જોઇએ અને ત્રીજીવાર નજરે પડતાં શિખામણ અને ધમકી એ બન્નેની યાદ આપી શિક્ષા કરવી જોઇએ; પરંતુ ગુન્હાઓ હમ્મેશાં પ્રથમથી દાબવા જોઇએ.

(૮) બાળક કોઈ પણ ગુન્હો કરે છે એ માતાપિતાના દુર્લક્ષ્યનુંજ પરિણામ છે; બીજા કશાનું નહિ. માટે તેણે તેની હિલચાલ એક ડિટેકિટવની માફક ઘણીજ ચોકસાઈથી તપાસવી જોઇએ.

(૯) માતાપિતાએ પોતાનું હ્રદય શુદ્ધ રાખવું તથા લાગણીઓ ઉપર કાબુ રાખવો કે જેથી પોતાના દુર્ગુણો બાળકના જાણવામાં આવે નહિ.

(૧૦) કુદરતનો અનુભવ લેતાં, તેમાં રસથી ભાગ લેતાં અને રમત ગમત કરતાં બાળકને કદિ અટકાવવું જોઈએ નહિ.

(૧૧) બાળકની જીજ્ઞાસાઓ, ઉર્મિઓ અને ઉદ્દ્ગારો કોઇવાર દાબવાં નહિ અને તેને ઉત્સાહ તથા ઉત્તેજન આપવા યથાશક્તિ માબાપે યત્ન કરવો.

ઘણાને આ હકીકત નિર્માલ્ય અને નિરર્થક લાગશે; પરંતુ ૭ કે સાત વર્ષના જે બાળક ઉપર આવા પ્રકારની ચોકસાઇ રાખી તેને ઉછેરવામાં આવે અને બરાબર કાળજીથી તેની ઉલટ અને તેનું કહેવું સાંભળી સારો અનુભવ, સારૂં જ્ઞાન તથા સારા વિચારો તેનામાં મૂકવામાં આવે તો પછી કોઇ વાર તે વંઠેલ કે રખડેલ થવા પામે ખરૂં કે? નહિજ. શૈશવાવસ્થાના સંસ્કાર જીંદગીપર્યન્ત એક સ્ત્રી કે એક પુરૂષનામાં રહેવાનાજ અને તેથીજ ઉપરની હકીકત માર્ગદર્શક થઈ પડે તે માટે નિવેદન કરી છે.

(૨) **નિશાળો**—કન્યાઓને કેળવવા માટે એક દેશમાં દરેકે દરેક ગામમાં કન્યાશાળાઓ સારી સંખ્યામાં હોવી જોઇએ અને તેમાં મફત શિક્ષણ અપાવું જોઇએ. ના. બ્રિટિશ સરકારના રાજ્યમાં કન્યાશાળાઓ વધવા માંડી છે; પરન્તુ આ સંબંધમાં ધનવાન્ લોકો બહુજ લાભ કરી શકે તેમ છે. તેઓએ જૂદાં જૂદાં ગામોમાં યથાશક્તિ નાણાં આપી નિશાળો સ્થાપવી જોઈએ. દાખલા તરીકે એક ગામના ધનવાનો પોતે એક ફંડ કરે અને તેમાંથી ગામની કન્યાઓની સંખ્યા મુજબ જૂદા જૂદા લત્તાઓમાં થોડીક શાળાઓ સ્થાપે. આ શિક્ષણ અમે ઉપર કહ્યું તેમ મફતજ હોવું જોઇએ. ગામના લોકની વલણ જોઇ, એક કે બે આના ફી રખાય તેમ હોય તો રાખવી. આ નિશાળોમાં વાચન, લેખન, સામાન્ય હિ-

સાબ, આરોગ્યનાં મૂળતત્વોનું જ્ઞાન, જીલ્લાની ભૂગોળનું જ્ઞાન, દેશના ઇતિહાસનું સામાન્ય જ્ઞાન, પૂર્વની સન્નારીઓનાં ચરિત્રોનું જ્ઞાન, ભરતગુંથણનું જ્ઞાન, પાકશાસ્ત્રનું જ્ઞાન, ચિત્રકામ, ધર્મ અને નીતિનું શિક્ષણ વગેરે ધોરણવાર ઠરાવી અપાવું જોઇએ. આ યોજનાથી માતા તરફની કન્યા ઉપરની ઘરની દેખરેખની જોખમદારી સહજ સહેલી બનશે.

(૩) **રૂઢિબંધનોનું નડતર દૂર કરવું**:-નિશાળો તથા માતાના શિક્ષણમાં એક ખરેખરી અગવડ હિંદુસંસારમાં આવે છે; તે તેનાં રૂઢિબંધનો છે. તેમાં કન્યા ૧૧ કે ૧૨ વર્ષની થતાં પરણાવવામાં આવે છે. એટલુંજ નહિ પણ સસરા તરફના કામની જવાબદારીનો બોજો પરણી કે તરત તેની ઉપર લાધવામાં આવે છે. આથી ( અ ) પરણ્યા પછી તેને કાંઇ પણ કેળવણી મળતી નથી. આમ ન થવું જોઈએ. ખરૂં જોતાં તો હિંદુસંસારની લગ્નની પદ્ધતીજ નાપસંદ કરવા જોગ છે; કેમકે તેમાં કન્યાની સંમતિ વિના તેને ફાવે તેની સાથે પરણાવી દેવામાં આવે છે; પરંતુ એ સંબંધમાં જે સુધારો થવો જોઈએ તેનું વિવેચન અત્રે નિરૂપયોગી હોવાથી અમે ફક્ત એટલુંજ કહીશું કે ડાહ્યાં ને સમજુ માબાપોએ સારી, ભણેલી ગણેલી કન્યાને હમ્મેશાં વર પસંદગી માટે તક આપવી. પરણ્યા પછી કન્યાને ભણાવવાનું ઘણે ઠેકાણે બંધ કરવામાં આવે છે. એમ અર્ધદગ્ધ જ્ઞાન આપવું તેના કરતાં ઉત્તમ છે કે કન્યાને નિરક્ષર રાખવી. પુરૂષોની કેળવણી ૨૫ કે ૩૦ વર્ષ સુધી પણ ચાલુ રહી શકે છે અને સ્ત્રીઓની કેમ નથી ચાલુ રહેતી? શું

તેમણે પુરૂષોનો ગુન્હો કર્યો છે ? અમે એવી આતુર ઇચ્છા રાખીએ છીએ કે જે માબાપો પોતાની બાળકીઓને યોગ્યજ્ઞાનથી વિભૂષિત થયેલી જોવા ઇચ્છતાં હોય તેમણે તેમને પરણાવ્યા પછી પણ કેળવણી ચાલુ રાખવી. અહિં એવું વિઘ્ન ઘણાને આવે છે કે તે કન્યાઓના પતિઓ તેમાં વાંધો લે છે. આમ પણ ન થવું જોઇએ. એ પુનઃ ધ્યાનમાં રાખવાનું છે કે—કેળવણી જેને અપાય છે તે કોઇ દિવસ બગડતું નથી. સરકસમાં ખેલ કરાવવા માટે ઘોડા, કૂતરાં, વાંદરાં, હાથી, વિક્રાળ વાઘ અને સિંહને તમે કેળવો છો અને શું બાપડી કોમળાંગી સ્ત્રી તેઓથી પણ ગઈ કે તેને તમે કેળવણી આપવામાં વાંધો લ્યો છો ? તમારા દુઃખસુખમાં, તમારી માંદગીમાં નિરંતર તમારી થઈનેજ રહેતી અબળાને આમ ક્રૂરતાથી તમે કેળવ્યા વગર ઉછરવા દો, તેનું નિરક્ષર જીવન પસાર થવા દો એ તમનેજ શરમ ઉપજાવે એવું છે. માટે પરણ્યા પછી પણ જ્યાં સુધી કોઇ બાળાનાં સાસુ સસરો જીવતાં હોય અને જો સસરાના ઘરનું નભી શકતું હોય તો તેના માથે કામની ધુંસરી ન નાખવી અને તેને છુટથી ભણવા દેવી.

(બ) **લગ્નની મુદ્દતમાં વધારો થવો જોઇએ**—એક બાજુથી શાસ્ત્રકારોનું કહેવું આપણે માનીએ છીએ. બીજી બાજુથી માનતા નથી. ધર્મકર્મમાં આપણે શાસ્ત્રનું પૂછડું પકડી રહીએ છીએ; પરંતુ કન્યાના લગ્નમાં તેવું નથી કરતા. લગ્નની ઉમર કન્યાની ૧૫ અને પતિની ૨૨ થી ૨૫ ની અંદર હોવી જોઈએ. કન્યા રજસ્વળા થયા પછી પરણાવાય નહિ એવો

વાંધો કાઢવામાં આવે છે; પણ શાસ્ત્રે એ સંબંધમાં યોગ્ય છુટ મૂકેલી છે એમ તેમાં જોતાં જણાશે. મનુસ્મૃતિનો ગ્રંથ લગ્નની ઘણી મુશ્કેલીઓનો નિવેડો કરી આપે છે.

(૩) **લાંબી મુદતે પતિ સમાગમ થવા દેવો:**- પતિના સમાગમમાં જે સ્ત્રીઓ ન્હાનપણથી આવે છે તેમને જંજાળ વધવાનો બહુજ સંભવ હોય છે અને તેથી તેઓ ભણી શકતી નથી અને જ્ઞાન મેળવવામાં પછાત રહે છે. ઘણી કન્યાઓને આ મુશ્કેલી નડી છે એમ જો લોકો પોતપોતાની કોમ તરફ દૃષ્ટિ કરશે તો માલૂમ પડી આવશે.

(૪) **કન્યાકેળવણી માટે કોમવાર ફંડો એકઠાં કરવાં:**—આને માટે દરેક કોમે એક યોજના ઘડી કાઢવી જોઇએ. હમણાંની કન્યાઓને હમણાંજ જ્ઞાન આપવાનો સૌથી જરૂરી અને સહેલો વ્યાવહારિક માર્ગ જોવા જઇએ તો આજ છે. આ ફંડમાં ધનવાનો વધુ રકમ ભરે; મધ્યમ વર્ગના યથાશક્તિ ભરે અને ગરીબ વર્ગ કશું ન ભરે. એ ફંડમાંથી પ્રત્યેક કોમે એક શાળા કાઢવી. જેમાં ત્રણ વર્ગ પાડવા. એક કન્યાઓનો, બીજો સૌભાગ્વતી મોટી સ્ત્રીઓનો અને ત્રીજો વિધવાઓનો. નૈતિક, ભરત, ચિત્ર, શીવણ, પાકશાસ્ત્ર આદિનું જ્ઞાન કન્યાઓને આપવું. ગૃહતંત્ર ચલાવવાનું જ્ઞાન, પતિ તથા બાળકોની સંભાળનું અને બાળકોને કેળવણી આપવાનું જ્ઞાન તથા વૈદકજ્ઞાન સૌભાગ્યવતી સ્ત્રીઓને આપવું અને સ્ત્રીસમાજમાં કેળવણી ફેલાવવાનું, ગરીબજનોને મદદ કરવાનું, બ્રહ્મચર્ય પાળવાનું તથા દુ:ખી અને માંદા લોકોની માવજત કરવાનું જ્ઞાન વિધવાઓને આપવું. આ યોજનામાં

સંયોગો અને જરૂરીઆત જોતાં વધારો ઘટાડો કરી તે સત્વર અમલમાં મૂકાય તેમ સારૂં એમ અમે ઈચ્છીએ છીએ. આ શાળાઓમાં સ્ત્રીશિક્ષિકાઓ રાખવી એ ખાસ ધ્યાનમાં લેવાનું છે. વખતે પ્રવીણ સ્ત્રી શિક્ષિકાઓ મળવી મુશ્કેલ થઈ પડે એ સ્વાભાવિક છે તો વૃદ્ધ પુરુષ શિક્ષકો રાખવા કે જેથી ઉદ્ધત યુવાન્ પુરૂષોના અનાચારથી પાછળથી પસ્તાવાનો વખત આવે નહિ. આજ નિશાળોમાંથી એવી સ્ત્રીઓ થોડા વખતમાં બ્હાર આવશે કે જેઓ પોતાની અન્ય બ્હેનોને પોતાના ભણતરનો લાભ આપી શકશે. મુંબાઈમાં સેવાસદન નામની એક સંસ્થા હાલમાં છે. તેમાં સૌભાગ્યવતી સ્ત્રીઓને બપોરના નવરાશના વખતમાં એક કે બે કલાક ઇંગ્રેજી, ગુજરાતી તથા સંસ્કૃતનો અભ્યાસ કરાવવામાં આવે છે. આ સંસ્થાની શાખાઓ જુદાં જુદાં ગામોમાં થવી જોઇએ અથવા તો એવીજ અન્ય સંસ્થાઓ ઉભી થવી જોઇએ. એવીજ રીતે "હિંદુ સ્ત્રીમંડળ" નામની એક સંસ્થા ઉભી થયેલી છે અને સેવાસદન કરતાં એ સંસ્થાએ સ્ત્રીઓમાં વધુ લોકપ્રિયતા મેળવી છે. મતલબ કે ગમે તે પ્રકારની પણ ઉપર જણાવ્યા મુજબની સુવ્યવસ્થિત સંસ્થાઓની જરૂર છે.

**(૫) વિધવાઓની સ્થિતિ સુધારવી જોઈએઃ**—હિંદુસંસારમાં વિધવાઓને જેટલું દુઃખ પડે છે એટલું બીજા કોઈને પડતું નથી એવી બૂમ પડે છે. ઘણાં ઘરો જોતાં એવો સાર ખેંચી શકાય છે કે આ કહેવું તદ્દન ખોટું નથી. એ ન ધણીઆતી સ્ત્રીઓની બ્હારે કોઈ ધાતું નથી. તેઓને એટલું બધું કામ સોંપવામાં આવે છે કે તેઓ ઘણીવાર તે નથી કરી શકતી.

જ્યારે નથી કરી શકતી ત્યારે તેમને હલકી પાડી નાખવામાં આવે છે. ઉપરાંત તેઓ અશિક્ષિતજ રહે છે. કારણુ તેઓથી ભણુવા જવાતું નથી. જો ભણુવા જાય છે તો તેમનું ચારિત્ર વગોવાય છે. વખતે કથામાં જવા દેવામાં આવે છે; પરંતુ બાળ-વિધવાઓને તો કોઇકજવાર જવા દેવામાં આવે છે. આવા પ્રકારની તેમની સ્થિતિ સુધારવી જોઇએ. શિક્ષિકાઓ તરીકે જો ઉપયોગમાં લેવા જેવી સ્ત્રીઓ હોય તો વિધવાઓજ હોય છે. કારણુ સધવા સ્ત્રીને પોતાનો સંસાર, છોકરાં છૈયાં વગેરેની સંભાળ લેવાની હોય છે જ્યારે વિધવાને સંસારિક જંજાળ ઘણી ઓછી હોય છે. કેટલીક વિધવાઓને તો છોકરાં પણુ હોતાં નથી; આથી તેઓ પોતાના નવરાશના વખતમાં શિક્ષિકાઓ તરીકે પોતાની બ્હેનોનું બહુ ભલું કરી શકે. એટલા માટે તેમની સ્થિતિમાં સુધારો કરવો જોઈએ.

(૬) **સ્ત્રી-કલબોની સ્થાપના:**-સ્ત્રીઓ પોતાના નવરાશના વખતમાં એક જગ્યાએ મળી શકે અને ગૃહસંસારના વિચારોનો વિનિમય કરી તે ઉપર છુટથી વિવેચન કરી શકે એવી તક આપવા માટે સ્ત્રી-કલબો દરેક ગામમાં સ્થપાવી જોઈએ. તેમાં સભાઓની માફક પ્રમુખ, સેક્રેટરી વગેરે નિમાવાં જોઇએ અને જુદા જુદા નિબંધો ઉપર ભાષણો થવાં જોઇએ. આમ થવાથી તેઓ સ્ત્રીઓના વિષયો વિષે અરસપરસના વિચારો જાણી શકશે અને જેમનામાં કાંઇ ન્યૂનતા હશે તેઓ નવું જાણુવાનું મેળવી શકશે. આવી કલબોમાં બની શકે તો પુસ્તકાલયો પણુ રાખવાં જોઇએ; જેમાં સ્ત્રીઓ વાંચી શકે એવી કાવ્ય, વાર્ત્તા,

નીતિ, અને સાહિત્યને લગતી ચોપડીઓ હોય, તથા જુદા જુદા દેશોમાં સ્ત્રીઓ શું કરે છે અને ત્યાં તેમની કેવી સ્થિતિ છે, તે રજુ કરતાં ચિત્રમય પુસ્તકો પણ હોય અને સ્ત્રીઓને લગતાં માસિકો, ચોપાનીઆં વગેરે પણ હોય. એ કલબોમાં સંગીતનું સાહિત્ય પણ હોવું જોઇએ કે જ્યાં નિપુણ સ્ત્રીઓ રીતસર ગરબીઓ અને નીતિનાં સારાં ગાયનો નિરંકુશતાથી ગાઈ આનંદ લઇ અને આપી શકે. આવી ખર્ચાળુ કલબો દરેક ગામમાં તો હોઇ ન શકે પણ જ્યાં બની શકે ત્યાં ન્હાના કે મ્હોટા પ્રમાણમાં તો હોવી જોઇએ.

**મહિલા પરિષદો:**—જેમ પુરૂષો પોતાની કોમોને લગતી સાંસારિક, તથા દેશવિષયક બાબતો ઉપર દરેક વર્ષે અમુક ઠેકાણે ન્હાના મ્હોટા જથ્થામાં મળી વિવેચનો આદિ કરેછે તેમ દેશના જુદા જુદા ભાગોમાં જેમ બને તેમ પ્રાંતિક “ મહિલા પરિષદો ” વિશેષ પ્રમાણમાં ભરાય અને તેમાં સ્ત્રીઓ પોતે પોતાની સ્થિતિ સંબંધીનાં વર્ષમાં એકવાર વ્યાખ્યાનો કરે, પોતાની સ્થિતિ સુધારવાના ઠરાવો કરે અને બીજે વર્ષે જુએ કે તેમાંથી કેટલા અમલમાં મૂકાયા ને કેટલા નહિ. આ રીતનો ક્રમ તેઓના જ્ઞાનમાં લાભપ્રદ થશે.

હાલમાં અનુસરવામાં આવે એવા વ્યાવહારીક માર્ગો ઉપર ગણાવ્યા તે ઉપરાંત નીચેના બે ત્રણ છે:—

(૭) આ દેશમાં જેટલી ગ્રેજ્યુએટ સ્ત્રીઓ હોય તેમણે પોતાની અજ્ઞાની બ્હેનોને જ્ઞાન આપવા માટે સ્વયંસેવિકાઓ તરીકે બ્હાર પડવું જોઇએ. કન્યાશાળાઓ અને ફિમેલ ટ્રેનિંગ કૉલેજોમાં તેમનાથી જો બને તો તેમણે શિક્ષિકાઓ તરીકે રહેવું

એ તો ઉત્તમ માર્ગ છે; પણ જો તેમ ન બની શકે તો સંસ્કૃત અને ઇંગ્રેજી ભાષામાંથી સ્ત્રીઓને લગતા સાહિત્યનાં પુસ્તકોનું ભાષાન્તર કરવું જોઇએ. હિંદુસ્તાની અને મરાઠી સાહિત્યમાં આવું થયેલું છે અને એ બે ભાષાના સાહિત્ય સાથે જ્યારે આપણું ગુજરાતી સાહિત્ય સરખાવીએ છીએ ત્યારે તેમાં બહુ થયેલું લાગતું નથી. આથી ગુજરાતી સાહિત્ય જાણનારી ગ્રેજ્યુએટ સન્નારીઓએ સારાં પુસ્તકોનાં ભાષાન્તર કરી તેનો લાભ પોતાની બ્હેનોને આપવો જોઈએ.

(૮) પ્રત્યેક્ કુટુમ્બના પુરૂષે પોતાના કુટુંબની સ્ત્રીઓ પાસે સ્ત્રીઓને લગતાં સારાં પુસ્તકો વાંચવાં જોઇએ. દિવસમાં એક કે બને તો બે કલાક આવું થશે તો હાલના કરતાં સ્ત્રીઓના આચાર વિચાર વિશેષ ઉન્નત થશે.

(૯) જો પતિને એમ જણાય કે પોતાની પત્નીને તેની માતાએ વ્યવહારૂ કે એવું કોઇ જ્ઞાન આપ્યું નથી તો તેણે પોતે તેને એ માટે સરળતા કરી આપવી જોઇએ. એટલે કે પતિ પોતાની બ્હેનને કહી પોતાનીજ માતાદ્વારા પોતાની પત્નીને એવું જ્ઞાન અપાવડાવે અને બીજું જ્ઞાન નવરાશ મેળવી પોતે શિખવે.

**ઉપસંહારઃ**—હિંદુ સંસારમાં ઇશ્વરકૃપાથી લોકો ધીમે ધીમે સમજવા માંડયા છે અને સુજ્ઞ પિતાઓ પોતાની પુત્રીને કેળવવાથી દેશનું ભલું થશે એમ સમજવા લાગ્યા છે—પછી કેટલાંક સ્થળોએ હજુ લોકો નહિ પણ સમજ્યા હોય; પરંતુ તેઓ ધીમે ધીમે સમજશે. કેટલાક સુજ્ઞ પતિઓ પણ પોતાની અર્ધદગ્ધ અથવા તો સંપૂર્ણ નિરક્ષર પત્નીઓને કેળવવાની સરળતા કરી આપવા લાગ્યા છે એ ઘણું ખુશી થવા જેવું છે. માતા

તરફથી પુત્રીઓને કાળજીપૂર્વક જ્ઞાન મળવું જોઇએ. તેમણે કુશળ પુત્રીઓ બનાવવાને પોતાના જ્ઞાનનો પૂર્ણ ઉપયોગ કરવો જોઇએ. બીજું એ કે જેમ બને તેમ કન્યાશાળાઓ, અને સ્ત્રીઓને જ્ઞાન આપનારી સંસ્થાઓ, વગેરે વધુ પ્રમાણમાં સ્થપાય તો તેથી પણ સ્ત્રીઓના જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થાય. આજ બે માર્ગ અંતિમ લક્ષ્યબિંદુ પાર પાડવામાં બહુજ સાધનભૂત થાય તેવા છે. જે અન્ય માર્ગો અમે સૂચવ્યા છે તે ઉપર પણ દુર્લક્ષ આપવા જેવું નથી. કન્યાશાળાઓમાં અપાતું જ્ઞાન સ્ત્રીઓને લાયકનું અપાય છે કે નહિ તે દરેક કન્યાના પિતાએ જાતે જોવું જોઈએ. જો તેમને યોગ્ય જ્ઞાન ન અપાતું હોય તો સત્તાવાળાઓને અરજ કરી તેમની પાસેથી યોગ્ય પગલાં યોજાવવાં જોઇએ. ધનવાન્ પિતાઓએ પોતાની પુત્રીઓ મેટ્રિક કે ગ્રેજયુએટ થાય તે સ્હામે વાંધો લેવો ન જોઇએ. બાકી સર્વ સ્થિતિના લોકો તો પોતાની પુત્રીઓ મેટ્રિક કે ગ્રેજયુએટ ન બનાવી શકે;–કારણ ઘણાને પુત્રને ભણાવવા માટેજ નાણાં ઉછીનાં લેવાં પડે છે તો પુત્રીને ભણાવવા માટે તેઓ દ્રવ્યનો વ્યય કરી શકે એ સંભવિત નથી. અંતમાં અમે સાક્ષર શ્રીયુત ગોવર્દ્ધનરામભાઈના શબ્દોમાં કહીશું કેઃ—

"સ્ત્રી વિના ગૃહ નથી." માટે સ્ત્રીઓ રસવતી થઇ નિરંતર પુરૂષોને સુખ આપનારી બને એવુંજ આપણે ઇચ્છીશું.

પુરૂષોએ સ્ત્રીઓને કેવા હક્ક આપવા જોઇએ એ સંબંધી હિંદના એક વિદ્વાનનાં વાકયો અત્રે ઉતારી આ વિસ્તૃત લેખ પૂર્ણ કરીશું. એ વિદ્વાન્ જણાવે છે કે, "હું તમારી સમાજમાં બળવો કરાવવા માગતો નથી. હું તમને તમારી જીંદગીમાં

પાશ્ચાત્ય રૂઢીઓ દાખલ કરવાનું કહેતો નથી; પરંતુ હું તમને તમારી પ્રતિકુળતા છોડી દેવાનું કહું છું. તમારી અઘોર નિદ્રામાંથી જાગ્રત થવાનું અને તમારા દેશની સ્ત્રીઓને ખુલ્લો ન્યાય આપવાનું કહું છું. તેમને અંધારામાં રહેવા ન દો-તેમની બુદ્ધિને, તેમની સુંદર લાગણીઓને, તેમની ભાવનાઓને અને તેમની આધ્યાત્મિક આંતરદૃષ્ટિને નિર્માલ્ય રહેવા ન દો-તેમને ઉપયોગિતાના વિશાળ ક્ષેત્રનો લાભ આપો. તેમને આત્મીય સુધારણા માટે વિશેષ તક આપો. જીંદગીને દિવ્ય ઐકયથી એકત્ર કરવાની પ્રજ્ઞતા મેળવવાની તેમને હજી પણ વધુ તક આપો અને હું નક્કી કહું છું કે તેઓ તમારી સહચારિણી બનશે એટલુંજ નહિ પણ તમારાં સકળ પાપોને હાંકી કાઢનારી દેવીઓ બનશે !

## ઉપદેશમાળા.

૧-દરેક સ્ત્રી પછી ગમે તે તેટલી કેળવાયલી હોય પણ તેણે યાદ રાખવું કે પોતાના પતિનો પ્રેમ તે એક અમૂલ્ય જવાહિર છે. તે મેળવવાને દરેક રીતે યત્ન કરવો અને તે સાચવી રાખવાને પણ યોગ્ય થઇ યત્ન કરવો કે મરણ પછી પણ એ પ્રેમરૂપી જવાહિરનો વારસો પોતાના બાળકને મળે.

૨-દરેક રંક યા રાય, વિદ્વાન્ કે સામાન્ય, પણ સદ્‌ગુણી ગૃહિણીના જીવનની શ્રેષ્ઠતા માત્ર તેણે મેળવેલા પતિપ્રેમથીજ છે. પતિ એજ જેનું જીવન છે. પતિ એ જેના પ્રાણનો પણ પ્રાણ છે તેને પછી કદાપિ પતિનો દરજ્જો, તેના પૈસા, વૈભવ, સત્તા કે વિદ્વત્તાનો વિચાર આવતો નથી અને એવીજ સ્ત્રી સાચી સતી છે.

૩–પોતાની જીવનવેલી પતિના જીવનવૃક્ષમાં સંકેલવી તેના કરતાં અધિક ઉત્તમ બીજું શું હોઇ શકે ? વિશ્વસમૃદ્ધિ પતિ પ્રેમ આગળ જે સ્ત્રી તુચ્છ ગણી તજે છે તેનેજ ધન્ય છે. પત્નીપ્રેમની કિમ્મત એવા પ્રસંગેજ થાય છે.

૪–સીતા, સાવિત્રી, દમયંતી, ને અનસુયા, વગેરે ભારતનાં સ્ત્રીરત્નોએ પોતાના પતિવ્રત માટે પ્રાણ આપ્યો છે, શીયળ માટે ઘણાં દુઃસહ દુઃખો સહન કર્યાં છે. તે મહાન્ સતીઓએ રાજા મહારાજાના વૈભવનો ત્યાગ કરીને જંગલમાં મંગલ કરીને મઢુલીમાં સુખ અનુભવી પતિથી આનંદ ભોગવ્યો છે.

૫–જગતમાં અક્ષય કીર્તિસ્તંભ એ સતીઓએજ સ્થાપિત કર્યા છે. કરમાય નહિ તેવાં અક્ષય કીર્ત્તિ કુસુમોની માળા તેમના કંઠમાંજ શોભતી હતી–તેમને થઈ ગયાને ઘણાં વર્ષો વીતી ગયાં છે; પણ અદ્યાપિ ભારતભૂમિમાં તેમની સ્મૃતિ અને કીર્ત્તિ તેવી ને તેવીજ તાજી છે. શું તે ભુંસાય તેવી છે ?

૬–સ્ત્રીજાતિમાં એક દૈવી ગુણ છે તેનું નામ “ પ્રેમ ” કે કંઈ અન્ય હોય પણ તે સર્વ જગ તથી જુદો છે. કારણ જો કોઈ ચતુર પુરૂષ સ્ત્રી પસંદ કરે છે તો તે કયા ગુણને માન આપે છે ? રસોઈનું, ભરત ચિત્રનું કામ, બે ત્રણ ભાષાઓનું, ગાવા બજાવવાનું, સંતાનોનું પ્રતિપાલન કરવાનું, વગેરે આવડતમાંના કયા સદ્‌ગુણને પતિ પસંદ કરે છે ? પણ સ્ત્રી કે પુરૂષ ઉભય પોતાની પસંદગી તો આત્મા ઓળખી કરે છે. “ આત્મા ઓળખે તે વર, નહિ તો પર ” તેવીજ રીતે

બાહ્ય સમૃદ્ધિનાં સાધનો કાંઈ પણ કામ આવતાં નથી; કિન્તુ એક હૃદય, આત્માજ ઉપયોગમાં આવે છે; માટે પતિ પત્નીએ સદ્ગ-વર્ત્તન રાખી હૃદય-આત્મા નિર્મળ રાખવાની જરૂર છે.

૭–ઘણુંય કેળવાયલાં દંપતી પણ એક બીજાને વાસ્તે ઘણીવાર અસંતોષી રહે છે; પણ હું ધારૂં છું કે જો તેઓ એક બીજાંનાં નિર્મળ હૃદયમાં પોતાનું પ્રતિબિંબ જુએ તો પછી તેવી ફરિયાદ રહે નહિ ને મતભેદ પણ પડે નહિ. હિંદુસ્તાનમાં બાળલગ્નથી એક જાતનાં નહિ પણ અનેક જાતનાં કજોડાં થાય છે. મનનાં, તનનાં, વિદ્યાનાં, વયનાં, વિત્તનાં ને વિચારનાં અનેક કજોડાં થાય છે! પણ કેળવાયલાએ પોતાનો સંસાર સુખમય કરવાને માટે એક બીજાંનાં દોષ કાઢીને કુસંપ ઉત્પન્ન ન હ કરતાં ઉભયને અનુકૂળ થવુંજ ઉત્તમ છે.

૮–અલબત્ત, જ્યાં સદ્વર્ત્તન નથી ત્યાં તો કાંઇજ નથી; માટે પતિનો પ્રેમ મેળવી ગૃહરાજ્યનાં રાણી થવા માટે સ્ત્રીઓને સદ્વર્તન તો ઘણુજ કામનું છે. સ્ત્રીમાં ભલે ઘણી ચતુરાઇ ને ઘણી આવડત હોય પણ તે માત્ર સદ્વર્ત્તન વિના નિરૂપયોગી છે;–ગૃહની પ્રધાન ગણાતી સ્ત્રી જો સદ્વર્ત્તનવાળી હોય છે તો તેનો રાજા તેવોજ ને પ્રજા પણ તેવીજ હોય છે. માટે સ્ત્રીએ અવશ્ય સદ્વર્તનશાલિની થવુંજ જોઇએ.

૯–સ્ત્રીઓના સદ્વર્તનમાં શીયળ મુખ્ય છે. શીયળ વિના સઘળું તુચ્છ છે;–માટે મનની દૃઢતાથી સંપૂર્ણ રીતે શીયળ-વ્રત પાળવું ને બીજા પણ અનેક સદ્ગુણોનું સ્ત્રીઓએ પાલન કરવાનું છે. શીયળ વિનાની સ્ત્રી ઘણી ભયંકર છે. તેની

આવડત, તેના બીજા ગુણો, તેની વિદ્યા કે તેનું સૌંદર્ય સર્વે નિરર્થકજ છે !

૧૦–શરીરસૌંદર્ય એ કંઇ બહુ મોંઘી ને માનલાયક ચીજ નથી. તે તો એક હલકામાં હલકી ॥ પાસે પણ હોય છે; પણ પતિપ્રેમ જે ઉમદા સદ્‌વર્તનનો ગુણ છે એ એક મોંઘામાં મોઘી ચીજ છે; કારણ તે ક્વચિતજ મળી આવે છે. જ્યાં તે છે ત્યાં સ્વર્ગીય સુખનો વિસ્તાર થઇ રહે છે.

૧૧–સ્ત્રીઓ જેટલો શ્રમ સૌંદર્ય માટે લે છે તેના જેટલો શ્રમ જો તેઓ સદ્‌વર્તન માટે લેતી હોય તો ખરેખર ભારતભૂમિ અદ્યાપિપર્યન્ત આર્યનારીઓના ગૌરવથી ગર્વિત હોત; પણ અફસોસ, આજકાલ તો નવાં નવાં ફેશનવાળાં લૂગડાં, ઘરેણાં વગેરે પહેરીને પરી થઈને પુરૂષોમાં વખણાવાનું મન ઘણી સ્ત્રીઓને થાય છે. સાબુ, સેન્ટ, સુગંધીદાર તેલો, સાડીઓ, પોલકાં, પાઉડર, બૂટ, છત્રી આદિનો ઉપયોગ વધતોજ જાય છે; જેથી ભારતનું વિશેષ અધઃપતન થાય છે.

૧૨–આ આર્યાવર્તનું હતભાગ્ય નહિ તો બીજું શું ? ખાવામાં, પીવામાં, બેસવામાં, બોલવામાં, સૂવામાં, ચાલવામાં, ન્હાવામાં, ધોવામાં, માથું ઓળવામાં, જ્યાં જુઓ ત્યાં ફેશન ને ફેશન ! અપ્સરાઓ બનીને અજવાળ્યાં છે ગૃહ ! લાખો રૂપિયા ફેશનને માટે હિંદમાં ખરચાય છે. દેશની નિર્ધનતાનો કોને વિચાર છે ! સ્વદેશની કોને દાઝ છે ! સ્ત્રીઓ ગૃહરાજ્યની રાણીઓ છે. તેમણે દ્રઢ નિશ્ચય કરવો જોઈએ. નકામી ફેશનના ખોટા ખરચથી તેમણે બચવું જોઇએ ને તેમણે સ્વદેશી વસ્તુ-

એનોજ પોતાની શક્તિ પ્રમાણે ઉપયોગ કરવો જોઈએ. દરેક સ્રી કે જેને વાંચતાં વિચારતાં આવડે છે તે શું આટલું ના કરી શકે? કરી શકેજ.

૧૩–વળી આધુનિક ગરમ પાણીનો રિવાજ પણ પ્રમાણમાં વધી પડયો છે. જ્યાં ત્યાં ચ્હા, ચ્હા ને ચ્હા! ખાવા ખો-તેરાં ને ધીંગાણાં બહોતેરાં '–તેમ દિવસમાં બે ત્રણ વખત ચ્હા! આ રિવાજ પણ આર્થિક ને શારીરિક બન્ને રીતે નુકશાનકા-રક છે. એથી મિથ્યા ખટપટ ને કામ વધે છે; માટે બનતા પ્રયાસે ચ્હાને સત્વર કાઢી નાખવી. શ્રીમંતનું અનુકરણ નિર્ધન કરે છે તો તે વધારે નિર્ધન થાય છે માટે પ્રથમ તો શ્રીમંતો-એજ પૂરતો વિચાર કરવાનો છે. ઉત્તમ દૂધરૂપી અમૃત મૂકીને ચ્હારૂપી વિષનું પાન શા માટે કરવું ને પ્રજાને કરાવવું જોઇએ? ગરમ પાણી વિલાયત જેવા શીતપ્રધાન દેશને યોગ્ય હશે પણ હિંદ જેવા ગરમ દેશને માટે તે બિલકુલ યોગ્ય નથી; માટે તેને ઝેર સમજી તેનો ત્યાગ કરવો.

૧૪–ઘણીખરી બ્હેનોને પારસણ કે મૅડમ થવાની હોંશ થાય છે. તેઓ તેમની પરાણે ખુશામદ કરી તેમનાં સખીપણાં કરે છે, ચ્હા પાય છે, હારતોરાને ધર્યા કરે છે, તેમનું તે બધું સારૂં તે પણ એક ભૂલજ છે. સારાસારનો વિચાર કરીને પછીથી જે ઉત્તમ હોય તે ગુરૂશ્રી દત્તાત્રયના માફક તેમની પાસેથી ગ્રહણ કરવું જોઇએ. બાકી અંધશ્રદ્ધાનું પરિણામ સારૂં આવતું નથી. તેમના બધા રિવાજ સારા નથી ને આપણા પણ સઘળા રિવાજ સારા નથી.

૧૫-સ્ત્રીઓએ આળસુ બનીને પોતાનો કાળક્ષેપ વૃથા કરવો જોઈએ નહિ. રંક સ્ત્રીઓનો વખત ઘણે ભાગે ઘર-ધંધામાં પસાર થાય છે; પણ બાકીનો સમય તો પરનિંદા કરવામાં ને નમાલી વાતો કરવામાં પસાર થાય છે. જે નોકર રાખી શકે તેવું હોય તે પણ પોતાનો વખત તેવીજ રીતે નકામો ગાળી નાખે છે. આપણી પાસે સમય હોય તેનો સદુ-પયોગ કરવો, નકામી નિંદા કુથલી કે નમાલી વાતો કિંવા આળસુપણે સૂવામાં કે દેવદર્શનના ઢોંગ કરવામાં સમય ગુમાવી દેવો જોઈએ નહિ. ભરવું, ગુંથવું, સાંધવું શીવવું, રાંધવું, ઘર-કામ કરવું, વાચવું, વિચારવું, લખવું, પ્રભુનું સ્મરણ કરવું, છોકરાં હોય તો તેમને કેળવવાં વગેરે પ્રકારની સદ્પ્રવૃત્તિમાંજ સ્ત્રીએ પોતાનો સમય ગાળવો. કદાપિ કલેશ, નિંદા ને ગામ-ગપાટામાં વખત ગાળવો નહિ. સમયનો સદુપયોગ કરવો એજ શ્રેષ્ઠ જીવન છે. જેટલો સમય વ્યર્થ ગુમાવ્યો તેટલું જીવન પણ વ્યર્થ ગુમાવ્યું જાણવું.

૧૬-આધુનિક સમયમાં સ્ત્રીઓ ભરતાં, ગુંથતાં, શિખી છે. વિલાયતી દોરા, સોયા, ઉન, રેશમ, મખમલ, કેનવાસ, ઝીક, ટીપકી વગેરેનો તેઓ ઘણો ઉપયોગ કરે છે. આવું કંઇ પણ ઉપયોગ વગરનું નકામું ખરચાળું ભરત પણ નહિ ભરવું જોઈએ. વોરાઓનાં નકામાં બીલ વધ્યે જાય એ પણ કંઇ આવડત કે ગૃહસ્થાઈ નથી; માટે હમ્મેશાં પ્રથમ ઉપયોગી કામ કરતાં શિખવું જોઈએ. શ્રીમન્ત સ્ત્રીઓ કદિ કરે તો ભલે કરે પણ સાધારણ તો બહુજ સંભાળ લેવાની છે અને નકામા ખોટા ખરચોથી બચવાનું છે.

૧૭-વળી હમણાંની સુધરેલી સ્ત્રીઓમાં ભણવા ને લખવા વાચવાનો ડોળ પણ વધી ગયો છે. બેવકુફ જેવી સ્ત્રી પણ પુસ્તક લઈને બેસે પછી ભલે પાંચ દહાડે એક પૃષ્ઠ પૂરૂં થાય ને પુનર્જન્મે સમજાય પણ બાઈસાહેબ ભણેલાં છે એવું પરિચિત અને અપરિચિત મનુષ્યોને સમજાવવાનો ડોળ કરે છે! ઘરનું કામ સંભાળે નહિ. તે તો હલકું છોકરૂં તેડતાં શરમાય ને આયાઓ જોઈએ. સખીઓ ને ન્હાપાણી હોય, કોઇ સ્થળે મેળાવડો હોય તો હાજર! બાળક ઘેર રડી રડીને મરે ને વર આંટા ખાયા કરે. નાટકમાં તો તૈયાર! આવી કુટેવો પણ સુધારવીજ જોઇએ. વાચવું લખવું જો કે અવશ્યનું છે; પણ તેની ઉપયોગિતા નિયમ ઉપર આધાર રાખે છે. ઘરની આવક-યોગ્યતાનો વિચાર નહિ, વાચે પણ વિચારવાની શક્તિ નહિ, વાચેલું અમલમાં મૂકવાની શક્તિ નહિ, બાળકની સંભાળ નહિ, પતિની આજ્ઞા કે પ્રેમની દરકાર નહિ; એ સઘળું સ્વચ્છંદી વર્તન કોઈ પણ રીતે સ્ત્રીજાતિને શોભતું નથી; માટે તેવા સુધારાનો ખોટો ડૉળ તિરસ્કારપાત્ર છે.

૧૮—પરણ્યા પછી દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો એજ છે કે તેણે તેના પતિનો પ્રેમ હરેક રીતે સંપાદન કરવો જોઇએ. તેના હૃદયને ઓળખી લેવું જોઇએ-આત્માથી એકતા સાધવી જોઈએ. તેને દરેક રીતે સુખ, સંતોષ ને આનંદ આપવો જોઇએ. તેમને અખુટ પ્રેમ આપીને પ્રેમના બદલામાં પ્રેમ મેળવી લેવો જોઇએ તથા સંસારને સુખમય કરવો જોઇએ.

૧૯—દરેક બાળકને માટે તેની માતા જવાબદાર છે. તેની

શારીરીક માનસિક, નૈતિક ને આધ્યાત્મિક દરેક ઉન્નતિને માટે તેની માતા જવાબદાર છે. બાળકનું બુદ્ધિબળ, વિદ્યા ને સદ્વર્ત્તન એ સર્વ માતાના ઉપરજ આધાર રાખે છે; તેથી ભવિષ્યમાં સારી પ્રજા ઉત્પન્ન કરવાને માટે માતાએ દરેક રીતે નિયમિત ને સદ્વર્તનશીલ થવું જોઇએ. માતાના ચારિત્રની ઉત્તમ યાતો અધમ છાપ જે બાળકનાં મગજમાં પડે છે તે કાળે કરીને દૂર થતી નથી; માટે પોતાનાં બાળકોને બાળપણથીજ ધર્મનું શિક્ષણ જો ગૃહદ્વારા આપ્યું હોય તો પછીથી શાળામાં વાંધો આવે નહિ; તેથી આધુનિક કેળવણી ધર્મનીતિશૂન્ય ગણાય છે તે પણ ગણાશે નહિ; પણ આ ફરજને માટે માતાજ જવાબદાર છે. કેળવાયલી સુજ્ઞ માતા બાળકનું ભાગ્ય નથી ઘડી શકતી પણ ચારિત્ર તો ઘડીજ શકે છે. ઘણા પુત્રો, ઘણી લક્ષ્મી, ઘણો વૈભવ કે ઘણી વિદ્યા ભાગ્યને આધારે છે; પણ સદ્વર્ત્તનમય ચારિત્ર તો ફક્ત માતાના આધારે છે. માતાજ બાળકોનો શ્રેષ્ઠ ગુરૂ છે.

૨૦–દરેક સુજ્ઞ સ્ત્રીએ પોતાના ગૃહમંદિરમાં આવક ને વ્યયનો હિસાબ રાખવો ઘટે છે ને તેમાં જો કે કંજુસાઇ નહિ પણ કસર તો કરવીજ જોઇએ છે. નાતવરા, વરઘોડા, મરણ, જન્મ ને લગ્નનાં ખરચોમાં, પુલણજીની પેઠે કરજ કરીને કુલેકામાં શ્રીમન્તો તેમજ ગરીબ સરખાં ઉતરે છે! આ રિવાજો સ્હામે પણ ટક્કર ઝીલવાની છે અને તેમાં સ્ત્રીઓએજ પોતાનું મન દૃઢ રાખવાની પ્રથમ જરૂર છે. વળી બીજી બાજુએ વિલાયતી

પોલિશનો માલ, જાપાની સાડીઓ તથા બીજી અનેક શોખ-મૉજની આંખને આંજે તેવી ચીજો નહિ વાપરવા માટે પ્રથમ સ્ત્રીઓએજ મન મજબુત રાખવાનું છે. એ બન્ને બાજુએ થતા ખોટા ખર્ચનો બચાવ કરવો ખાસ જરૂરનો છે. પોતાને તેમજ ગૃહકુટુમ્બને ખાસ ઉપયોગી ન હોય એવી શૅાખની કોઇ પણ ચીજ ખરીદવી જોઇએ નહિ. આહાર, વિહાર ને પોષાકમાં નિયમિતપણું, સાદાઈ ને સ્વચ્છતા રાખવી. સ્વદેશના શ્રેય અર્થે અન્ય મોહમાં ન પડતાં જાડું ઝીણું પણ સ્વદેશીજ લેવું ને સર્વ પ્રકારના ખરચમાં કસર કરવી; કંજુસાઇ નહિ. સામાન્ય વર્ગે આ વાત ખાસ શિખવાની છે અને તે સ્ત્રીઓથી સહેલાઇથી અમલમાં મૂકી શકાય એવી છે.



# સ્ત્રીજાતિ માટે જગપ્રસિદ્ધ વિદ્વાનોના કેટલાક અભિપ્રાય.

૧—મનુષ્યને માતાથી દૂરદર્શિતા અને પિતાથી વીરતા પૈતૃકધનમાં મળે છે.

શોપનહોર.

૨—સ્ત્રી ઘરનું ધન અને શોભા છે; તેથી તેનું સદા રક્ષણ કરવું જોઇએ. મહાભાગ્યવતી પુણ્ય કરનારી સ્ત્રી પૂજનીયા છે.

વેદવ્યાસ મહાભારત.

૩—હું જે કાંઇ છું અથવા થઇ શકું છું એનું સઘળું માન મ્હારાં દેવી સમાન માતાને ઘટે છે.

ઈબ્રાહિમ લિંકન.

૪—મ્હેં ફારસીનું શિક્ષણ (પ્રારંભિક) મ્હારી માતા પાસેથી મેળવ્યું તથા મ્હારી બાલ્યાવસ્થામાં મ્હારી માતાએ મ્હને ઘણું લાભપ્રદ નૈતિક શિક્ષણ આપ્યું. એ શિક્ષણ મ્હને નિરંતર યાદ રહે છે.

સર સૈયદ અહમદ.

૫—પ્રત્યેક દેશ, જાતિ અને ધર્મમાં મનુષ્યને તેની માતા જેવો બનાવે છે તેવોજ બ[illegible]

સર એડમંડ વરર્ટી.

૬—મ્હારાં માતાએ મ્હારી ઉપર નજર રાખીને મ્હને મ્હારા સોબતીઓના ખોટા પ્રભાવથી બચાવ્યો છે.

શ્રી૦ દાદાભાઇ નવરોજજી.

૭—એક સુયોગ્ય માતા સો પંડિતો કરતાં પણ ઉત્તમ છે.

જૉર્જ હર્બર્ટ.

૮—જે ઘરમાં સ્ત્રી પુરૂષથી અને પુરૂષ સ્ત્રીથી સંતુષ્ટ રહે છે તે ઘરસંસારમાં સ્વર્ગસુખ મળી શકે છે.

મનુ.

૯—કોઇ પણ બાળકની ભાવી ઉન્નતિ યા તો અવનતિ માત્ર તેની માતાના ઉપરજ આધાર રાખે છે.

નેપોલિયન બોનાપાર્ટ.

૧૦—એક સુયોગ્ય માતા હજારો ગુરૂઓ કરતાં પણ ઉત્તમ છે.

સર સૈયદ અહમદ.

૧૧—સ્ત્રી પુરૂષ સાથેજ ઇશ્વર પ્રાર્થના કરે છે અને હર્ષ, શોક, આનંદ તથા દુઃખમાં પરસ્પરને સહાયતા કરે છે. તેઓ કોઈ પણ કાર્ય એક બીજાથી છુપાવી રાખતાં નથી, તથા એક બીજાને ભારરૂપ થતા નથી. આવું જોઇ પરમેશ્વર પ્રસન્ન થઇ તેમને સુખી કરે છે. જયાં સ્ત્રી પુરૂષ પ્રેમથી રહે છે ત્યાં કશી બુરાઇ થતી નથી.

સર જૉન લેક.

૧૨—ફ્રાન્સનો વૈભવ તેની માતાઓને લીધે છે.

નેપોલયન.

૧૩—સૌએ ચોક્કસ યાદ રાખવું કે, કોઈ જાતિ પોતાની માતાઓ સિવાય વિશેષ ઉન્નત થઈ શકતી નથી. સંસારની જીતોની લૂંટનો માલ માતાના કર્તવ્યનું મોતી થાય છે; કેમકે જે હાથ પારણું હલાવે છે તેજ હાથ આખા જગતને પણ હલાવી શકે છે.

મિસ સોરાબજી.

૧૪—હું ગમે એટલી દરિદ્રાવસ્થામાં છું; છતાં મ્હને જો કોઇ આખી દુનિયાની સંપત્તિ આપી દે તો પણ હું મ્હારી સ્ત્રીથી બદલાઇશ નહિ. સંસારમાં જેની સ્ત્રી પ્રતિષ્ઠાપન્ન છે તથા જે સ્ત્રીથી સુખી છે તેજ મહાન્ ભાગ્યશાળી છે.

લ્યુથર.

૧૫—હું મુત્સદ્દીપણાના સઘળા ગુણો તેમજ ધૈર્ય અને કાર્યતત્પરતા મ્હારી માતાના ખોળામાં બેસીને શિખ્યો છું.

નેપોલિયન.

૧૬—ઇંગ્લેન્ડની ઉન્નતિ ઇંગ્લેન્ડની માતાઓના હાથમાં છે. જે દેશના પ્રત્યેક્ કુટુંબમાં યોગ્ય માતાઓ હોય તે દેશ અવશ્ય ઉન્નત થઇ શકે. સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ સુયોગ્ય માતા બનાવવાનોજ છે.

ગ્લૅડસ્ટન.

૧૭—જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે ત્યાં દેવતાઓ નિવાસ કરે છે.

મનુ.

૧૮—સ્ત્રી ઉપરજ પુરૂપની ઉન્નતિ તેમજ અવનતિનો આધાર રહેલો છે. જો સ્ત્રી સુશિક્ષિતા હશે તો પતિની ઉન્નતિ કરી શકશે અને મૂર્ખ હશે તો અવનતિ કરશે.

લાડિવર્લે.

૧૯—જો કે મ્હારી માતા લગભગ ૩૦ વર્ષથી પરલોકવાસિની થઇ છે છતાં હજી તે મ્હારા વિચારો અને શબ્દોમાં હાજર છે.

મિચલેટ.

૨૦—સ્ત્રીઓમાં એક એવો અદ્‌ભુત જાદુ છે કે, તે ગમે એવા અસભ્ય માણસને પણ સભ્ય બનાવી તેને પોતાના તરફ આકર્ષે છે.

ક્રાલી.

૨૧—બાળક પોતાનો પ્રારંભિક પાઠ માતા પાસેથી શિખે છે. જે વિચારો બાલ્યાવસ્થામાં મનમાં પ્રવેશ કરે છે તે જીવન-પર્યંત કાયમ રહે છે. ભવિષ્યનું શિક્ષણ ભૂતકાળના વિચારોને દૂર કરી શકતું નથી.

અમીર અબ્દુલ રહેમાનખાન.

૨૨—હું મ્હારી સઘળી ઉન્નતિ અને વિજયોમાં મ્હારી માતા અને તેના સુયોગ્ય સિદ્ધાન્તોને આભારી છું.

નેપોલિયન.

૨૩—સ્ત્રી શાન્તિની દેવી છે. એને કદાપિ ઉચ્ચપદ ઉપરથી ઉતારી પાડવી જોઇએ નહિ.

ફ્રોડિયસ.

૨૪—માતાજ તેનાં સંતાનોની પ્રથમ સંરક્ષક અને શિક્ષક થાય છે. પછીથી બાળકને શિક્ષક પાસે મોકલવામાં આવે છે.

નિચી.

૨૫—મ્હેં સઘળી વિદ્યા મ્હારી માતા પાસેથીજ પ્રાપ્ત કરી છે. જ્યારે હું કોઇ ચિત્ર વિશેષ સુંદર બનાવવાને ઈચ્છું છું ત્યારે મ્હારી માતાનું ધ્યાન ધરીને હું લખ્યા કરૂં છું.

રેનૉલ્ડઝ.

૨૬—આપણે સ્ત્રીઓનું માત્ર તેમના સૌન્દર્યને લીધે નહિ; પરંતુ તેમનાથી ઉત્પન્ન થતા ગુણોને લીધેજ તેમનું સંમાન કરીએ છીએ.

ઓડિસન.

૨૭—પુરૂષની માફક સ્ત્રીને પણ સુખની જરૂર છે.

કોલ્ટન.

૨૮—સદ્‌ગુણી સ્ત્રી સંસારમાં અધિક રમણીય વસ્તુ છે.

ફ્રેડિયસ.

૨૯—મ્હારા સ્વદેશ પ્રત્યે મ્હારો જે વિશુદ્ધ પ્રેમ છે, તથા મ્હારામાં જે દેશદાઝ છે એનો પ્રારંભ મ્હારી માતાને હું જ્યારે ગરીબોની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતી, અને સંકટમાં સપડાયલા લોકો ઉપર દયા કરતી જોતો ત્યારથી થયો છે. હું અસત્યનો ઉપાસક નથી; છતાં હું કબૂલ કરૂં છું કે, ઘણી ગંભીર મુશિબતના વખતે, કે જ્યારે વાયુ પ્રચંડ જોરથી વહીને મ્હારી નૌકાને કાગળની નૌકા માફક સમુદ્રમાં ઝોકાં ખાતી કરી નાખતો હતો અથવા તો શત્રુઓની બંદુકોની ગોળીઓ જ્યારે ઉપરા ઉપરી મ્હારા કાન પાસે થઈને ચાલી જતી હતી તથા વજ્રપાતની માફક જ્યારે તોપોના ગોળાઓનો વર્ષાદ મ્હારી ચારે તરફ વરસતો હતો ત્યારે હું મ્હારી માતાને મ્હારા સંરક્ષણાર્થે ઈશ્વરપ્રાર્થના કરતી જોઈ શકતો હતો. હું કોઈ પણ સંકટનો શિકાર થઇ પડતો નહોતો તેથીજ મ્હારૂં સાહસ અને બહાદુરી જોઇ સૌને અપાર આશ્ચર્ય ઉપજતું હતું. વળી જ્યાં સુધી મ્હારી દેવીસ્વરૂપિણી માતા મ્હારા કલ્યાણાર્થે ઈશ્વરપ્રાર્થના કરે છે ત્યાં સુધી હું એક પણ સંકટનો શિકાર નહિ થઈ પડું એવી મ્હને સંપૂર્ણ ખાત્રી છે.

ગેરિબલ્ડી.

૩૦—જેવી રીતે આયનામાં જોનાર પોતાના પ્રતિબિંબને જોઇ શકે છે તેવીજ રીતે પતિ તરફથી મળતા સુખ દુઃખની

છાયા પત્નીના મ્હોં ઉપર હમ્મેશાં જોવામાં આવે છે.

**ઇર્વીસમ્સ.**

૩૧—ન્હાનાં બાળકોને પવિત્રતા, સત્ય અને વિવેક શિખવવાને માટે માતાના ખોળા જેવું બીજું કોઇ ઉત્તમ સ્થાન નથી. સઘળી પ્રારંભિક તથા ઉત્તમ આશાઓ અને આકાંક્ષાઓ માતા પાસેથીજ પ્રાપ્ત કરવી જોઇએ. **બાડમ.**

૩૨—જે પોતાના પતિ તેમજ બાળબચ્ચાંને નિરંતર આનંદમાં રાખે છે તેની આગળ સંસારની મહારાણીનો વૈભવ પણ તુચ્છ છે.

**ગોલ્ડસ્મિથ.**

૩૩—મ્હારી માતાદ્વારજ હું આવો સુક્ષ્મ વિચારશીલ થયો છું.

**જોન્સન.**

૩૪—સ્ત્રી મનુષ્યને સભ્યતા શિખવનારી પંડિતા છે.

**ક્લોડિયસ.**

૩૫—પાતિવ્રત એ સ્ત્રીઓનો સર્વોત્તમ સદ્ગુણ છે.

**એડિસન.**

૩૬—જો અમારાથી કદિ કોઈ ગુન્હો થઈ જાય છે તો તેથી ક્રોધને પરિણામે માતાને વિશેષ દુઃખ અને ખેદ થાય છે; પરંતુ એ અમારા કાર્યથી રૂષ્ટ થઇને અમારો ત્યાગ કરતી નથી-તથા અમે તેનાં બાળકો છીએ એ વાત ભૂલાવતી નથી.

**વૉશિંગ્ટન.**

૩૭—માતાના સ્વભાવનું પરિણામ તેનાં બાળકો ઉપર થાય છે.

**કાર્ટર.**

૩૮—સ્ત્રીઓના હૃદયમાં સદૈવ અખંડ પ્રેમધારા વહે છે. એ પ્રેમધારા કદાપિ સુકાતી નથી.

**બુલવર લિટન.**

૩૯—સ્ત્રીઓ આપણને આરામ આપે છે તથા મરતબો અને સભ્યતા શિખવે છે.

વૉલ્ટર.

૪૦—સ્ત્રી ઘરનો સ્તંભ છે. તંદુરસ્તીમાં તે મદદ કરનારી છે, અને સત્કાર્યો કરવામાં ઉત્સાહ પ્રેરનારી છે.

શહેનશાહ હોશંગ.

૪૧—નારી સબ નઠારી મત કહો, કોઈ રત્નકી ખાણ,
નારીસે નર ઉપજ્યા, ધ્રુવ પ્રહ્લાદ સમાન.

કબીર.

૪૨—ઓ સ્ત્રી ! મ્હારો સર્વોત્તમ ખજાનો ત્હારી આગળ તુચ્છ છે.

શેક્ષપીઅર.

૪૩—સ્ત્રી ! સંકટના સમયમાં તું શરમાળ રહે છે; પરંતુ દુઃખના સમયમાં તું સેવામાં હાજર રહે છે. ત્હારી તુલના થઈ શકે તેમ નથી.

સર વૉલ્ટર સ્કૉટ.

૪૪—સ્ત્રી ! કાંટાઓમાં તું એક ગુલાબની કળી છે !

ટૅનિસન.

૪૫—ડહાપણ કરતાં ઉત્તમ એક ભલી સ્ત્રી છે. સ્ત્રીથી ઉત્તમ બીજું કાંઇ નથી.

ચૉસર.

૪૬:—સ્ત્રી ! તું મ્હારી એકાન્ત જીંદગીના અંધકારમાં જ્યોતિર્મય પ્રકાશ છે. તું મ્હારા કટુ જીવનને મધુર બનાવનાર છે. તું આ પૃથિવીપર મ્હને સ્વર્ગસુખ આપનાર છે.

થૉમસ રેમર.

# पतिस्तोत्रनो सार।

नमः कान्ताय भर्त्रेच शिवचन्द्रस्वरूपिणे ।
नमः शान्ताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥ १ ॥
नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥ २ ॥
पञ्चप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानन्ददायिने ॥ ३ ॥
पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ।
पतिश्च निर्गुणाधारो ब्रह्मरूपो नमोस्तुते ॥ ४ ॥
क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानाकृतञ्च यत् ।
पत्नीबन्धो दयासिन्धो दासीदोषं क्षमस्व च ॥ ५ ॥
इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौ पद्मया कृतम् ।
सरस्वत्या च धरया गंगया च पुरातनम् ॥ ६ ॥
सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः ।
पार्वत्या च कृतं भक्त्या कैलासे शंकराय च ॥ ७ ॥
मुनीनाञ्च सुराणाञ्च पत्नीभिश्च कृतं पुरा ।
पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥ ८ ॥
पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् ।
इदं जप्त्वा सती भक्त्या भुङ्क्ते सा तदनुज्ञया ॥ ९ ॥

# પતિસ્તોત્રનો ભાવાર્થઃ—

શિવ અને ચન્દ્રસ્વરૂપ કાન્ત–ભર્તાને નમસ્કાર હો. શાન્ત દાન્ત અને સર્વ દેવના આશ્રયરૂપ પતિદેવને નમસ્કાર હો. (૧)

નમન કરવા યોગ્ય, બ્રહ્મરૂપ અને સતીના પરમપ્રાણરૂપ પતિને નમસ્કાર હો. પૂજન કરવાયોગ્ય અને હૃદયના આધાર-રૂપ પતિ તમને નમસ્કાર હો. (૨)

પાંચ પ્રાણના અધિદેવ, આંખના તારારૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નીને પરમ આનન્દ આપનારા પતિદેવને નમસ્કાર હો. (૩)

પતિ બ્રહ્મા છે, પતિ વિષ્ણુ છે અને પતિ એજ મહેશ્વર છે. પતિજ નિર્ગુણ,આધારરૂપ અને બ્રહ્મરૂપ છે; તેમને નમસ્કાર હો. (૪)

હે ભગવાન્! જાણે અજાણે કરેલા મારા અપરાધ ક્ષમા કરો. હે પત્નીના મિત્ર, હે દયાસિંધુ, આ દાસીના દોષ ક્ષમા કરો (૫)

આ મહા પવિત્ર અને પુરાતન સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ રચેલું છે. આ સ્તોત્ર સરસ્વતી, ધરા અને ગંગાએ પઠન કરેલું છે. (૬)

પૂર્વે સાવિત્રી પણ તેવડે નિત્ય બ્રહ્માની સ્તુતિ કરતાં અને કૈલાસમાં પાર્વતી પણ એ સ્તોત્રના ઉચ્ચારપૂર્વક શંકરની ભક્તિ કરતાં. (૭)

પૂર્વે ઋષિપત્નીઓ અને દેવતાઓની પત્નીઓએ પણ આ સ્તોત્રવડે પોતાપોતાના પતિઓની સ્તુતિ કરી છે; કેમકે આ સ્તોત્ર સર્વ પતિવ્રતાઓનું કલ્યાણ કરનારૂં છે. (૮)

જે પતિવ્રતા નારી આ સ્તોત્રવડે પતિની સ્તુતિ કરે છે, તે તીર્થસ્નાનના ફળને પામે છે. સતી સ્ત્રીએ ભક્તિપૂર્વક આ સ્તોત્રના ઉચ્ચારવડે પતિની સ્તુતિ કર્યા પછી પતિની આજ્ઞા લઈને ભોજન કરવું. (૯)

# सतीमाहात्म्य।

पुरुषाणां सहस्त्रञ्च सती स्त्री च समुद्धरेत् ।
पतिः पतिव्रताणाञ्च मुच्यते सर्वपातकात् ॥ १ ॥
नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ।
तया सार्धञ्च निष्कर्मा मोदते हरिमन्दिरे ॥ २ ॥
पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि ।
तेजश्च सर्वदेवानां मुनीनाञ्च सतीषु तत् ॥ ३ ॥
तपस्विनां तपः सर्वं व्रतिनां यत् फलं व्रते ।
दाने फलं यद्दातॄणां तत् सर्वं तासु सन्ततम् ॥ ४ ॥
शतजन्मसुपुण्यानां गेहे जाता पतिव्रता ।
पतिव्रताप्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥ ५ ॥

ભાવાર્થઃ—સતીસ્ત્રી પોતાના સતીત્વના પ્રતાપે હજારો પુરૂષોનો ઉદ્ધાર કરે છે. પતિવ્રતા સ્ત્રીનો પતિ સર્વ પાપોથી મુક્ત થાય છે. (૧)

સતીઓના વ્રતના તેજને લીધે તેમના પતીઓને કર્મનો ભોગ ભોગવવો પડતો નથી, અને તેઓ નિષ્કર્મ (ક્ષીણકર્મ) થઈને સતીની સાથેજ પ્રભુના ધામમાં આનંદ કરે છે. (૨)

પૃથ્વીમાં જે તીર્થો છે તે સર્વ સતીના ચરણમાં રહેલાં છે; તેમજ સર્વ દેવતાઓનું અને મુનિઓનું તેજ પણ સતીઓમાં રહેલું છે. (૩)

તપસ્વીઓને તપથી અને વ્રત કરનારાઓને વ્રતથી જે સર્વ ફળ થાય છે, તેમજ દાતાઓને દાનથી જે ફળ થાય છે, તે સર્વ ફળ સતીસ્ત્રીના સતીપણામાં સદાકાળ રહેલું છે. (૪)

સો જન્મના પુણ્યવાનને ત્યાંજ સતીનો જન્મ થાય છે. સતીની માતા પુનીત બને છે, અને પિતા જીવન્મુક્ત થાય છે; (૫)

